વર્ષ ૧ લું.

સસ્તી વાર્તામાળા

પુસ્તક ૮-૯

53

# બાદશાહી કથાકુંજ.

(પાંચ ઐતિહાસિક વાર્તાઓ.)

પ્રથમ આવૃત્તિ
પ્રત ૨૬૦૦

માઘ-ફાલ્ગુણ.

સને ૧૯૧૪.
વિ. સં. ૧૯૭૦.

કાચું પુઠું ૦-૬-૦
પાકું પુઠું ૦-૯-૦

લેખક અને પ્રકાશક:
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
મેનેજર-ભારતજીવન અને
સસ્તી વાર્તામાળા.
મુંબઈ નં.-૧૩

# અગત્યની સૂચનાઓ.

૧. **ગ્રાહકો વધારવા માટે**—અમે **આપારાવ** પુસ્તકમાં સર્વે ગ્રાહક બંધુઓને ગ્રાહકો વધારવાની સખ્ત ભલામણ કરી હતી છતાં હજુ ઘણાં બંધુઓએ ગ્રાહકો વધારવામાં બેદરકારી વાપરી છે. **હજુ પણ સર્વ ગ્રાહક બંધુઓને નમ્ર પ્રાર્થના છે કે તેઓએ કૃપા કરી ફક્ત એક એક ગ્રાહક પણ વધારવું.** તેમ થશે તોજ "વાર્તામાળા" માં વધારે પૃષ્ઠો અપાશે અને તેને હાલનાજ વાર્ષિક લવાજમમા ચાલુ રાખવામાં આવશે. **ગ્રાહકોની સખ્યા પાંચ છ હજાર** થવી જોઇએ. તોજ અમને કંઇક ઉત્સાહ થાય એમ છે. તેમ નહિ થાય તો અમારે લવાજમમા સહેજ વધારો કરવો પડશે. સર્વ કોઇ જોઇ શકે છે કે **નજીવા લવાજમમાં કેવાં** ઉત્તમ પુસ્તકો તેમને મળે છે. સસ્તી કિમ્મતે સાહિત્ય ફેલાવવાનુ નામ દઇને કલમ, કાગળ કે બાઇન્ડીંગ વગેરે કોઇ વસ્તુ સસ્તી કરી દેવામા આવી નથી! એટલુંજ નહિ પણ **ભવિષ્યમાં નવલકથાઓમાં સુંદર છબીઓ અપાય એવી** પણ **અમારી** ઇચ્છા છે. એ ખરચાળ ઇચ્છા ફળિભૂત કરવાનું કામ ગ્રાહક બધુઓનુ છે. આશા છે કે **આ પુસ્તકમાં મુકેલાં કાર્ડ, દરેકે દરેક ગ્રાહક બંધુ ભરાવી-એક એક નવું ગ્રાહક વધારી મોકલશે.** તેઓ થોડો શ્રમ કરશે તો સત્વર પાંચ છ હજાર ગ્રાહક થઇ શકશે. **માટે આળસ નહિ રાખતાં** પ્રત્યેક બંધુઓ થોડો પરિશ્રમ કરશે અને ગ્રાહકો વધારવા લક્ષ્ય રાખશે એવી આશા છે. **"મહારાણા પ્રતાપસિંહ"** સત્વર પોષ્ટ થશે.

૨. **દ્વિતીય વર્ષમાં ગ્રાહક રહેવા માટે**—હવે પછી સ્વદેશ પ્રેમી સંન્યાસી **"મહારાણા પ્રતાપસિંહ"** નામની ઐતિહાસિક નવલકથા થોડા વખતમાંજ ગ્રાહક બધુઓને પોષ્ટ થશે. એટલે ચાલુ (પ્રથમ) વર્ષ પુરૂં થશે. ચાલુ વર્ષમાં "વાર્તામાળા" ના ઘણા બધુઓએ લાભ લીધો છે. તે બંધુઓને પ્રાર્થના છે કે તેઓએ પોતાનાજ હિતને ખાતર દ્વિતીય વર્ષમાં પણ ગ્રાહક તરીકે ચાલુ રહી **પોતાના અન્ય મિત્રો, સગાંઓ અને સંબંધમાં આવતા સજ્જનોને પણ ગ્રાહક બનાવવા.** તેમ

થવાથી તેઓનેજ ઉત્તમ વાચનનો સારો લાભ થાય છે. **પરંતુ જેઓની ઇચ્છા હવેથી ગ્રાહક તરીકે રહેવાની ના હોય તેઓએ કૃપા કરી આ પુસ્તક મળતાં તરતજ એક પોષ્ટ કાર્ડ લખી અમને ખબર આપવી.** તેમ કરવામાં આળસ નહિ કરવા ખાસ વિનંતિ છે કારણ કે તેમનું થોડું આળસ અમને પોષ્ટ ખર્ચના મ્હોટા નુકસાનમાં નાંખે એ બનવા જોગ છે. બીજા વર્ષનું પહેલું પુસ્તક **પ્રત્યેક ગ્રાહકોને વાર્ષિક લવાજમ માટે વી. પી. થી મોકલવામાં આવશે.** જો તે પુસ્તક ગ્રાહકો તરફથી **અમને પાછું ( Refused )** મોકલાય તો **દરેક ગ્રાહકથી અમને પોષ્ટેજનું અઢી આનાનું નુકશાન થાય.** માટે સર્વ ગ્રાહક બંધુને વિજ્ઞપ્તિ છે કે જેઓને ગ્રાહક તરીકે ના રહેવું હોય તેઓએ અમને સવેળા તરતજ એક પત્ર લખી દેવો એ પુસ્તક છપાય છે. આષાઢ શુદ્ધ પુર્ણિમા પછીથી પ્રકટ થશે, અને ગ્રાહક બંધુઓને લવાજમ માટે વેલ્યુપેબલ દ્વારા મોકલવામા આવશે. આશા છે કે સર્વ બંધુઓ તેને સ્વીકારી લેશે.

૩. **આફ્રિકાના ગ્રાહક બંધુઓએ**—આ પુસ્તક મળેથી **તરતજ પોતાનું બીજા વર્ષનું લવાજમ પોષ્ટલ ચૅકથી** અથવા **મનિઑર્ડરથી** અમને મોકલવું કારણ કે પાંચમુ પુસ્તક " મહારાણા પ્રતાપસિંહ " ૧૦-૧૫ દિવસમાજ પોષ્ટ થઇ જશે અને તે તેમને મળે તે પહેલાં નવાં વર્ષનુ પ્રથમ પુસ્તક પણ પ્રકટ થઇ જશે. આફ્રિકાના ગ્રાહકોનું લવાજમ અગાઉથી લેવાય છે. વળી જે ગ્રાહકોએ ચાલુ વર્ષમાં કાચા પૂઠાનું લવાજમ રૂ. ૨-૬-૦ અને પાકા પૂઠાના રૂા. ૩-૧૨-૦ મોકલ્યા હોય **તેઓએ આ પુસ્તક મળેથી ૦-૪-૦ ની પોષ્ટની ટીકીટો નવા** વર્ષના લવાજમ સાથે વધુ મોકલવી. વાર્ષિક લવાજમ **કાચા પૂઠા માટે રૂ. ૨-૧૦-૦ અને પાકા પૂઠા માટે રૂા. ૪-૦-૦ છે.** આફ્રિકાનાં ગ્રાહકોને પ્રથમ પુસ્તકો હાથોહાથ મળે માટે અત્રેથી રજીષ્ટર્ડ બુક પોષ્ટ મોકલવામાં આવે છે. સર્વ પત્ર વ્યવહાર, મનિઑર્ડર નીચલે સરનામે મોકલવા.

**ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

મેનેજર—ભારતજીવન અને સસ્તીવાર્તામાળા-મુંબઇ નં. ૧૩.

અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# हिन्दोस्ता हमारा.

સારે[1] જેહાં[2]સે અચ્છા, હિન્દોસ્તાં હમારા;
હમ્ બુલ્બુલો હૈંય્ ઉસ્કે, યેહ્ ગુલિસ્તાં[3] હમારા.
ગુર્બત્[4]મેં હૈંય્ અગર્ હમ્, રહેતા હૈંય્ દિલ્ વતન્ મેં;
સમજો વહીં હમેંભી, દિલ્ હો જહાં હમારા.
પર્બત્ વોહ સબ્સે ઉંચા, હમ્સાયા[5] આસ્માં કા;
વોહ સન્તરી હમારા, વોહ પાસ્બાં હમારા.
ગોદ્‌મેં ખેલ્તી હૈંય્, ઉસ્કે હઝારો નદીઆં;
ગુલ્શન્[6] હૈંય્ જિન્કે દમ્સે, રશ્કે-જના[7] હમારા.
અય્ આબે-રવાને-ગંગા[8] ! વોહ દીન્ યાદ હૈંય્ તુ.ઝકો,
ઉત્રા તેરે કિનારે, જબ્ કારવાં હમારા?
મઝહબ્[9] નહીં સિખાતા, આપસ્‌મેં બયર્[10] રખના;
હિન્દી હૈંય્ હમ્, વતન્ હૈંય્ હિન્દોસ્તાં હમારા.
યુનાનો[11], મિસરો[12], રૂમ્,[13], સબ્ મિટ્ ગયૂ જેહાંસે;
અબ્ તક્ મગર્ હૈંય્ બા.કી, નામો નિશાં હમારા.
કુચ્છ બાત્ હૈંય્ કે હસ્તી, મિટતી નહીં હમારી;
સદીઓ રહા હૈંય્ દુશ્મન્, દૌરે-ઝમાં[14] હમારા.
ઈકબાલ્ ! કોઇ મોહરિમ્[15], અપના નહીં જેહાં મેં;
મઆલૂમ કયા કીસીકો, દર્દે નિહાં[16] હમારા.

---

૧ અખિલ. ૨ દુનિયા. ૩ બાગ. ૪ ગરીબાઈ. ૫ પડછાયો. ૬ બાગ. ૭ સ્વર્ગને શરમાવનારૂં. ૮ ગંગાનુ વહેતું પાણી. ૯ ધર્મ. ૧૦ વેર. ૧૧ યુનાન (ગ્રીસ) અને ૧૨ મિસર ( ઇજીપ્ત ) અને ૧૩ રોમનું રાજ્ય. ૧૪ વખતની ચઢતી પડતી. ૧૫ ભેદ જાણનાર-મિત્ર. ૧૬ ગુપ્ત.

વર્ષ ૧ લું.

સસ્તી વાર્તામાળા

પુસ્તક ૮—૯

# બાદશાહી કથાકુંજ.

( પાંચ ઐતિહાસિક વાર્તાઓ. )

પ્રથમ આવૃત્તિ
પ્રત ૨૬૦૦

માઘ-ફાલ્ગુણ.

સને ૧૯૧૪.
વિ. સં. ૧૯૭૦.

કાચુ પૂઠું ૦-૬-૦
પાકું પૂઠું ૦-૯-૦

લેખક અને પ્રકાશકઃ
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
મેનેજર-ભારતજીવન અને
સસ્તી વાર્તામાળા.
મુંબઈ નં.-૧૩

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
૫૦૭૯૮
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# પ્રકાશકની પ્રસ્તાવના.

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेत् वाचं मनः पूतं समाचरेत् ॥

मनु. ६–४६.

માર્ગમા કોઈ જીવ કિંવા અપવિત્ર વસ્તુ ના પાડી હોય, તે જોઈને પગ મૂકવો, વસ્ત્ર દ્વારા ગાળીને જળ પીવું, સત્ય વાક્ય કહેવું (સત્ય બોલવું) કે જેથી અંતરાત્મા સંતુષ્ટ રહે; મનુષ્ય માત્રે એવાજ આચરણ રાખવા જોઇએ."

× × × × ×

धर्म्मादपेतं यत् कर्म्म यद्यपि स्यान्महाफलं ।
न तत् सेवेत मेधावी न तद्धितमिहोच्यते ॥

शांतिपर्व अ. २९५. १०७७७.

"ધર્મમાર્ગનો ત્યાગ કરીને કોઈ પણ કાર્ય કરવાથી તે મહાનફળ પ્રાપ્ત થતું હોય તો પણ બુદ્ધિમાન પુરૂષે તે કાર્ય કરવા તત્પર થવું નહિ તેને હિત કહી શકાતું નથી."

× × × × ×

અર્થ અને રાજ્યની ભૂખમાં જે જે જાતિઓ આ દેશપર ચઢી આવી હતી તેમાં મોગલો પણ એક હતા. તેમનુ રાજત્વ ઇતિહાસનાં પૃષ્ઠોમા ચિરસ્મરણીય થઇ રહ્યું છે. અગીઆરમી સદીના પ્રારંભકાળમા મુસલમાનો અને પંદરમી સદીના પ્રારભમાં મોગલો ચઢી આવ્યા હતા પરંતુ મુસલમાનો કરતાં મોગલોનો પ્રબળ પ્રતાપ, તેમની રાજપદ્ધતિ, તેમનો ધર્મ પ્રેમ, તેમની સૌંદર્યપ્રિયતા–વિલાસપ્રિયતા; વગેરે અદ્યપિ પર્યંત પ્રેક્ષકોના મન ઉપરથી ભૂસાતાં નથી ! એજ મોગલ શાહેનશાહોમાંના "દિલ્લીશ્વરો વા જગદીશ્વરો" વા અકબરશાહ, શાહજહાં અને ઔરંગઝેબના સમયને લઇ પ્રસ્તુત પુસ્તકમાં પાંચ નવલકથાઓ લખવામાં આવી છે. વાંચક બધુઓ જાણી શકશે કે શુષ્ક ઇતિહાસના વાંચનથી વાંચકવર્ગના મન ઉપર ધર્મ કિંવા નીતિ, આચાર કિંવા વિચાર સંબંધી જોઇએ તેવી ઉચ્ચ છાપ પડી શકતી નથી પરંતુ

તેજ પ્રસંગોના ટૂંકા બનાવોને નવલકથાના રૂપમાં વિવિધ પ્રકારના શબ્દ પ્રયોગમાં, રસાલંકાર સાથે ગુંથીને વાંચક સમક્ષ ધરવામાં આવે છે ત્યારે તે વાંચકના મન ઉપર સચોટ અસર કરે છે-વાચકના પ્રાણને સ્પર્શ કરે છે! ધર્મશાસ્ત્રોનાં પુસ્તકોનું પણ એમજ છે. ધર્મશાસ્ત્રના મ્હોટા ગ્રન્થો વાંચતાં સામાન્ય વાંચકવર્ગને નિરસ લાગે છે અને કવચિત્ કંટાળો પણ ઉપજે છે પરંતુ તેમાના સિદ્ધાંતોને વાર્તાઓના રૂપમાં ગોઠવી, રસાલંકાર સહિત પ્રજા સમક્ષ ધરવામા આવે છે ત્યારેજ તે વાંચકના મન ઉપર ચમત્કારિક રીતે અસર કરે છે અને તેમને સન્માર્ગે દોરી જાય છે.

પ્રસ્તુત પુસ્તકમા લખેલી પાંચે નવલકથાઓ, રાજ્ય અને અર્થલોલુપ મોગલ શહેનશાહ અકબર, શાહજહા અને ઔરંગજેબના રાજ પ્રસંગને લઇ લખાઇ છે. મોગલ બાદશાહોના જીવનચરિત ઉપરથી જોઇ શકાય છે કે, સૌંદર્યનો હદ પાર ઉપભોગ કરવામાં અને જનાનખાનાઓમા રૂપનું બજાર ભરવામાં મોગલ-મુસલમાન-શહેનશાહ જેવા અન્ય કોઇ રાજા ભાગ્યેજ પૃથ્વી તલ ઉપરથી મળશે! જ્યા વિલાસિતા હોય છે ત્યાં અનેક પ્રકારના પ્રપંચો પણ હોય છે જ. મોગલ શહેનશાહતનો ઇતિહાસ વાચનાર બધુંઓથી તે પણ અજાણ્યું નથી. એજ વિલાસિતા મોગલ શહેનશાહતની પડતીનાં અનેક કારણોમા એક પ્રબળ કારણ ગણવામા આવે તો તેમાં શું આશ્ચર્ય?

માત્ર નિરસ ઇતિહાસ વાંચવા કરતાં ઐતિહાસિક પ્રસંગો કિંવા તેવા પ્રસંગોની કલ્પના લઇને રચાયલી વિવિધ રસાલંકારભરિત નવલકથાઓ વાંચક નર-નારી ઉત્સાહપૂર્વક વાંચે છે અને તેમાં સમાયલું સદ્જ્ઞાન તેમની યોગ્યતાના પ્રમાણમાં તેમના મન ઉપર સચોટ અસર કરે છે. પ્રસ્તુત પુસ્તકમાં લખાયલી નવલકથાઓમાંથી વાંચક બંધુઓને ધર્મ, નીતિ અને વિશુદ્ધ પ્રેમના ઉચ્ચ દૃષ્ટાંતો મળી આવશે, તે ઉપરાંત ઉચ્ચ પ્રકારના આચાર વિચાર અને વ્યવહાર રાખનાર મનુષ્યો કેવી ઉચ્ચ સ્થિતિએ પહોંચે છે, પવિત્ર હૃદયનાં મનુષ્યો ગમે તેવાં સંકટમા સપડાવા છતાં તેનું કેવું શુભ પરિણામ આવે છે અને અદેખાં લોભી, સ્વાર્થી, અને કપટી મનુષ્યો અંતે કેવી દુર્દશાએ પહોંચે છે તે પ્રસ્તુત નવલકથાઓમાના અનેક પાત્રોમાંથી ઉજ્વળ રીતે જણાઇ આવશે. વાંચક વર્ગને જો એમાથી કંઇક અંશે પણ ધર્મ, નીતિ, પ્રેમ, આચાર, અને વ્યવહારનું જ્ઞાન થશે તો લેખકને સંતોષાનંદ થશે.

મોગલ સલ્તનતના ઇતિહાસમાંથી અનેક નવલકથાઓ લખી શકાય એમ છે. પ્રસ્તુત નવલકથાઓમાની કેટલીક બંગાલી સાક્ષર શ્રી હરિસાધન મુખોપાધ્યાય લિખિત "રંગમહાલ" નામક પુસ્તકને આધારે અને એક "પ્રેમનો જય" બંગાલી સાક્ષર શ્રી નિખિલનાથરાય લિખિત એક લેખને આધારે લખાઈ છે. બંગાલીમાં એવાં અનેક ઐતિહાસિક સાધનો છે કે જે દ્વારા અનેક લેખો અને નવલકથાઓ લખી શકાય; પરંતુ ગુર્જર સાક્ષરો તેનો જોઇએ તેવો લાભ લેતા નથી એ દિલગીરીનીજ વાત છે! બંગાલી જેવી હૃદયમાં અસર કરે તેવી, કાનને મધુર લાગે તેવી, અને વાંચતાં વાંચતાં તેમાં વાંચકને તરબોળ કરી દે એવી બીજી કોઇ પણ ભાષા નથી. ગુર્જર બંધુઓ તે ભાષા શીખશે તો તેમનુ હૃદય ઉન્નત થશે, તેમને નવા નવા વિષયોનું જ્ઞાન થશે, અને તેઓની ભાષામાં મધુરતા અને અસરકારકપણું આવશે એવું આ ક્ષુદ્ર લેખકનું માનવું છે.

પ્રસ્તુત પુસ્તકમાં છેલ્લી બે વાર્તાઓ "સલીમાબેગમ" અને "મોતિ મિનાર" રા. રા. હસમનરાવ હરિલાલ ધ્રુવે લખી છે જે માટે તેમનો આભાર માનું છુ.

ગ્રાહક બંધુઓને એટલીજ વિજ્ઞપ્તિ છે કે તેઓએ આ પુસ્તકની શરૂવાતનાં પૃષ્ટોમાં લખાયેલ "અગત્યની સુચનાઓ" વાંચવા અને ગ્રાહકો વધારવા તસ્દી લેવી.

અમદાવાદ
ગંગાદશહરા–૧૯૭૦. } ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

---

## અનુક્રમણિકા.







# बादशाही कथाकुंज.



## १. सुवर्ण—मंदिर.

### પ્રથમ પરિચ્છેદ.



"સવિતા, ચાલ, બ્હાર નિકળ!"

"ના, નહિ આવું."

"કેમ?"

"પ્રથમ પ્રતિજ્ઞા કરો."

"છટ્ છટ્! પ્રતિજ્ઞા નહિ કરૂં તો વિશ્વાસ નહિ રાખે?"

"પહેલાં વિશ્વાસ રાખત. હવે નહિ."

"આટલો બધો અવિશ્વાસ શા માટે સવિતા?"

"તમારાં આચરણ જોઇને. કાલે રાત્રે મ્હારી ચોરીથી તમે કેમ જતા રહેતા હતા વારૂ? મ્હારા ઉપર પ્રેમ નહિ હોવાથી, કેમ વારૂ?"

"છટ્ છટ્! ત્હારા ઉપર પ્રેમ નથી એવું બોલવું નહિ! તુ તો સોનાની સવિતા છે. તુ અતિ સુંદર છે."

"સુંદર જાણીનેજ મ્હારા ઉપર પ્રેમ રાખો છો? સોનાની જાણીનેજ પ્રેમ રાખો છો? રૂપ જોઇનેજ શું ભૂલા પડયા છો? હું કાળી હોત તો મ્હારા ઉપર પ્રેમ ના રાખત? તમને મ્હારા કરતાં કોઇ વિશેષ સુંદર મળી છે ખરી; તેમ ના હોય તો મ્હને શા માટે છોડી ચાલ્યા જાઓ?"

"એનો શો ઉત્તર આપુ સવિતા? ત્હારા ઉપર શા માટે પ્રેમ રાખું છું–ત્હને શા માટે ચ્હાઉં છું તે મનને પૂછતાં ઉત્તર મળતો નથી. ત્હને કેવી રીતે ચ્હાઉં છું તે માટે હૃદયમાં અને બાહ્ય જગત્માં શોધ કરતાં ઉપમા મળતી નથી! મ્હારા પ્રેમને કયા રૂપમાં વર્ણવું તે પણ કોઇ કવિઓના ગ્રંથમાંથી મળતું નથી! માત્ર ઈશ્વરજ જાણે છે, કારણ કે તે સર્વ જોઇ શકે છે. આ વિશ્વ, તેજ અનન્ત પુરૂષના પ્રેમવડેજ ઉજ્વળ છે. પ્રેમ એ અવિનશ્વર છે. સૌંદર્ય એ નશ્વર છે. પુષ્પ ઉગે છે, સુગંધ પ્રસારે છે, અને અંતે કરમાઇ જાય છે. પુષ્પની સ્મૃતિ લોપ થાય છે, પણ ગંધ રહી જાય છે–અમર થાય છે. સૌંદર્ય જતું રહે છે પરંતુ પ્રેમ રહે છે. વાંસળીનો મધુર ધ્વનિ વાયુમાં તરતો તરતો કાનમાં પ્રવેશ કરે છે. સાંભળનારને ગાંડો બનાવી ચાલ્યો જાય છે–લોપ થાય છે. સંગીત જતું રહે છે. સ્વર રહી જાય છે. મ્હારી દષ્ટિએ તું અનંત સુંદરી છે. પરંતુ સુદરતાને લીધેજ ત્હને ચ્હાઉં છું એમ નથી. કોણ જાણે કયા કારણથી ત્હારા ઉપર અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે તે શબ્દો વડે કહી શકાતું નથી. માત્ર હૃદયજ જાણે છે. હૃદય કહે છે કે ત્હારા ઉપર અતિશય પ્રેમ રાખવો, અને તેથી હું ત્હારા ઉપર પ્રેમ રાખું છું. ત્હને ચ્હાઉં છું. જવા દે એ બધી વાતો. હવે જળમાંથી બહાર નિકળી આવ."

સુંદરી બહાર આવી નહિ. ગળા સુધી જળમાં ડુબી રહી કમળનાળ જેવા બે કોમળ હાથ વડે, વિશાળ સરોવરનાં સુનીલ સલીલ હલાવવા લાગી. જાણે જળમાં તરતી હોય તેમ થોડાં જળમાં વિચરણ કરવા લાગી. તે સાથે કાળો લાંબો ચોટલો પણ જળમાં તરવા લાગ્યો. જળ તરંગો, સુકોમળ દેહને સ્પર્શ કરી પ્રફુલ્લ થતાં હોય તેમ તેની આસપાસ ઉછળતાં હતાં; અને વર્તુલ આકાર ધારણ કરી વેગળે જઇ સમાઇ જતાં હતાં. કેટલાંક તરંગો વેગળે સુધી જઇ, સફેદ અને રાતાં કમળનાં પુષ્પોને અથડાઈ, તેમને હલાવી નાંખતાં હતાં છતાં માયાથી વિમુક્ત થયેલા યોગેશ્વરોની પેઠેમ, કમળો જળ સાથે ગાઢી પ્રીતિ કરતાં નહિ. સ્પર્શ થતાંજ–તરત જળને વેગળે ખસેડી દેતાં! એજ સમયે થોડે વેગળે, વૃક્ષોની ઘીચ ઘટામાં મસ્તક ઉંચું કરી

ઉભેલા શ્યામ રંગના પહાડની એક ગુફામાથી એક કોકિલા સુંદર સ્વરો-ચ્ચાર કરતી ઉડી ગઇ. એક રાતી છાતીનું બુલબુલ આકાશમાં ઉડતું હતું તેણે ઘણે ઉંચે જઈ કોકિલાના સ્વરનો પ્રતિધ્વનિ કર્યો. આ નિર્જન હિમા-ચલની તળેટી, જાણે ક્ષણને માટે અનન્ત સૌંદર્ય પૂર્ણ થઇ રહી.

ગળા સુધી જળમા તરતી સુંદરીએ હાસ્ય કરી કહ્યુઃ "જોયું સુદર્શન! શુ કર્યું તે! એકી વખતે ત્રણ ચાર પક્ષીઓને કેવાં ગભરાવી નાખ્યાં?"

"ઘણું સારૂ કર્યું. તું તો જગતને કેફ ચઢાવે એવી છે. સમસ્ત જગતને પાગલ બનાવે એવી છે. બિચારા પક્ષીનુ શુ ગજું? મ્હનેજ પાગલ બના-વ્યો છે ને! બહાર નિકળ હવે."

સવિતા બહાર આવી નાહ. તેણે કહ્યુંઃ "અહા, કેવું નીલ, ઘોર નીલ, શીતળ, સુગન્ધિ જળ? આવું સુદર જળ ક્યાય જોયું છે? કાશીની ગંગામાં તો ઘણુંએ રમી છુ. તે જળ પણ આવુ સુદર નથી. આ હરિદ્વાર કેવું સુદર? આ પુણ્યમય સરોવરનુ જળ કેટલુ બધું શીતળ?"

સુદર્શને અકળાઇને કહ્યુઃ "તે તો હું પણ જોઇ શકુ છું. બહાર આવીને એ બધું કહેવાતું નથી? બહાર આવ. પછી હુ બધુ સાંભળ્યા કરીશ."

સવિતા કહેવા લાગી. "સાંભળો. શીતળ જળમાં કણ્ઠ સુધી ડૂબી છું. પ્રાણ શીતળ થઈ રહ્યા છે. હૃદયનો અગ્નિ જાણે જળના જેવોજ શીતળ થઈ રહ્યો છે. કોઇક કોઈક વખત પ્રાણ અગ્નિમય થઇ ઉઠતો હતો. આજે શીતળ થયો છે. મ્હારા અભિપ્રાય પ્રમાણે તો શીતળ જળમાં ડૂબી જવાથી સર્વ જ્વાળા શાંત પડી જશે. પ્રાણ હમેશા શીતળ થઇ જશે."

સવિતાના આ શબ્દો સાંભળી સુદર્શન ચમકયો અને કહ્યુંઃ "જા, જા, ગાંડી! એવું શુ બોલે છે? બહાર નિકળે છે કે નહિ? હવે હું જળમા ઉતરૂં છુ."

સવિતાએ દ્રઢ સ્વરે કહ્યુઃ "ઘણુંજ સારૂ. તે તો વધારે સુખની વાત. તમે અને હું બન્ને ડૂબી જઇશુ. અતિ ઉંડા કાળાં જળનાં ચિર શીતલ રાજ્યમાં, સોનાના સિંહાસન ઉપર આપણે પાસે પાસે બેસીને અનન્ત સુખ ભોગવીશુંજ. શરીર મરે છે. આત્મા મરતો નથી. ડૂબી જવાથી શરીરને

લોકો બાળી દેશે પણ આપણા આત્મા તો એક સાથેજ ભ્રમણ કરશે. ત્યાં મ્હારે વિરહ દુઃખ ભોગવવું પડશે નહિ. ત્યાં તમે મ્હને અર્ધી રાત્રે એકલી મુકી ગમે ત્યાં જઇ શકશો નહિ."

કરૂણ સ્વરે સુદર્શને કહ્યું: "સવિતા ! સવિતા ! તને પ્રાર્થના કરૂં છું કે બહાર આવ ! ત્હારૂં શરીર બગડશે, અને પિતા જોશે તો શુ કહેશે તેની ખબર છે ? સન્ધ્યા સમય થયો છે. આરતિનો શંખ અને ઘણ્ટાનાદ થાય છે. ચાલ, આરતિનાં દર્શન કરીએ."

તેમ છતાં નિષ્ઠુર સવિતા જળમાંથી બહાર નીકળી નહિ. હસતાં હસતાં બોલી: "હવે ભોળવાઇશ નહિ સુદર્શન ! ત્હમારી મીઠડી વાતો ઘણીએ સાંભળી છે. હવે હું બાલિકા નથી. પ્રથમ પ્રતિજ્ઞા કરો."

સુદર્શને કહ્યું: "હા, પ્રતિજ્ઞા લઉં છું. પિતાને મુખે સાંભળ્યુ છે કે પ્રતિજ્ઞા કરવાથી પાપ થાય છે, તેમ છતાં પ્રતિજ્ઞા લઉ છુ. બોલ, શી પ્રતિજ્ઞા–"

પ્રતિજ્ઞા લેવાનો સમય મળ્યો નહિ. વૃક્ષની શાખા પ્રશાખાની વચમાં આવેલા પર્વતમાંથી એક છાંયાવાળા વટ વૃક્ષ તળે ઉભા રહી, એક ભગવું વસ્ત્ર ધારણ કરેલા, જટાજૂટ ધારી, સૌમ્યમૂર્તિ મહાપુરૂષે ગંભીર કણ્ઠે બુમ પાડી: "સવિતા."

એ શબ્દ સાંભળતાંજ પ્રતિજ્ઞાની વાત ઉડી ગઇ ! આગ્રહ પણ ઉડી ગયો ! સંન્યાસીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સાહસ સવિતા કરી શકી નહિ. સવિતા ઉતાવળે ઉતાવળે જળમાંથી બહાર નિકળી ગઇ. જળથી ભિંજાયલુ વસ્ત્ર, અર્ધ નગ્ન દેહ, સન્ધ્યાનો આછો અંધકાર, અને આકાશમાં ઉગેલા બે ચાર તારા; આ સર્વ સુંદરતા મૃદુ વહેતા પવન સિવાય બીજું કોઇ જોઇ શકયું નહિ ! સવિતાની સુંદરતા જોઇ કહી શકાતું કે જાણે કોઇ દેવબાળા, રાત્રિ થઇ ગયેલી જાણી, માનસ–સરોવરના સ્નિગ્ધ જળમાંથી ભય પામી ચકિત નેત્રે બહાર નિકળી પોતાના ઉજ્વળ નિર્જન સ્થાનમાં ધીમે ધીમે ચાલી ગઇ !

---

# દ્વિતીય પરિચ્છેદ

રાત્રિનો સમય છે. ચારે દિશામાં અંધકાર છવાઈ ગયો છે. સર્વત્ર નિસ્તબ્ધતા જણાય છે. નીલ આકાશમાં અંધકાર, પહાડના કાળા શરીર ઉપર ગાઢ અંધકાર અને સંન્યાસીની પલ્લવમય ક્ષુદ્ર કુટીરની ચારે દિશામાં પણ અંધકાર જણાય છે. કેવલ માત્ર તે નિર્જન તળેટીમાં આવેલી કુટીરમાં એક ક્ષુદ્ર દીપક બળતો જણાય છે.

પપૈયા નિદ્રા લે છે. કોકિલ નિદ્રા લે છે. તમરાં શાંત પડયાં છે. આગીયાં જંતુઓ પોતાના શરીરનો ક્ષુદ્ર દીપક ઓલવી નાંખી વિશ્રાંતિ લે છે. સમગ્ર પ્રકૃતિ નિદ્રાના સ્વપ્નમય રાજ્યમાં આરામ લે છે. માત્ર પવન દેવતા જાગૃત છે. તેનો મૃદુ મધુર સન્ સનાટ બંધ પડતો નથી, અને નજીકમાંજ ગોમુખીમાંથી નિકળતો, રૂપેરી વર્ણનો, ધીમે ધીમે વહેતો, જળ પ્રવાહ કોલાહલ કરી રહ્યો છે. ઘોર અંધારી રાત્રે સર્વ નિદ્રા લે છે. માત્ર સંન્યાસી જાગૃત છે.

શાંત, એકાંત કુટીરમા દીપક પાસે બેસી, તે મહાપણ્ડિત સંન્યાસી શાસ્ત્રનું અધ્યયન કરે છે. ધીર ચિત્તે, પ્રશાંત ભાવે, સ્મિત વદને, અઘરા મૂળ શ્લોકનો, ભાષ્ય, ટીકા, અને સમાલોચના દ્વારા સરલ અર્થ કરે છે. સંન્યાસી વાંચે છે:—

**त्वमादिदेवः पुरुषः पुराणस्तमस्य विश्वस्य परं निधानम्।**
**वेत्तासि वेद्यंच परंच धाम त्वया ततं विश्वमनन्तरुप॥**

માત્ર આવૃત્તિ થઇ. ટીકા કરવાનો સમય મળ્યો નહિ. ઘોર અંધકારમાં કોઇએ શરીર ઢાંકીને અતિ સાવધાનતાપૂર્વક ધીમેથી કુટીરનાં દ્વાર ખખડાવ્યાં. દ્વાર ઉઘાડાંજ હતાં. થોડો આઘાત થતાંજ સંપૂર્ણ ઉઘડી ગયાં.

સંન્યાસીએ મ્હો ઉંચુ કર્યું. અતિથિને બરોબર ઓળખી શકયા નહિ. ગંભીર કણ્ઠે કહ્યું: "તમે કોણ છો?"

એ પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. અતિથિએ કુટીરમાં પ્રવેશ કર્યો, અને ધીમે ધીમે–નિઃશબ્દે–સંન્યાસીની પાસે જઇ ઉભો.

સંન્યાસીએ સ્નેહભરિત નેત્રે કહ્યુઃ "સુદર્શન, આટલી રાત્રે કેમ આવ્યો વત્સ! સવિતાને કંઇ અસુખ તો થયુ નથી?"

"ના પ્રભુ–" તે વિશેષ બોલી શકયો નહિ. સુદર્શનનો કણ્ઠ રૂંધાઇ ગયો. સ્વર લથડાયો.

સંન્યાસીએ વિસ્મય થઇ પૂછયુઃ "વત્સ! શા માટે રડે છે?"

સુદર્શને હૃદયનો વેગ સમાવી, કમ્પિત કણ્ઠે ઉત્તર દીધો "ગુરૂ દેવ! આપ સર્વ શાસ્ત્રજ્ઞ છો. ઠગાઇનું પ્રાયશ્ચિત શુ તે કહો.'

સંન્યાસી આશ્ચર્ય પામ્યા અને વિસ્મિત ચિત્તે કહ્યુઃ "ત્હારે તેનું શું કામ છે? સ્પષ્ટ કહે. હું સમજી શકયો નથી. ત્હારો કણ્ઠ સ્વર રૂંધાયલો અને કમ્પિત કેમ? ત્હારૂં હૃદય ચંચળ કેમ થયું છે? મધ્ય રાત્રે પાપનું પ્રાયશ્ચિત પૂછવા આવ્યો છે તેનુ કારણ શુ સુદર્શન?"

સુદર્શને દ્રઢતાથી કહ્યુઃ "પ્રભુ! પ્રથમ મ્હારા પ્રશ્નનો ઉત્તર આપવાની કૃપા કરો. પછી હું સર્વ સમજાવીશ."

સંન્યાસીએ ઉત્તર દીધોઃ "પ્રાયશ્ચિત આઠ દિવસ ઉપવાસ અથવા હીમાલયમાં નિવાસ."

સુદર્શન પ્રાયશ્ચિત નિર્ણય સાંભળી સ્તબ્ધ થઈ રહ્યો. ત્યાર પછી ધીમે ધીમે બોલ્યો "પ્રભુ! એતો મ્હોટા પાપનો ન્હાનો દણ્ડ થયો! ધર્મની વ્યવસ્થામાં અતિ દયાળુપણું જણાય છે. કંઇ કઠોર દણ્ડ કહો."

સંન્યાસી આવી ગડબડમાં અગાઉ કદી પડયા નહોતા. કંઇક ગુસ્સે થઇને બોલ્યાઃ "વત્સ! મ્હારા અધ્યયનમાં અડચણ થાય છે. જે થયુ હોય તે સત્વર કહે."

એ સમયે સુદર્શનના નેત્રમાથી ચોધાર આંસુ વહેતાં હતાં. ઝાંખા દીપકની જ્યોતિને લીધે નેત્રનાં આંસુ પણ સહજ જ્યોતિર્મય થયાં હતાં. રૂંધાયલે કણ્ઠે સુદર્શને પોતાનુ શરીર બતાવી કહ્યુઃ "ગુરૂ દેવ! આ નરાધમે આપની સાથે ઠગાઇ કરી છે. હુ હિંદુ નહિ હોવા છતાં ગુપ્ત વેશે આપના ઘરમાં રહ્યો છું અને આપનું ઘર અપવિત્ર કર્યું છે!"

આ શબ્દો સાંભળતાંજ સર્પદંસ થયેલા મનુષ્યની પેઠે સંન્યાસી ચકિત

થઇ ઉભા થયા. જટાજૂટધારી, વિભૂતિચર્ચિત, વિશાળ દેહ જાણે વિશેષ લાંબુ-પહોળું થયેલુ જણાયુ." ગુસ્સા ભરેલે નેત્રે પૂછ્યું: "તુ કોણ છે? ઓળખ આપ."

"હું મુસલમાન-અહિંદુ છું."

"મુસલમાન અહિંદુ? ત્યારે શા માટે શિષ્યત્વ સ્વિકારી મ્હને ભ્રષ્ટ કર્યો?"

સુદર્શને હમેશાં સંન્યાસીનું પ્રસન્ન મુખ જોયું હતું. ક્ષમા, ધૈર્ય, તિતિક્ષા અને પ્રેમાધાર સંન્યાસીના ઉદાર હૃદયમાં ક્રોધનો સંચાર થયેલો જોઇ સરલ હૃદયનો સુદર્શન ભય પામ્યો. સંન્યાસીના ચરણ આગળ બેસી બોલ્યો: "પ્રભુ! ક્ષમા કરો. હું મુસલમાન હોવા છતાં નીચ વંશનો નથી. જગત્‌ના બાદશાહ શેહેનશાહ અકબરે મ્હને પોતાના "બંધુ" તરીકે ગણુ વાનું વચન આપ્યું છે. આ અધમ દાસાનુદાસનું નામ ફૈજી છે."

સંન્યાસીએ ઉત્તેજિત સ્વરે કહ્યું "ફૈજી! તુંજ ફૈજી કે? મહા વિદ્વાન ફૈજી તમેજ? વત્સ હિંદુ ધર્મ અનુદાર નથી. ત્હને બ્રાહ્મણ પુત્ર જાણીનેજ આશ્રય અને શિક્ષા આપી છે. હું જાણુનો નહોતો કે મુસલમાનો આટલા બધા બુદ્ધિશાળી હોય છે. ત્હારો સમસ્ત અપરાધ ભૂલી જાઉં છું. શિષ્ય એ પુત્ર કરતાં પ્રિયતમ, અને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હોય છે. ત્હે ત્હારી ઓળખ પ્રથમથી કેમ આપી નહિ? અથવા ઓળખ આપ્યા વગરજ કેમ ચાલ્યો ગયો નહિ?"

સુદર્શને ધીમે ધીમે સાહસ કરી ઉત્તર આપ્યો: "પ્રભુ! કારણ વગર કાર્ય થતું નથી. હમણાં અનેક કારણો એકઠાં થયાં છે. પ્રથમ, મ્હારો ઉદ્દેશ સિદ્ધ થયો છે. શિક્ષા સંપૂર્ણ થઇ છે. બાદશાહે જે કાર્ય માટે મ્હને મોકલ્યો હતો તે સિદ્ધ થયું છે. હિંદુઓના દેશમાં રાજ્ય કરવું હોય, તેને "પોતાના" કરી લેવા હોય અને તેને આત્મીય કરવા હોય તો તેઓના ક્રિયાકાણ્ડ, આચાર, વ્યવહાર, અને ધર્મ પદ્ધતિ વગેરે સારી પેઠે જાણવાં જોઇએ. હિંદુ મુસલમાનો વચ્ચે ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવાનો અને પ્રીતિનું બંધન સુદૃઢ કરવાનો બાદશાહનો ઉદ્દેશ છે. હુ આપના સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે હુ હિંદુ જાતિનું અને હિંદુ દેવદેવીનું સર્વદા રક્ષણ કરીશ. દિલ્લીના દરબારમાં

હિંદુઓનું પ્રાધાન્ય વૃદ્ધિ કરીશ."

સંન્યાસીએ મનમાંજ કંઈક વિચાર કર્યા પછી કહ્યું: "વત્સ! સાંભળીને સંતોષ થયો. ત્હારો ઉદ્દેશ મહત્ અને વિશેષ ઉદારતા ભરેલો છે. મ્હારી શિક્ષાનું સાર્થક્ય થયું છે. હવે દ્વિતીય કારણ—"

સુદર્શને કહ્યું: "પ્રભુ! સવિતા મ્હને ભ્રાતૃવત્ ચ્હાય છે. હું આપના આશ્રમમાં આવ્યો ત્યારથી તે મ્હારી સંગિની થઈ છે. અમે બન્નેએ કાશીમાં એક સાથે એક વર્ષ વ્યતીત કર્યું છે. તે સમયે મ્હારી કલ્પનામાં નહતું કે: એ સરલ, પવિત્ર બાલ્ય પ્રેમ, યુવાવસ્થામાં અન્ય મૂર્ત્તિ ધારણ કરશે અને એ સરલ, પુણ્ય પવિત્ર બ્રાહ્મણ કન્યા, ગુરૂકન્યા, મ્હને પ્રાણથી અધિક પ્રિય માનશે. હું મુસલમાન હોવા છતાં રમણીઓના પવિત્ર પ્રેમની હદ જાણી શકું છું. પ્રભો! સવિતાની દૃષ્ટિ સ્હામું, પ્રલોભન રૂપે ઉભા રહેવાની હવે મ્હને ઇચ્છા નથી. પ્રેમ એ અતિ પવિત્ર વસ્તુ છે. તેને કલંકિત કરવાની ઇચ્છા નથી, અમૃતમાં વિષ ભેળવવાની ઇચ્છા નથી સુંદર નન્દનવનમાં નરક છાંટવાની ઇચ્છા નથી."

સંન્યાસી વિચારમાં પડ્યા. વિચારાન્તે નિશ્ચય કર્યો કે: "હવે બન્નેને જૂદાં પાડવાં એજ શ્રેયસ્કર છે." વળી પાછા વિચારમાં પડયા. એ વિચારનો અન્તજ આવતો નહિ.

એકાએક મૌન ભંગ કરી સંન્યાસીએ કઠોર અવાજે કહ્યું: "સુદર્શન!"

સુદર્શન સંન્યાસીનું મુખ જોઈનેજ સમજી ગયો. તેણે કહ્યું: "આજ્ઞા મહારાજ."

સંન્યાસી: "આજ રાત્રેજ, સવિતા જાગૃત થાય તે પહેલાંજ મ્હારો આશ્રમ ત્યાગ કરી ચાલ્યો જા."

ફૈજી: "પ્રભુ! આપની આજ્ઞા થતાં પહેલાંજ આ અધમ સેવક એ કાર્ય માટે તૈયાર થઈનેજ આવ્યો છે. રાત્રિ શેષ થવા આવી છે. આકાશના તારાની જ્યોતિ ક્ષીણ થવા આવી છે. પ્રભુ! વિદાયગીરી આપો—જીંદગી સુધી—"

તેનાથી વિશેષ બોલાયું નહિ. તેના સુંદર ગાલ ઉપરથી આંસુ વહેવા

લાગ્યાં. સુદર્શને કમ્પતે હાથે ગુરૂદેવના ચરણની રજ લઇ માથે ચઢાવી. તેના નેત્રમાંથી નિસરતાં કેટલાંક ઉષ્ણ અશ્રુબિંદુ સંન્યાસીના ચરણ પર પડયાં. સંન્યાસી ચમકયા. તે સંન્યાસી હતા. તેમણે સર્વ પ્રવૃત્તિ ઉપર વિજય મેળવ્યો છે. સર્વ વાસનાઓ દબાવી શકયા છે, પરંતુ " પ્રેમે " હજુ સુધી તેમની હૃદયભૂમિ પરિત્યાગ કરી નથી. વિધવિધ પ્રકારની માનવ પ્રવૃત્તિઓ સાથે ઘોર સંગ્રામ કરવા છતાં હૃદયને તેઓ મરૂભૂમિ કરી શકયા નહોતા. પ્રવૃત્તિઓ સાથે ઘોર સંગ્રામ કરવું એ કેટલું કઠિન છે તે પરીક્ષા-ક્ષેત્રમાં ઉતરેલા સંન્યાસી સારી પેઠે જાણતા હતા.

અપરાધી જ્યારે સ્વેચ્છાથી અપરાધ સ્વિકારે અને પશ્ચાતાપ રૂપી અગ્નિ વડે સ્વયં દગ્ધ થાય ત્યારે તેના અપરાધનું વિશેષત્વ ઓછું થઇ જાય છે. મનુષ્યની પ્રવૃત્તિ તરફ વિચાર કરતાં એજ નિર્ણય થઇ શકે છે. કાયદો એ કૉર્ટનું નાગપાશ બંધન છે; એ અવશ્ય એક જૂદી વાત છે.

હૃદય પણ એવું ઉદાર છે કે જે સામાન્ય ક્ષમા પ્રાર્થનાથી અતિ મ્હોટા-ભયંકર અપરાધની વાત પણ ભૂલી જાય છે ! સુદર્શનને સંન્યાસી ચ્હાતા હતા. તેને સન્તાન જાણીને જ્ઞાનદાન દીધું છે. તેને શિષ્ય જાણીને વિના સન્દેહે સવિતા સાથે નિવાસ કરવા દીધો છે. સવિતા અને સુદર્શન વચ્ચે જે પ્રેમ બંધાયો હતો તે કેવળ એક બીજાના હૃદયમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયેલો પવિત્ર અને નિર્મળજ હતો. એજ પ્રેમ સમય આવતાં અન્ય રૂપ ધારણ કરશે એ સંન્યાસી જાણતા નહોતા, તે તો બન્નેના હૃદયને સરલ અને પવિત્ર પ્રેમથી લેપાયલાંજ જાણતા હતા. હમણાં તેઓ પોતાની ભૂલ સમજી શકયા. જ્ઞાની મનુષ્ય ભૂલ સમજી શકે છે ત્યારે તે ભૂલ સમજાવનાર વ્યક્તિ પ્રત્યે વિશેષ કૃતજ્ઞતા દર્શાવ્યા વિના રહેતા નથી. સંન્યાસીના ઉદાર હૃદયમાં મહાન ઘાત-પ્રતિઘાત થવા લાગ્યો. સુદર્શનની સરલતા અને આત્મત્યાગ જોઇને સંન્યાસી તેના ગુણની પ્રશંસા કરવા લાગ્યા. ધન્ય સંન્યાસીનું પવિત્ર હૃદય !

સુદર્શનના સર્વે અપરાધ ક્ષમા કરી સંન્યાસીએ સ્નેહમય કણ્ઠે કહ્યું: " વત્સ ! તું ગમે તે હોય પણ હું તને હમેશાં બ્રાહ્મણ-યુવક તરીકે યાદ

રાખીશ. તું દિલ્લીના બાદશાહ મહાનુભાવ અકબરશાહનો મિત્ર ફૈજી મુસલમાન છે એવું કદી પણ જાણીશ નહિ. હું સંસાર ત્યાગી, સમાજ ત્યાગી, નિર્જનવાસી ઉદાસીન છું. માત્ર એકજ માયામાં બંધાયો છુ."

"જે સમાજમાં રહે છે તેણે વર્ણાશ્રમ ધર્મ પાળવો જોઇએ. તું મ્હારી કુટીરમાં આટલા દિવસ રહ્યો તેથી મ્હારો ધર્મ નષ્ટ થયો નથી; કારણ કે સમાજ સાથે મ્હારો અતિ અલ્પ સંબધ છે. વત્સ! જે શિક્ષા આપી છે, તે ઉપરથી જાણી શકશે કે ચિત્ત ઉપર વિજય મેળવવો એના કરતાં બીજા કશાથી ખરૂં વીરત્વ, યોગ્ય મહત્વ બતાવી શકાશે નહિ. ત્હેં કર્તવ્યના મુખમાં પ્રવૃત્તિનું બલિદાન કર્યું છે એટલે હવે ત્હને અધિક શુ કહું? સર્વ ભુલી જા વત્સ! હું ત્હને ક્ષમા કરૂં છુ. પરંતુ સાવધાન! હવે પછી કદી પણ સવિતાના સ્હામુ એક લાલચ તરીકે ઉભો રહીશ નહિ. પ્રેમ જગત્માં કેવા કેવા ઉત્પાત કરે છે તે તું બુદ્ધિશાળી સમજી શકશે. પવિત્ર પ્રેમે જગતમાં કેવાં કેવાં પરિણામો નિપજાવ્યાં છે તે પણ તું જાણી શકે છે. પ્રેમ એ લોભી છે—અતિ લોભી છે. પ્રેમને તૃપ્તિ નથી. તું સવિતા સમક્ષ એક લોભ રૂપે કદી પણ પુનઃ ઉભો રહીશ નહિ. વળી એક અન્ય શિખામણ દઉં છુ. મ્હારી સમક્ષ ઇશ્વરને નામે પ્રતિજ્ઞા કર કે: હિંદુઓના વેદનું કદી પણ ભાષાંતર કરીશ નહિ. અન્ય સર્વ શાસ્ત્રનુ ભાષાંતર કરવાની તને આજ્ઞા છે."

સુદર્શન બન્ને હાથ જોડી ઉભો હતો. તેણે માથું નમાવી કહ્યું: "પ્રભુ! આપની આજ્ઞા શિરોધાર્ય. એક વાત કહું છું તે સ્મરણમાં રાખવા કૃપા કરશો. આ વીંટી આપની પાસે રાખો. હું દિલ્લી જાઉં છું. મ્હારે હમેશાં બાદશાહની પાસે રહેવું પડશે. કવચિદ્ કોઇ પ્રસંગે કંઇ કામ હોય કિંવા કોઇ વિપદ્‌માં આવી પડો તો આ વીંટી મોકલવાથી આ દિન સેવક તેજ ક્ષણે આવી આપના ચરણ સમક્ષ હાજર થશે."

આ સમયે સુદર્શનના નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલી જાય છે. હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો છે. સંન્યાસીના ચરણમાં માથું નમાવી વિદાય થવાની રજા લીધી. શોકગ્રસ્ત ચ્હેરે, નિર્બળ શરીરે, જીવન પર્યંતને

માટે હમેશના મિત્ર થઇ પડેલા પર્વતરાજ પાસેથી રજા લઇ તે ઘોર અંધકારમાં ચાલ્યો ગયો.

સન્યાસીના હૃદયમાં પણ શોક ઉત્પન્ન થયો હતો. કુટીરનાં દ્વાર બંધ કર્યાં, પોથીનાં પાનાં બંધ કરી તેને વેગળી મૂકી. તેમનુ ચિત્ત ચંચળ થઇ ઉઠયું. તેમનાથી હવે અધ્યયન થયું નહિ. નેત્રમાંથી આંસુની ધારા ચાલવા લાગી. પ્રવૃત્તિની પાળ ભાંગી ગઇ. માયાથી વિમુક્ત થયેલા સન્યાસી માયાને આધીન થઇ બાળકની પેઠે રડવા લાગ્યા. ઘોર અંધારી રાત્રે પોતાના પ્રિય સુદર્શનને ચાલ્યા જવાની આજ્ઞા કરી અન્યાય કાર્ય કર્યું છે, એજ પશ્ચાતાપ તેમના મનમાં પ્રબળ થઇ ઉઠયો. સુદર્શનનું ઉતરી ગયલું મુખ અને આંસુની ધારાવાળા તેના રાતા ગાલ તેમની દૃષ્ટિ સમક્ષ તરવા લાગ્યા. કુટીરનાં દ્વાર ઉઘાડી તેઓ બહાર આવ્યા. તેમણે જોયું કે: “પ્રકૃતિદેવી મ્લાન મુખે પણ હાસ્ય કરી રહી છે. જાણે તેમના નેત્રમા આંસુ જોઇને તેમની મશ્કરી કરે છે! સુખના દિવસો વહી ગયા પછી લાબે સમયે તે સુખનુ સ્મરણ થાય છે ત્યારે મંદહાસ્ય ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે અત્યારે પ્રકૃતિદેવી મંદહાસ્ય કરી રહી છે. આકાશમાં નક્ષત્રો ઝાંખા જણાય છે. કેટલાંક વાદળાં ઝાંખા તારાઓના જૂથનાં સ્થિર પ્રકાશ ઉપર થઇને ગાંડાની પેઠે આમતેમ વિચરતાં જણાય છે. સન્યાસીના પ્રાણ અતિ આકુળવ્યાકુળ થઇ ઉઠયા. જે હમેશાં પ્રિય હતો, જે સ્નેહ મમતામાં રહ્યો હતો, તેને વિદાય કરી સંન્યાસી આત્મજ્ઞાન ભૂલ્યા. તેમને સંસારનો પવન લાગ્યો.

અંધારી રાત્રે, હરિદ્વારનો નિર્જન તળેટી-પ્રદેશ ગર્જાવી મૂકતાં સંન્યાસીએ બૂમ પાડી: “સુદર્શન, પ્રાણાધિક, પાછો આવ.”

સંન્યાસીની વ્યાકુલતા ભરેલી બૂમ, માત્ર પ્રતિધ્વનિ કરીને વિશ્વવ્યાપી પવનમાં મળી ગઈ. જેને બૂમ પાડી તે પુનઃ પાછો આવ્યો નહિ. વ્યાકુળતા ભરેલી બૂમ, તળેટીના શીલામય શરીરે અથડાઇ, છેવટે આકાશમાં મળી ગઇ!



# તૃતીય પરિચ્છેદ.

બ્રાહ્મણનો વેશ ધારણ કરેલા ફૈજીએ કેવો મ્હોટો ત્યાગ કર્યો તેનો સંન્યાસીને માત્ર ક્ષીણ આભાસ થયો હતો. ફૈજીએ પોતાનું હૃદય તેમની પાળેલી કુમારીને લાંબા સમયથી સમર્પણ કર્યું હતું. ફૈજી જાણતો નહતો કે સવિતા તેના ઉપર કેટલો પ્રેમ રાખે છે. તે દિવસે સન્ધ્યા સમયે ગંગાને કિનારે ફૈજીએ પોતાના જવાની વાત પ્રથમ કહી તે સમયે સવિતાએ પ્રતિજ્ઞા લેવડાવવાને જે આગ્રહ કર્યો તે ઉપરથી તે સમજી શકયો હતો કે સવિતાનો તેના ઉપર અતિશય પ્રેમ હતો. તે જાણી ગયો હતો કે એ પવિત્ર પ્રેમની દઢતાને લીધેજ ફૈજીને મુસલમાન જાણવા છતાં પણ સવિતા તેને પવિત્ર પ્રેમથી ચાહ્યા સિવાય રહેશે નહિ. તેને સ્પર્શ કર્યા સિવાય એક બંધુ તરીકે ચાહ્યા સિવાય રહેશે નહિ. કારણ બાલ્યપ્રેમ !

પરંતુ બુદ્ધિમાન ફૈજી એમ પણ જાણી શકયો હતો કે: "એક નિષ્કલંક, કિશોર હૃદયની કોમલતાનો લાભ લઇ તેના ઉપર અયોગ્ય રીતે પ્રેમપ્રભાવ બેસાડવો એ પોતાના ગુરૂદેવ તરફ કેટલી બધી કૃતઘ્નતા કહેવાશે ? ફૈજીનું હૃદય ફાટી જવા લાગ્યું. તેમ છતાં તેણે પોતાનો દઢ સંકલ્પ છોડયો નહિ. કર્તવ્યપાલન કરવાનો દઢ નિશ્ચય કર્યો. બ્રાહ્મણ કન્યા સવિતા ઉપર એક મુસલમાને પ્રેમ રાખી, તે ભોળી અને પવિત્ર બાળાને ફસાવવી એ તેણે મહાન પાપ કર્મ જાણ્યું. જેના ઉપર પોતાનો હક નથી, જેના પ્રત્યે પ્રેમ કરવો એ પોતાનો ધર્મ નથી એવું જાણતાંજ તેણે તે પ્રેમ બંધન તોડી નાંખવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાનો ધર્મ જાણ્યો. ધન્ય ફૈજી ! ધન્ય ત્હારા આત્મ કર્તવ્યને ! તેણે સવિતાને નિદ્રામાં પડી રહેવા દઇ સંન્યાસીની કુટીર–તે દેશ–ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. સવિતાના નેત્ર આગળથી હમેશને માટે વેગળા જવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેણે પોતાનો સંકલ્પ ગુરૂદેવ સંન્યાસીને નિવેદન કર્યો. તેથીજ ઘોર અંધારી રાત્રે, સવિતાના સ્હામુ લોભ-લાલચ તરીકે ઉભાં રહી તેને ધર્મ ભ્રષ્ટ–કર્મ ભ્રષ્ટ નહિ કરવાનો વિચાર કરીને, જીવન પર્યંતને માટે વિદાયગીરી લીધી ! ધન્ય કર્તવ્ય !

ત્યાંથી ચાલ્યા જવાની અતિ ઉત્કંઠા છતાં તેના પગ ઉપડતા નહિ. એક વખત સવિતાનું નિષ્કલંક રૂપ જ્યોતિવાળું, નિદ્રાવસ્થ-સ્વપ્નાવસ્થ-સૌંદર્યમય કોમળ મુખ જોયા વિના, જીવન પર્યંતને માટે ત્યાંથી વિદાય થવું એ સુદર્શનને માટે અસમ્ભવિત થઇ પડયું. કારણ; ઘણા દિવસ બન્ને સાથે રહ્યાં છે, સાથે રમ્યાં છે, સાથે ફર્યાં છે, અને સાથે આનંદ ભોગવ્યો છે. ઘણા દિવસ સાથે રહ્યા પછી એક બીજા ઉપર ગાઢ પ્રેમ ઉત્પન્ન થાય છે, અને એવો પ્રેમ બંધાયા પછી એક બીજાથી છૂટા પડવું એ મહાન કઠિન દુઃખદાયક થઇ પડે છે. નિર્મળ અને પવિત્ર પ્રેમની એજ ખુબી છે. સુદર્શન ઉર્ફે રૈજીએ અનેક વિચાર કર્યા. હૃદય કહેવા લાગ્યું કેઃ "સવિતાનાં દર્શન કરવાથી ત્હારૂં કર્તવ્ય ચૂકશે, તું જ્યાં જવા ચાહે છે ત્યાં સત્વર જઇ શકશે નહિ." પણ મન બોલ્યું કેઃ "જા જીવ! પ્રેમી જીવનાં છેલ્લાં દર્શન કર્યા વિના જવું એ તો નિષ્ઠુરતાજ છે. પવિત્રતા સાચવવી, ફરજ બજાવવી, એ તો મ્હારો ધર્મ છે. ચિંતા નહિ રૈજી! હું તને પવિત્ર રાખીશ. હું તને સત્વર કર્તવ્ય કર્મ બજાવવા વેગળે લઇ જઇશ." રૈજીના પગ કમ્પવા લાગ્યા. હૃદય કમ્પવા લાગ્યું. કમ્પતે શરીરે તેણે એક વખત સ્વચ્છ સુંદર પર્ણકુટીમાં પ્રવેશ કર્યો. પત્થરની શીતળ ગુહામાં કઠિન ઘાસની શૈયામાં કોમળાંગી સવિતા નિદ્રાવશ થઇ છે. એ મૂર્ત્તિ જોતાંજ જાણી શકાય છે કે નિદ્રામાં સ્વપ્ન નથી. જીવ જાણે કોઇ નિર્મળ મહાપ્રદેશમાં નિર્મળ ભાવે વિચરી રહ્યો છે. તે મુખ ઉપર પ્રેમ, વિશ્વાસ, સોહાગ અને સરલતા છવાઇ રહી છે. દીપકની ક્ષીણ જ્યોતિ સવિતાના મુખ ઉપર પડતી હોવાથી તેનું રૂપ વિલક્ષણ સુંદર જણાતું હતું. જાણે કોઇ મહાદેવી! જાણે કોઇ વનદેવી!

પ્રાતઃકાળમાં ખિલતા ગુલાબના પુષ્પ જેવી, ગુલાબી નિદ્રાથી ઘેરાયલી, ચિન્તા વગરની, કલંક વગરની, સુંદર વદની, પવિત્ર હૃદયા જાણે સમસ્ત વિશ્વનું સૌંદર્ય લઇને સૂતેલી સવિતા, જાણે નિદ્રામાં કેટલાંએ સુખ સ્વપ્ન જૂવે છે! તેના શરીરમાંથી ધીમે ધીમે શ્વાસનિઃશ્વાસ વહી રહ્યો છે. છૂટા વિખરાયલા કાળા વાળ, કેટલાક મુખ ઉપર, કેટલાક છાતીના ઢીલા વસ્ત્ર ઉપર પડયા છે, જાણે હજુ પણ સુંદરતામાં બાકી રહેતી હોય તે પરિપૂર્ણ કરી રહ્યા છે.

સુદર્શને ગુહામાં પ્રવેશ કરી, સવિતાની પવિત્ર શૈયા પાસે ઉભો રહી પ્રેમ ભરેલે-રૂંધાયલે કણ્ઠે બોલ્યો: "સવિતા ! છેલ્લી વિદાયગીરી લેવા આવ્યો છું. હાય ! શા માટે મુસલમાનના ઘરમાં જન્મ્યો તેની શી ખબર ? હૃદયમાં અનન્ત પ્રેમ ધારણ કર્યા પછી શા માટે હજુ મુસલમાન રહ્યો તેની ખબર પડતી નથી. ઇશ્વર ! તમે અનન્ત શક્તિમાન છો. આ વિશાળ સૃષ્ટિના વિરાટ-વિશ્વના ક્ષુદ્ર જીવને, શા માટે પ્રભુ, આ ભીષણ ગુંચવણમાં નાંખ્યો છે ? આ સુંદરીશ્રેષ્ઠ બ્રાહ્મણ-કન્યાની રૂપ જ્યોતિમાં મ્હને શા માટે પતંગની પેઠે મુગ્ધ કર્યો છે ? આવા અનુપમ, અણસુંઘેલા મધુર વનકુસુમનું સૌંદર્ય, મ્હારા જેવો અજ્ઞાન શું સમજે પ્રભુ !"

"અહો ! જે પ્રાપ્ત કરી શકીશ નહિ, જેને પ્રાપ્ત કરવાનો ઇશ્વરદત્ત અધિકાર નથી તેની આશા કેવી ? જેનું સ્મરણ-વિચાર-કરવાથી પણ પાપમાં પડી શકાય છે તેને માટે વિચારજ શા માટે કરવો જોઇએ ? જે મ્હારી થઇ શકશે નહિ અને જેને પુનઃ મળવાનો માર્ગ પણ બંધ થાય છે, જે સરલ, પવિત્ર અને ભોળા હૃદયની, ઓછી અક્કલની પવિત્ર કુમારિકાને મ્હારી થવાની ઇચ્છા હોય તોપણ તેને ધર્મપૂર્વક વર્તવાની સલાહ આપવી જોઇએ અને જેને પવિત્ર માર્ગે ચઢાવવી જોઇએ; તેવી મહા દેવીને પુનઃ મળવાની વાસના પણ શા માટે કરવી જોઇએ ? કવચિદ્ તેમ કરવાથી તેની વૃત્તિ ઉત્તેજિત થાય ! એવી પવિત્ર દેવીનાં દર્શન કરવાની આશાતૃષ્ણા શા માટે ? સવિતા ! બ્હેન ! હવે ત્હારી દ્રષ્ટિ સમક્ષ ત્હને લોભાવવા ઉભો રહીશ નહિ ! પરંતુ જે સ્થળે રહીશ ત્યાં ત્હારૂં સુંદર મુખ, ત્હારો નિષ્કલંક, સરલ પ્રેમ, અને ત્હારા પવિત્ર હૃદયની ઉદારતાની સ્મૃતિ રાખીને, ત્હારાજ પવિત્ર-કારક ધ્યાનમાંજ જીવન વ્યતીત કરીશ. ભગિની ! રજા ! વિદાય !"

"ના, આ સ્થળે હવે ઉભા રહેવું ઉચિત નથી. સંન્યાસી પાસે પ્રતિજ્ઞા લીધી છે કે સત્વર આશ્રમ ત્યાગ કરીશ. સંન્યાસી શાસ્ત્ર અધ્યયન બંધ કરી કદાચ આ તરફજ આવતા હશે. હવે શા માટે અહિં રહેવું ? આશા ગઇ છે, તૃષ્ણા ગઇ છે, વિશ્વાસ ગયો છે, પ્રેમ વિસર્જન કરી ઉદાસીન થયો છું. સંસારમાંથી મુક્તિ માર્ગે આવ્યો છું. હૃદયને સ્મશાનવત્ કર્યું છે. મ્હારૂં

જે કંઇ હતું, જે મ્હારા હૃદયનું સર્વસ્વ હતું, તે આ નિર્જન પર્ણકુટીમાં-પર્વતની તલેટીમાં-સંન્યાસીની ઝુંપડીમાં-રહેવા દઇ જીવન પર્યંતને માટે ચાલ્યો જાઉં છું."

સુદર્શને એક કટકા ભોજપત્ર ઉપર કંઇક લખ્યું અને તે સાવચેતીથી, ઉંચેથી સવિતાના શરીર ઉપર મુકયું. તેણે એક વખત સાવતાના મનોહર, સુંદર, માધુર્યમય-કોમળ મુખ તરફ જોયું. નેત્રના ખુણામાંથી બે બિંદુ આંસુ નિકળી પડયા. તેમ છતાં છાતીને કઠણ રાખી અતિ ધીમે પગલે પર્ણકુટીમાંથી બહાર ચાલ્યો ગયો. ચોરની પેઠે ભયચકિત હૃદયે તે સ્થાન ત્યાગ કરી તલેટીના ખુલ્લા પ્રદેશમાં ચાલ્યો ગયો. વેગળે કોઇનાં પગલાં સંભળાયાં. જાણે કોઈ કુટીર તરફ જતું હોય એમ જણાયું. થોડીવાર પછી સન્યાસીએ તેજ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો.

સવિતા નિદ્રાવશ હતી. સન્યાસીએ ઉંડો નિઃશ્વાસ મુકી સરલ બાલિકાના મુખ સ્હામુ જોયા કર્યું. મનમાંજ વિચાર થયો. "હું ગૃહત્યાગી છું. આવા પ્રપંચમાં પડવાથી મ્હારા સાધન, અધ્યયન અને ભજનમાં અડચણ પડશે. આ પિતા માતા વગરની શિષ્ય-કન્યાનું આટલા દિવસ મ્હારી કન્યા પેઠે લાલન પાલન કર્યું છે. સવિતા જાણુતી નથી કે મ્હારી સાથે તેનો ખરો શો સંબંધ છે? અને સુદર્શન! એ યુવકનું સુંદર મુખ જોઇને અને યોવનમા તેનો બ્રહ્મચારી વેશ જોઇને તેના પર સ્નેહ મમતા ઉત્પન્ન થઇ. આટલા દિવસ થયાં તેને સર્વ શાસ્ત્રની દીક્ષા આપી. તેણે મ્હારા સુખનું સ્વપ્ન વિષાદ-વિષ વડે પૂર્ણ કર્યું! અદ્રષ્ય કર્મફળને લીધે, એક વરસના અરસામાં તો નિર્દોષ સવિતા અને શાંત-ગભીર સુદર્શનના હૃદયમાં, ગંભીર આકાંક્ષામય પ્રેમ ઉત્પન્ન થયો. સુદર્શનને વેગળો કર્યો ખરો, બહારથી એ વિચ્છેદ થયો ખરો, પરંતુ વસ્તુ સ્થિતિ જોતાં એ બન્ને જીવન પર્યંત એકબીજાના વિરહ-દુઃખમાં બળી મરશે! સુદર્શનને પરદેશ કાઢયો છે. સવિતાને પણ હવે મ્હારી પાસે રાખવાની ઇચ્છા નથી. હરિદ્વારમાં આવી થોડો સમય શાંતિ મેળવવાની ઇચ્છા રાખી હતી, પરંતુ તેમ થયુ નહિ. મનુષ્યનું બધું ધાર્યું થતું હોત તો ઇશ્વરની અદ્ભુત ઇચ્છા-લીલાને કોણ યાદ કરત! કાલેજ તીર્થમાં જવાનું બ્હાનું

કાઢી સવિતાને અન્ય સ્થાને મોકલી નિશ્ચિંત થઇશ.''

આવા વિચાર કરવાથી સંન્યાસીના હૃદયનો ભાર ઓછો થયો. ધીમે ધીમે તે નિર્જન પર્વત ગુહામાંથી બહાર નિકળ્યા અને ખુલ્લા વાયુમાં આવી એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો.

સવિતા અને સુદર્શન ભિન્ન ભિન્ન ગુહામાં નિદ્રા લેતાં હતાં. સુદર્શન તેને હવે છોડી જશે નહિ એવી આશામાં લોભાઇનેજ સવિતા નિશ્ચિંત ચિત્તે નિદ્રાવસ્થ થઇ હતી. દરરોજ પ્રાતઃ સમયે સુદર્શન ગુહાના દ્વાર પાસે આવી બૂમ પાડતો કે: "સવિતા." એ શબ્દ સાંભળી સવિતા ઉત્તર આપતી કે: "સુદર્શન આવ્યા છો કે? આ આવી." તે દિવસે પ્રાતઃ સમય ક્યારનોએ થઇ ગયો પણ સુદર્શન સવિતાને બોલાવવા–જગાડવા–આવ્યો નહિ. કોઇએ "સવિતા" કહીને બૂમ પાડી નહિ. પ્રાતઃ સમયની મધુર સુગંધમય ઉષાને સમયે કોઇએ તેને માન આપ્યું નહિ. કોઇએ તેને પ્રેમભરેલે શબ્દે બોલાવી નહિ. તે દિવસે નિદ્રાભંગ થતાંજ સવિતાનું મન ઘણું ચંચળ થઈ ઉઠયું.

પ્રાતઃસમય થઇ ગયો છે. તડકો સર્વત્ર પથરાઇ ગયો છે. આ સમયે સંન્યાસીને પૂજા કરવા માટે સ્થાન સ્વચ્છ કરવું જોઇએ. પુષ્પ ચુંટી લાવવાં જોઇએ. ઉતાવળે શય્યા ત્યાગ કરી સવિતા સ્નાન કરવા જવાને તૈયાર થઇ. બેઠા થતાંજ શરીર ઉપરથી ભોજપત્રનો કટકો હાથમાં આવ્યો. હાથમાં લઇ જોતાંજ તેમાં કંઇક અક્ષરો લખેલા જણાયા. જાણે કોઇએ તેનેજ એક પત્ર લખ્યો છે.

પત્ર વાંચતાંજ તેનું માથુ ફરવા લાગ્યું. સવિતા ધીમે ધીમે ઢીલી ઢસ થઇ ગઇ. તેના હૃદનનો દેવતા સુદર્શન, તેનો પ્રાણેશ્વર સુદર્શન, તેના જીવનનું લક્ષ્ય સુદર્શન, તેનો ત્યાગ કરી ચાલ્યો ગયો છે! બસ, સવિતાએ એટલુંજ વાંચ્યું હતું. તેનાથી વધારે વંચાયું નહિ; તેનું હૃદય ધડધડવા લાગ્યું. તેનાં ચળકતા નેત્રો ઝાંખાં થયાં. નેત્રમાંથી આંસુની ધારા વરસવા લાગી.

પત્રના છેલ્લા ભાગ ઉપર સવિતાની દ્રષ્ટિ પડી. ત્યાં લખ્યું છે કે: "હું વિધર્મી છું. સવિતા, તું હિંદુ કન્યા છે. ત્હારો અને મ્હારો હમેશને

માટે મેળાપ થવો અસમ્ભવિત છે. હું બ્રહ્મચારી વેશે ત્હારા પિતાના આશ્રમમાં રહીને, દિલ્લીશ્વરની આજ્ઞાથી સંસ્કૃત વિદ્યા ભણવા આવ્યો હતો. હું અકબર બાદશાહનો પ્રિય બંધુ ફૈજી, સુદર્શનનું નામ ધારણ કરી, આટલા દિવસ ત્હારી સાથે રહ્યો હતો. પરંતુ સવિતા, એ છળકપટ મ્હારી ઇચ્છાથી થયું નથી. બાદશાહ પાસે પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા માટે મ્હેં કેટલુંએ કષ્ટ સહન કર્યું છે! બ્રહ્મચર્યવ્રત ધારણ કરી, હવિષ્યાન્ન ભોજન કર્યું છે અને એક વસ્ત્ર પહેર્યું છે!"

"અગ્નિના સ્પર્શથી કોયલા પણ લાલચોળ થઇ વિશુદ્ધ થાય છે. સવિતા, મ્હારૂં પણ તેમજ થયું છે. મ્હેં જાણી જોઇને ત્હારા સમાજ ધર્મમાં વિઘ્ન નાંખ્યું નથી. હું જૂદો ભોજન કરતો હતો. જૂદો શયન કરતો હતો. માત્ર આપણે બે સાથે ફરવા જતાં હતાં. ત્હારા મુખની મધુર વાતો સાંભળતો હતો, ત્હારી બાળચેષ્ટા અને તપસ્વી બાલિકાના જેવી સરલતા જોઇ હું મોહિત થનો હતો; અને ત્હારૂં સુંદર, અતિ સુંદર; મુખ જોઇને, શરદ્ પૂર્ણીમાના જ્યોતિપૂર્ણ ચંદ્ર જેવું સુંદર રૂપ જોઇને તથા ત્હારા કોમળ હોઠ ઉપર સ્મિત હાસ્ય ફરકતું જોઇને મનને સંતોષ આપતો હતો."

"વિશ્વપિતાના રાજ્યમાં કેટલાએ અપવિત્ર પદાર્થો છે. તું દિન રાત તેને સ્પર્શ કરે છે. એ હિસાબે મ્હારા વડે તને કોઇ પ્રકારની અપવિત્રતા થઈ નથી. સવિતા! હું પરધર્મી છું પરંતુ પ્રેમ એ ધર્મને જાણતો નથી-પ્રેમનો કોઇ ધર્મ નથી. પ્રેમ એ જાતિ જાણતો નથી. વાંધા વિઘ્ન જાણતો નથી. તું મ્હારા ઉપર પ્રેમ રાખે છે. હું ત્હારા ઉપર પ્રેમ રાખું છું. એ અજર અમર પ્રેમ ભૂલી શકાય તેમ નથી. જાતિ ધર્મ જૂદો હોવા છતાં એ પ્રેમ લોપ થશે નહિ. ત્હારા નયનથી દૂર-ઘણે દૂર-જવાથી કદાચ તું મ્હને ભૂલી જશે. એવા અનેક વિચારો કરીનેજ હું જીવન પર્યંતને માટે ત્હારી પાસેથી વિદાય થાઉં છું. દેવી! મહા પવિત્ર દેવી! વિદાય થાઉં છું."

"તું પવિત્ર છે. ત્હને અપવિત્ર કરીશ નહિ. તું નિષ્કલંક છે. ત્હારા ઉપર કલંક આરોપણ કરીશ નહિ. દેવી! પવિત્ર દેવી! શરીરની નસેનસમાં દુઃખ થાય છે! જાણે હજારો વિંછીએ શરીરમાં ડંખ માર્યા

હોય તેની વિષ જ્વાળામાં શરીર બળ્યું બળ્યું થાય છે. હૃદય બળી ઝળીને કોયલા થશે તો થવા દે. તેથી અડચણ નથી. ત્હને પવિત્ર અને નિષ્કલંક રાખવામાં મ્હારૂં ગમે તેમ થશે તેની ચિંતા નથી. પરંતુ ત્હારી સુવર્ણમયી મૂર્તિ હૃદયમાંથી કદી પણ ભૂલીશ નહિ. ત્હને ભૂલી જવાના અનેક યત્ન કરવા છતાં ભૂલીશ નહિ. સવિતા ! હું અકૃતજ્ઞ નથી, હૃદયહીન નથી. જે બન્યું છે તે ભૂલી જા. લોકો નાના પ્રકારનાં અદ્ભૂત સ્વપ્ન જૂવે છે. આપણા સંબંધમાં બનેલી સર્વ વાતો સ્વપ્ન જેવી જાણજે. સુદર્શન ત્હારી નજરે મરણ પામ્યો છે, એવી ખાત્રી રાખીને હૃદયમાં શાંતિ મેળવજે. ક્વચિત્ કોઇ પ્રકારની વિપદ્‌માં આવી પડે અથવા ક્વચિત્ સહાયતાની જરૂર પડે તો મ્હારૂં સ્મરણ કરજે. ત્હારા કાર્ય માટે જીવન અર્પણ કરવા તૈયાર છું. પવિત્ર બ્હેન, દયા, ક્ષમા."

પત્ર વંચાઇ રહ્યો. નેત્રમાંથી જળની ધારા પડવા લાગી. સવિતા બાલિકાની પેઠે રડવા લાગી આશા ભગ થતાં-સર્વસ્વ નાશ પામતાં કોણ ના રડે ? તે બહુ રડી પરંતુ સુદર્શનની ઉદારતા જોઇ અંતે શાંત પડી. સ્વાર્થ ત્યાગનું મહત્ દ્રષ્ટાન્ત જોઇ પોતાના ભગ્ન હૃદયમાં બળનો સચાર કર્યો. એક તરફ પિતા, બીજી તરફ સુદર્શન. એક તરફ ભક્તિ, બીજી તરફ પ્રેમ. એ બન્નેમાં ભક્તિનો જય થયો. સવિતાએ સુદર્શનને ભૂલી જવાનો નિશ્ચય કર્યો. એ વિચાર થતાં તેના નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં. સુદર્શનને મુસલમાન જાણીને અને તેણે કરેલી ઠગાઇથી તેના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, પરંતુ તેણે જે વર્તણૂક ચલાવી હતી તે એક શુદ્ધ બ્રાહ્મણને છાજે એવી નિર્મળ-વિશુદ્ધ હોવાથી સવિતાને તેજ વારંવાર યાદ આવતું. તેના નેત્રમાંથી વહેતી આંસુ ધારાનું ક્ષીણ ચિહ્‌ન, બહારથી સુકાઇ ગયેલું હોવા છતાં તેના કોમળ ગાલ ઉપર એક અતિ પવિત્ર સ્મૃતિની કૃષ્ણ-રેખા, ગુપ્ત રીતે રાખી ગયું હતું !



# ચતુર્થ પરિચ્છેદ.

સુખશાંતિનું રાજ્ય નથી. હમણાં ચારે દિશામાં વિદ્રોહ-બળવો જાગી ઉઠયો છે. શેહેનશાહ અકબર બળવો સમાવવા કેડ બાંધી, પરિશ્રમ કરીરહ્યા છે.

માત્ર વિદ્રોહ નથી. એક વર્ષ પર્યંત પ્રબળ યુદ્ધ ચાલેલું હોવાથી રાજ્ય ધૂળમાં મળવા બેઠું છે. રાજપૂત કુળ ગૌરવ-મહારાણા પ્રતાપસિંહે ભયંકર ઉથલ પાથલ કરી મૂકી છે. સમસ્ત રાજપૂત રાજાઓ, ટોળાંબંધ મહારાણાની પતાકા નીચે એકઠા થાય છે. રાણા પ્રતાપને નિર્બળ બનાવવા માટે પ્રથમ તેના મિત્રોને તાબે કરવાની જરૂર હતી. પ્રતાપના મિત્ર રાજપૂત સામન્તોમાં શક્તિગઢનો રાણો પણ હતો.

ચિતોડ પર લશ્કર મોકલવું હોય તો પ્રથમ શક્તિગઢમાં થઇને લશ્કર મોકલવાથી વિશેષ સગવડ થાય છે. મિત્ર જાણીને અકબરશાહે શક્તિગઢના રાણાને એક વિનતિ પત્ર લખ્યો હતો. પરંતુ તે પત્રનું રાણાએ અપમાન કર્યું. પોતાના રાજ્યમાંથી મોગલ લશ્કરને પસાર થવા દેશે નહિ, એવી રાણાએ પ્રતિજ્ઞા કરી છે. અહંકાર ભરેલો ઉત્તર આપી રાણાએ બાદશાહને વિશેષ ગુસ્સે કર્યો છે.

એક સામાન્ય કિલ્લેદારનું અપમાન, બાદશાહ સહન કરી શકયા નહિ. અમ્બરાધિપતિ મહારાણા માનસિંહે, એ અપમાનનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. અસંખ્ય મોગલ સૈન્યે શક્તિગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. શક્તિગઢનો રાણો પરાજિત થયો. તેનું સર્વસ્વ લૂંટી લીધું, અને કેદી બનાવ્યો. તે સાથે તેના અંતઃપુરની કામિનીઓ પણ કેદ થઇ.

પ્રથમ સમસ્ત કામિનીઓને સેનાપતિ માનસિંહની છાવણીમાં મોકલવામાં આવી. તે દિવસે પ્રાતઃ સમયે દરબાર ભરી સેનાપતિએ સર્વ કામિનીઓને મુક્તિદાન દીધું. માત્ર એક સ્ત્રીને કેદી તરીકે રહેવા દીધી. તે રમણી સોળ વર્ષની રૂપવંતી, અતિ સુંદરી, જાણે દેવબાળા.

માનસિંહે ઘણા માનથી તે રૂપવંતી, લાવણ્યમયી કેદી રમણીને કહ્યુંઃ " સુંદરી ! કેદી સ્ત્રીઓને પ્રથમ દિલ્લીશ્વરને ત્યાં મોકલવામાં આવે છે. તું

રાજપૂત કન્યા છે. તેથીજ હમેશના કાયદાનું મ્હેં ઉલ્લંઘન કર્યું છે. ત્હને ત્હારી ઇચ્છાનુસાર સ્વતંત્ર સુખ મળ્યા કરશે. ત્હને કોઇ પ્રકારનું કષ્ટ થશે નહિ. મ્હારા અંતઃપુરની રાણીઓમાં ત્હને ઉચ્ચ સ્થાન મળશે. મહારાણીના જેટલું ત્હને સન્માન મળશે."

કેદી–સુંદરી, દિલ્લીશ્વરના સેનાપતિના એ અદ્ભુત વ્યવહારનો ગુપ્ત ભેદ સમજી શકી નહિ. તેણે નમ્રતાથી કહ્યું. "મહારાજ! આપ ક્ષત્રિય છો! વીર પુરૂષ છો! સર્વને મુક્ત કરી જેવી ઉદારતા બતાવી તેવી ઉદારતા આ અભાગિનીના ભાગ્યમાં લખી નથી કે શું?"

એ પ્રશ્નનો ઉત્તર દેવાનુ માનસિંહને કઠિન થઈ પડયું. તેથીજ પ્રથમ હાસ્ય કર્યું. ત્યાર પછી વિચારમા પડયા. ત્યાર પછી માથું ખંજવાળવા લાગ્યા. જવાબ શો આપવો? વિચાર કરવા છતાં જવાબ જડયો નહિ. આવો મ્હોટો સેનાપતિ, એક સામાન્ય રમણીને ઉત્તર આપવામા બુદ્ધિ અને ભાષાની સહાયતા વગરનો થઇ પડયો!

એ પરીક્ષાને સંકટ સમયે એક પ્રહરીએ આવી કહ્યું: "મહારાજ! બાદશાહનો દૂત આપની મુલાકાત માટે બહાર થોભ્યો છે. ઘણા જરૂરી સમાચાર લાવ્યો છે."

માનસિંહને જાણે હથેલીમાં સ્વર્ગ આવ્યું. મનમાં ને મનમાં પ્રહરીની ઘણી પ્રશંસા કરી. કેદી–સુંદરી સ્હામુ જોઇ કહ્યુ: "સુંદરી! હમણાં અંતઃપુરમાં જા. સમય આવે ત્હારા પ્રશ્નનો ઉત્તર આપીશ."

માનસિંહ છાવણીમાંથી બહાર ગયો. એક સામાન્ય રમણીના સરલ પ્રશ્નનો ઉત્તર આપવાની જેનામાં શક્તિ–બુદ્ધિ આવી નહિ તે રાજદૂત સાથે એક રાજ્ય ઉપર જય મેળવવાની ગંભીર સલાહ મસલત ચલાવવામાં ગુંથાયો!



## પંચમ પરિચ્છેદ.

રાજદૂતને વિદાય કરી મહારાજ માનસિંહ વિશ્રામ-ભુવનમાં આરામ લેતો હતો. બે ગુલામ-દાસી તેને પવન નાંખતી હતી. સુવાસિત અંબરના ધુમાડાથી શાંત ઓરડો સૌગંધિત થઇ ઉઠયો હતો. મહારાજનું મન ચિન્તાગ્રસ્ત હતું. તે એક ચિત્તે વિચાર કરે છે. કવચિદ્ પાસે પડેલા સુવર્ણ પાત્રમાંથી તાજા સુગંધીદાર પુષ્પનો ગુચ્છ લઇ સુગંધી લે છે. વળી કવચિદ્ એક બે પત્રો લઇ તેમાંથી થોડુંક વાંચે છે. એજ સમયે એક દાસીએ આવી કહ્યું: "મહારાજ! એક સંન્યાસી આપને મળવા ચ્હાય છે. આજ્ઞા?"

માનસિંહે વિચારમા ને વિચારમાંજ ઉત્તર દીધો "સંન્યાસી-સંન્યાસી? ઠીક, ઠીક, તેમને અંદર લઇ આવ."

ભગવા વસ્ત્ર ધારણ કરેલા, હષ્ટપુષ્ટ લાંબા પહોળા શરીરવાળા, હાથમાં ત્રિશૂળ ધારણ કરેલા એક સંન્યાસી મહારાજ ઘરમાં આવ્યા. ગંભીર મુખમુદ્રા, તેજસ્વી લલાટ, સર્વાંગે વિભૂતિ, અને ભવ્ય શરીર જોઇ માનસિંહે મસ્તક નમાવી સંન્યાસીને નમસ્કાર કર્યા.

સંન્યાસીએ તેજપૂર્ણ, ગંભીર અને રૂંધાયલે કણ્ઠે કહ્યું: "મહારાજ"

માનસિંહ: "આજ્ઞા મહારાજ."

સંન્યાસી: "મહારાજ! ત્હમે દિલ્લીશ્વરના સેનાપતિ છો. હું સામાન્ય પ્રજા ન્યાય માંગવા આવ્યો છું રાજન્! મ્હારૂં ભિક્ષાનું ધન, દરિદ્રનો આધાર પાછો આપો."

માનસિંહ સમજી શકયો નહિ. ઉંડા વિચારમાં પડયો. સંન્યાસીના કહેવાનો ભાવાર્થ નહિ સમજવાથી પુછયું: "પ્રભુ! શી આજ્ઞા છે? સમજી શકાતું નથી."

સંન્યાસી "મહારાજ! ત્હમે રાજપૂત, ક્ષત્રિય, ન્યાય કરો. શક્તિગઢ પરથી જે સ્ત્રીઓને બંદિની બનાવી લાવ્યા છો તેઓને તમે સ્વતંત્રતા આપી છે. માત્ર એક સ્ત્રી આપના અંતઃપુરમાં છે તેને મુક્તિ આપો."

આ શબ્દોથી માનસિંહ સમજી શકયો, પરંતુ વિસ્મય થયો. આ સંસારત્યાગી સંન્યાસીને તે સુંદરી બંદિની સાથે શો સંબંધ હશે તે તેની રાજબુદ્ધિમાં આવ્યું નહિ. તેણે શુષ્ક કણ્ઠે કહ્યું: "પ્રભૂ! એવી અનુચિત માંગણી કરશો નહિ. હું તો દિલ્હીશ્વરનો માત્ર નોકર છું. તેમની આજ્ઞાને આધીન છું."

સંન્યાસીના નેત્રમાં આંસુ આવી ગયાં. તેમણે કહ્યું: "એ સત્ય, પરંતુ આવો મોટો અકબરશાહ, એક સામાન્ય રમણીને લઈ શું કરશે? મહારાજ! માનસિંહ! સંન્યાસી થવા છતાં પણ જેને ખાતર હું પૂરો સંન્યાસી થયો નથી, જેને કારણવશાત્ અન્ય સ્થળે રાખવા છતાં પણ ઇષ્ટકર્મમાં ચિત્ત નિરોધ કરી શકયો નથી, બગિચામાં ઉછેરેલી વેલની પેઠે જેનું અતિ માનપૂર્વક લાલનપાલન કરી આટલી મ્હોટી કરી છે, તે મ્હારૂં જીવન સર્વસ્વ, ભિખારીનું ધન, તમારા જેવા રાજેશ્વરને લેવાનું શું પ્રયોજન? અને તમારા કરતાં શ્રેષ્ઠ દિલ્લીશ્વરને પણ તેનું શુ પ્રયોજન?"

મહારાજ માનસિંહે ઉત્સુકતાથી પૂછ્યું. "બંદિની તમારી શી સગી થાય?"

સંન્યાસીએ સ્નેહભરેલે કણ્ઠે કહ્યું: "તે મ્હારી પાળેલી કન્યા છે. તે મ્હારૂં સર્વસ્વ છે. ન્હાની બાળક હતી ત્યારથી તેનું લાલનપાલન કરી આટલી મ્હોટી કરી છે. જેમ તપસ્વીઓ હરણના બાળકને પાળી તેના સ્નેહમાં બંધાય છે તેમ હું પણ તેની માયામાં બંધાયો છું."

માનસિંહે આશ્ચર્ય થતાં પૂછ્યું: "આપ તો બ્રાહ્મણ જણાઓ છો. તેણે તો પોતાને ક્ષત્રિય કન્યા કહી છે."

સંન્યાસી: "સત્ય છે. તે ક્ષત્રિય કન્યા છે. ઉચ્ચ વંશમાં તેનો જન્મ છે. કયા શાસ્ત્રમાં લખ્યું છે કે બ્રાહ્મણે ક્ષત્રિય કન્યાનું પાલન ના કરવું? તે આશ્રયહીન, ગરીબ છે. શક્તિગઢના રાણા સાથે તેનો કંઇ સંબંધજ નથી. હુંજ તેને કોઇ ગુપ્ત કારણને લીધે, તીર્થયાત્રા જતી વખતે, કિલ્લામાં મૂકી ગયો હતો. કિલ્લાનો અધિપતિ મ્હારો શિષ્ય છે. આપે દુર્ગાધિપતિને અને તેમાંની સ્ત્રીઓને કેદી બનાવી છે."

માનસિંહ, સવિતાનું અતિ સુંદર રૂપ મનમાંજ વિચારવા લાગ્યો. પ્રથમ દર્શન કરતાંજ સહજ આકર્ષણ થયું હતું, તે વિરહ વિચારમાં સંપૂર્ણ આકર્ષાયું. કેદી-રમણીનું તીવ્ર-ઉજ્વળ કટાક્ષ, સુદર ભ્રૂકુટી, પહોળાં, લજ્જા ભરેલાં ચચળ ચક્ષુ, કાળા ચળકતા વાળ, અને મુખ ઉપર પથરાયલું લાલિત્ય, એ સર્વેએ એકત્ર થઇ માનસિંહના પાષાણ જેવા હૃદય ઉપર એક ઉંડી લીટી દોરી હતી. સવિતાની રૂપ જ્યોતિ વડે તેની હૃદય ગુહા પ્રકાશીત થઇ રહી હતી.

માનસિંહે કમ્પતે સ્વરે કહ્યું: "બ્રાહ્મણ! એ યૌવન પૂર્ણ, સુદર ક્ષત્રિય રમણીને લઇને તમે શુ કરશો? દેશમાં ચારે તરફ યુદ્ધ-બળવો અને ચારે દિશામાં લુંટફાટ ચાલે છે! એવા ભયંકર દિવસોમાં શક્તિહીન વૃદ્ધ બ્રાહ્મણના આશ્રય કરતા શુ અમ્બરાધિપતિનો આશ્રય તમારી પાલિતા કન્યા માટે શ્રેયસ્કર નથી? હું પ્રતિજ્ઞા કરૂં છું કે તેને દિલ્લી મોકલીશ નહિ."

સંન્યાસી વિચારમાં પડયા. થોડી વાર પછી કહ્યું: "મહારાજ! સવિતા મ્હારી પાલિતા કન્યા છે. પરંતુ ઉચ્ચ વંશની છે. આપને તેની ઓળખ નહિ આપવાનોજ મ્હેં નિશ્ચય કર્યો હતો. એ પાલિતા વનલતાનુ સૌંદર્ય શાંત રીતે સુકાઇ જશે એમ ધાર્યું હતું. જગતને એનો પરિચય આપ્યો નથી, પરંતુ મહારાજ! જ્યારે અભય આપી મ્હારી કન્યાને આશ્રય આપો છો ત્યારે તમારા હાથમાં તેને સોંપી નિશ્ચિંત થાઉં છું. આજે શુભ દિવસ છે. ધર્મને શાક્ષી રાખી સવિતાને તમારાજ હાથમા સોંપું છું."

માનસિંહ મનમાંજ બોલ્યો: "વિવાહ? વિવાહ? અસમ્ભવિત! રાણી કમલકુમારી શું કહેશે?" પ્રકટ રીતે કહ્યું: "સંન્યાસી મહારાજ! આપનો એ નિશ્ચય વિચાર કરવા યોગ્ય છે. યુદ્ધ પુરૂં થતાં નિશ્ચિંત થઇશું. પછી વિચાર. એક વખત ચરણ રજ લેવા દો મહારાજ!"

સંન્યાસીનું મુખ અભિમાન અને ક્રોધ ભરેલું થઇ ઉઠયું. તેમણે તેજસ્વી ગંભીર સ્વરે કહ્યું: "મહારાજ! ત્યારે શુ સવિતાને ઉપભોગ અને વિલાસની સામગ્રી કરવા ચ્હાઓ છો? અંતઃપુરમાં વિલાસ ભોગવવા માટે અનેક દાસીઓનું સંગ્રહસ્થાન કર્યું છે તેમાં સવિતાને ભેળવી દેવા ચ્હાઓ

છો ? ના, મહારાજ ! એમ બનશે નહિ, મ્હારી સવિતા મ્હને પાછી આપો. હું સવિતાને લઇ જઇશ.

અસાધારણ રૂપવતી, દેવી સ્વરૂપા, સવિતાના નેત્ર કટાક્ષથી માનસિંહનું વીર હૃદય વિંધાઇ ગયું હતું. તેણે અનેક સુંદરી જોઇ હતી પરંતુ તેમાંની કોઇ સવિતાના ચરણની સેવા કરવા લાયક પણ નહોતી. પવનના ઝપાટાથી હાલતાં વૃક્ષ પલ્લવની પેઠે માનસિંહના મનમાં અનેક વિચારની ઉથલપાથલ થવા લાગી. તે મનમાંજ વિચારવા લાગ્યો કે: “ મ્હોટો ભય કમલકુમારીનો. ક્ષત્રિય રાજાઓના અંતઃપુરમાં અનેક રાણીઓ હોય તેથી કમલકુમારીનું શું ગયું ? મ્હારા સુખને માટે, મ્હારા વિલાસ–ભોગને માટે હું જેને ચ્હાઉં તેને લાવી શકું ! કમલકુમારી મ્હને રોકનાર કોણ ? હું સવિતાને ધર્મ-પત્ની બનાવીશ. ”

માનસિંહે દૃઢ પ્રતિજ્ઞા કરી. તેણે કહ્યું: “ દેવ ! આપનો આદેશ માથે ચ્હડાવું છું. આપનું અપમાન કરવાનું સાહસ મ્હારાથી થાય એમ નથી પરંતુ એ લગ્ન ગુપ્ત રીતે કરવું પડશે. મહોત્સવ ઉજવવાનો અવકાશ નથી. લગ્ન પ્રસંગે સાક્ષીમાં આપ પોતે અને બીજા મેઘામ્બર–વિલાસી વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાન. બીજી કંઇ અડચણ છે ? ”

સવિતાને પટરાણી બનાવવાની ઇચ્છા જાણી સંન્યાસીના નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. તેજ દિવસે સંન્યાસીની પાલિતા કન્યા સવિતા, અમ્બરની રાજરાણી થઇ. સુદર્શનની પરમપ્રિય સવિતાએ, ભાગ્યબળે, સુખ અને ઐશ્વર્યના વિલાસ–ભુવનમાં પ્રવેશ કર્યો. પરંતુ સવિતાના જીવન અંકનો ભાવિ–પડદો આ સ્થળેજ પડયો નહિ. આપણે હજુ પણ આગળ વધવું પડશે.



## ષષ્ઠ પરિચ્છેદ.

અમ્બરેશ્વર મહારાણી કમલકુમારી એક સ્વર્ણમય દિપકવડે સુસજ્જિત થયેલા દિવાનખાનામાં બેસી પોતાના મનમાંજ ગાતી હતી:—

"અગર તું મેરા શોહર લે જાયગી-
(તો) મૈં ઝહર ખાકે મરૂગી, પ્યારા મેરા,
"લિખિ પતિયાં, કિતની ભેજ દી પ્યારે,
ખબર ન મીલી, અબ જીસે મરૂગી, પ્યારા મેરા.

"બળ્યુ ! આ જ ગાયન વારંવાર યાદ આવે છે ! હું શા માટે ઝેર ખાવા બેઠી ? હુ શા માટે મરવા બેઠી ? મરે મ્હારી બલારાન ! નવી આવી છે, નવી પટરાણી થઇ છે તે મરશે. તે ઝેર ખાશે."

બાજુમાંથીજ કોઇએ પ્રતિધ્વનિ કર્યો: "તેજ મરશે. તેજ ઝેર ખાશે."

રાણી કમલકુમારીએ આશ્ચર્ય પામી પાછું ફરીને જોયું. સોનાના પાંજરામાં, સોનાની સાંકળ ઉપર બેઠો બેઠો હીંચકા ખાતો મનોહર પોપટ, રાણીનાજ છેલ્લા શબ્દો બોલ્યો હતો. તેણેજ રાણીની મશ્કરી કરી હતી ! તિરસ્કાર સૂચક, બનાવટી ગુસ્સામાં, મહારાણીએ, તેના પિંજરામાં, પોતાના મ્હોઢામાં ચાવેલા પાનની પિચકારી મારી. પિંજરૂં હલાવતાં કહ્યું: "બેવકુફ, નિમકહરામ ! મારૂં અન્ન ખાઇને મ્હારીજ મશ્કરી !" રાણીએ જે શબ્દો કહ્યા તે પોપટે વ્યાજ સાથે તેને પાછા કહી સંભળાવ્યા !

ભીંત સાથે લટકાવેલા, મ્હોટા સ્વચ્છ આરસામાં મહારાણીનું સર્વ શરીર જણાય છે. મદનમોહિનીની સૌંદર્યમયી પ્રતિમાની એક અન્ય મૂર્તિ પોતાની છાતીએ વળગાડી, જાણે આરસો મહારાણીનું હાસ્ય કરે છે ! રત્નવડે ગુંથાયલી વેણી બરડા પર અને ખભા પર વિખરાઇ રહી છે. કાજળનું અંજન કરેલી, મન્મથની ક્રિડા ભૂમિ સમાન બે નેત્રો, ચંચળતાથી પોતાના સ્વરૂપને જોઇ રહ્યાં છે. હોઠ ઉપર મધુર હાસ્ય, ગાલ ઉપર છવાયલો મધુર ગુલાબી રંગ, શરીરનું અપ્રતિમ સૌંદર્ય જોઇ રાણી કમલકુમારીને હસવું આવ્યું. રાણી ખસતાં ખસતાં આરસાની છેક પાસે આવી તેમાં પોતાનું

સુંદર પ્રતિબિમ્બ જોવા લાગ્યાં. પોતેજ પોતાના રૂપ ઉપર મોહ પામ્યાં. મનમાંજ બોલ્યાં: "આટલું બધું રૂપ, આટલી બધી વાસનાઓ લઇને શા માટે મરીશ? તે મરશે. પરંતુ તે પણ શા માટે મરશે? તેણે શો અપરાધ કર્યો છે? હું તેને શા માટે મારૂં? તેણે કંઇ મ્હારૂં પટરાણીપદ છીનવી લીધું નથી. રાજાના અંતઃપુરમાં તેના જેવી કેટલીએ છે. પછી હું તેને શા માટે મારૂં?"

વળી રાણી વિચારસાગરમાં તણાવા લાગી. આ સમયના વિચાર પ્રવાહમાં રાણીએ કંઇક દૃઢ નિશ્ચય કર્યો. તેણે ચંચળ ચિત્તે કહ્યુ: "તેને મરવુંજ પડશે. જે મ્હને રસ્તામાં રખડતી કરવા આવી છે, મ્હને રડાવીને પોતે હસવા આવી છે, પોતે સુખના સાગરમાં તરવા અને મ્હને દુઃખના સાગરમાં ડૂબાડવા આવી છે, સૌંદર્યતાના બળ વડે તે એક દિવસ મ્હને સિંહાસન ઉપરથી દૂર કરી શકશે! તે સુંદરી છે. નહિ તો મ્હને ભય રાખવાનું કારણ નહોતું."

રાણીની સખી ચંચળા દ્વારની પાસે ઉભી ઉભી બધું સાંભળતી હતી. તેણે એકાએક ઓરડામાં પ્રવેશ કર્યો. હસતાં હસતાં બોલી: "ઝેરનો આ-ટલો બધો સુકાળ ક્યાંથી રાણીજી! આ ગરિબને બે ચાર ઇનામ આપો. આપની ઇચ્છા પરિપૂર્ણ થશે."

રાણીએ બનાવટી ગુસ્સો કરતાં કહ્યું: "જા, જા, અભાગિની! આ સ્થળે મરવા આવી છે કે?"

"અનેક વાતો કરવાની છે. બહુજ જરૂરના સમાચાર કહેવાના છે. એક એક વાતની કિંમત એક એક અશરફિ."

"મશ્કરી જવા દે. સાચી વાત કહે."

"શું કહું મ્હારૂં માથું? નવી રાણીનાં નેત્રોનાં જળની ધારા વહે છે તે હું નજરે જોઇને આવી. બાદશાહ મહારાજને યુદ્ધમાં મોકલે છે. રાણીજી તેમને યુદ્ધમાં જવા દેતાં નથી. અત્યારથી તેમને વિરહ દુઃખ આવી પડયું છે."

"એટલામાંજ વિરહ દુઃખ! શું કહે છે? હજુ તો ઘણા દિવસો કાઢવાના છે. ત્હારી વાત સાંભળીને હસવું આવે છે ચંચળા."

"અરે એ તો પહેલી વાત. બીજી વાતો જાણો છો રાણીજી ?"

રાણીઃ "ના-કહે જોઉં."

"રાજા યુદ્ધમાંથી પાછા ફરશે ત્યાર પછી નવી રાણીને પટરાણી કરવાનું રાજાએ વચન આપ્યું છે. તેમ થવાથી તમારૂં અદ્રષ્ટ એકે સપાટે મેદાન ! અંબરનો મણિ રત્નજડિત મહેલ છોડી તમારે પેલા કાળા પત્થર જડેલા ઓરડામાં નિવાસ કરવો પડશે !"

રાણી કમલકુમારી ચિન્તાગ્રસ્ત થયાં. તેના પ્રાણમાં તીવ્ર ધક્કો લાગ્યો ! તીવ્ર ધક્કો લાગતાં નેત્રમાંથી મોતીના દાણા જેવાં બે આંસુ નિકળી પડયાં. તેણે જાણી લીધું કે "કપાળ ફુટયું છે." કપાળ ફુટતાં કોણ ના રડે !

ચંચળા ઘણી વાચાળ હતી. રાણીને રડતી જોઇ તેને ગુસ્સો ચ્હડયો. તે બોલીઃ "તે રડે છે વિરહ દુઃખને લીધે. તમે રડો છો નિરાશાને લીધે. મ્હને પણ રડવું આવે છે રાણીજી !"

ગુલાબનાં પુષ્પનો એક કલગો, સોનાની ફુલદાનીમાં રહ્યો રહ્યો ઓરડામાં ચારે તરફ સૌગંધ ફેલાવતો હતો. રાણી કમલકુમારીએ બનાવટી ગુસ્સો કરી, હાથમાં બીજું કાંઇ ન આવ્યું એટલે ગુલાબના ફુલનો કલગો લઇ ચંચળાના શરીર ઉપર ફેંકયો. કલગામાંથી ફુલ વિખરાઇ ચંચળાના શરીર ઉપર પડયાં. ત્યાંથી પૃથ્વિપર પડયાં.

ચંચળા હસતાં હસતાં બોલીઃ "રાણીજી ! સુખ સૌભાગ્યના અભિમાનનો માર મ્હને શા માટે ! શા માટે મિથ્યા અશ્રુપાત કરો છો બા ! વિધાતાએ તમને પટરાણી બનાવી મોકલ્યાં છે. રાજાની કન્યા અને રાજાની વહુ છો. રાજાની તમે પત્ની છો. ત્હમારો હક્ક એક સામાન્ય દાસી લઇ લેશે ? છટ્ છટ્ ! ચંચળા જીવતાં સુધી ત્હમારા નિમકનું અપમાન થશે ? આ જુવો રાણીજી ! નવી રાણી સવિતાસુંદરીના મરણની યુક્તિ કરી રાખી છે."

ચંચળાએ ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવી લીધી ત્યાર પછી એક પત્ર મહારાણીના હાથમાં આપ્યો. મહારાણીએ પત્ર વાંચી કહ્યુંઃ "આ ચીઠી ત્હને ક્યાંથી મળી ?"

"ભવાનીએ મેળવી આપી છે."

"એનો ઉત્તર લખાઇ ગયો છે ?"

" હા, નવી રાણીએ ઉત્તર લખવાની ભાંજગડ રાખી નથી. આજ રાત્રે ભાંગેલાં શિવમંદિર નજીક આવવાનું તેને કહાવી દીધું છે."

રાણી કમલકુમારીનું મુખ આનંદથી પ્રફુલ્લિત થઇ ઉઠયું. સ્ત્રીઓનો પ્રધાન શત્રુ શૉક્ય ! વિશેષ કરીને જ્યાં ધન, દૌલત, મણિમુક્તા અને ઐશ્વર્યના ભંડાર છે તેવા રાજા–રજવાડામાં તો ખાસ એવુંજ હોય છે.

રાણીએ ગંભીર સ્વરે કહ્યું: " એનું પરિણામ શું આવશે તેનો વિચાર કર્યો છે કે ચંચળા ?"

" હા, કર્યો છે. હમેશને માટે વિદાય ! દેશનિકાલ અથવા કેદખાનું !"

" પ્રાણનો પણ ભયસ્તો ! વેગળે જવાનું શું કામ ? કંઇ ગરબડ થાય તો આપણું પણ અનિષ્ટજ."

ચંચળાએ કહ્યું: " બાલ્યાવસ્થામાં મ્હને ભૂતની બ્હીક બતાવવામાં આવતી કયા વનમા ભૂત છે તે આંગળી વડે બતાવવામાં આવતું. હું ધૈર્ય રાખીને ભૂત જોવાને માટે તે વનમાં જઇ સર્વત્ર ભટકતી. રાણીજી ! તેજ હું. સર્વ કામમાં સાહસ જોઇએ. જીવન પર્યંત તમારૂં નિમક ખાધું છે. તમારા ઉપર એક ઉપકાર કરીશ. તેમ કરતાં મરણ થશે તો પણ તે ખુશીથી સ્વીકારીશ."

" સારૂં. જે સારૂં લાગે તે કર. લે, આ મોતિની માળા. આવી મ્હોટી ખબર આપી તેનું ઇનામ."

ચંચળા, મોતિની માળા લઇ હસતાં હસતાં વિદાય થઇ.

## સપ્તમ પરિચ્છેદ.

સુવર્ણની રકાબીમાં સફેદ ચંમેલીના પુષ્પનો ઢગલો પડયો છે. તાજાં ખીલેલાં સુંદર પુષ્પોમાંથી મનોમુગ્ધકર સુગંધ ફેલાઇ રહી છે. ચંપાની કલી જેવી આંગળીઓવાળી સુંદરી સવિતા, ચંમેલીના પુષ્પોની માળા ગુંથી રહી છે. પાસે પડેલી એક સોનાની રકાબીમાં એક માળા ગુંથીને મુકી છે. સુગંધ વડે ઓરડો બ્હેકી રહ્યો છે.

જ્યોતિર્મય મણિજડિત કંકણ, હાથ હાલતાં જરા જરા હાલે છે. પીઠ ઉપર વિખરાઇ પડેલા કાળા ચળકતા વાળ, બારીમાંથી આવતા મૃદુ પવનને લીધે વારંવાર ઉડી રહ્યા છે. ઝીણા સુતરમાં એક પછી એક ગુથાતાં ફુલોવડે માળાએ વિચિત્ર રૂપ ધારણ કર્યું છે. પોતાનું કળા કૌશલ્ય જોઇને ગુંથનાર કારિગર–સવિતા–મ્હોડુ બંધ કરીને મૃદુ હાસ્ય કરે છે અને ઉત્સુક દ્રષ્ટિથી દ્વાર તરફ જૂવે છે. એ સમયે અંબરાધિપતિએ ઓરડામા પ્રવેશ કર્યો.

નવી રાણી ઉઠીને ઉભાં થયાં. મહારાજે રાણીના ગળામાં એક હાથ નાંખી બીજે હાથે તેનો કોમળ હાથ ઝાલી એક આસન ઉપર બેઠા. રાણીના સુંદર મુખ તરફ પ્રેમમય દ્રષ્ટિ નાંખી, તેના ગાલ ઉપર ચુંબન કરતાં પૂછ્યું: "સવિતા ! માળા કોને માટે ગુથે છે ?"

"આપનેજ માટે."

"યુદ્ધ વ્યવસાયી સેનાપતિ માળાનો મર્મ શું સમજે ? પ્રેમ જડેલી એ પવિત્ર પુષ્પમાળાનું ગૌરવ શુ જાણે ?"

"દેવતા, પુષ્પના ગુણગ્રાહી છેકે નહિ તેનો વિચાર કર્યા વગરજ ભક્ત તેમને અર્પણ કરતા નથી. હું આપની સેવિકા–દાસી. આપની પૂજા માટેજ આ પુષ્પો સંગ્રહ કર્યા છે. સાંભળ્યું છે કેઃ રાજપૂત મહિલાઓ યુદ્ધમાં જતી વખતે પોતાના સ્વામીને વિજયમાળ પહેરાવે છે. ધર્મ પત્નીની પ્રેમની માળા ધારણ કર્યાથી વીરપુરૂષો યુદ્ધમાં જય પ્રાપ્ત કરે છે."

માનસિંહ સવિતાના રૂપમાં પ્રથમથીજ મુગ્ધ થયા હતા. આ સમયે તેની સરલતા, હૃદયનો નિર્મળ પ્રેમ જોઇ વિશેષ મુગ્ધ થયા ! તેમણે હસીને કહ્યું: "રણ કલ્યાણિ ! તે શક્તિ રૂપિણી ભવાની તમારી પ્રાર્થના નિશ્ચય સાંભળશે. લાવો, માળા પહેરાવી દો. અંતઃપુરની પાંચસો રાજપૂત મહિલામાં કોઇ પણ મ્હારો વિજય ઇચ્છતી નથી. લાવો, દેવી ! તમારા હૃદયના પ્રેમની માળા લાવો."

સવિતાએ સુવર્ણ પાત્રમાંથી સોગંધીત માળા લઇ, લજ્જા ભરેલે મુખડે મહારાજના ગળામાં પહેરાવી દીધી. માળા ગુંથતી વખતે રાજાને પુષ્પોવડે શણગારી દેવાની ઇચ્છા હતી તે સાહસ હમણાં ઓછુ થઇ ગયુ. હવે માત્ર

મહારાજની પાસેથી ક્ષણુ પણુ વેગળે જવાની ઇચ્છા રહી નહિ. કારણુ રાજા યુદ્ધમાં જવાના છે. સવિતા અમ્બરેશ્વરના પાસામાં દબાઇને-લપાઇને-ચંપાઇને બેસીજ રહી.

માનસિંહે કહ્યું: "હમણાના યુદ્ધ પછી દક્ષિણમાં જવાનું થશે. ગોવલકોંડામાં પણુ યુદ્ધજ કરવાનું છે. પ્રિય સવિતા! ત્હારે માટે ત્યાંથી સારા સારા હીરા-માણિક્ય લાવીશ."

સવિતાએ પ્રેમભરેલે નેત્રે ઉત્તર દીધો. "મહારાજ! હું રસ્તાની ધૂળ પેઠે રખડતી હતી. આપે મ્હને માન આપી, હૃદયમાં સ્થાનદાન દીધું છે. દરિદ્ર ક્ષત્રિય કન્યાને રાજમહિષી બનાવી છે. અમ્બરના રાજભંડારમાં રત્નની શી ખોટ છે મહારાજ! જે રત્ન મ્હેં પ્રાપ્ત કર્યું છે તેના કરતાં શ્રેષ્ઠ રત્ન જગત્માં બીજું કયાં છે મહારાજ! હમેશાં આપનો પ્રેમ રહે એજ આ દાસીની પ્રાર્થના છે પ્રભુ! હમેશાં આ દાસીને હૃદયમાં સ્થાન આપજો એજ વિનતિ છે પ્રાણેશ્વર!"

સવિતાના સ્નેહયુક્ત શબ્દો સાંભળી માનસિંહ મનમાં બહુજ પ્રસન્ન થયા. તેઓ સવિતાના હૃદયનો ભાવ સમજી ગયા. સવિતાના રૂપ અને ગુણના પક્ષપાતી થયા. હૃદયમાં અને બહાર જેનું આટલું બધું સૌંદર્ય, પ્રાણમાં જેને આટલો બધો સ્નેહ, હૃદયમાં જેને આટલો બધો પ્રેમ, તે સુંદરી સહેલાઇથી મહારાજનું હૃદય આકર્ષી લે એમાં આશ્ચર્ય શું? કોઇ રાણીથી તેમની આકાંક્ષા પરિપૂર્ણ થઇ નહોતી. તેઓ રાજમહિષી થઇને જન્મી છે-મનુષ્ય થઇને જન્મી નથી!

માનસિંહે આનંદિત ચિત્તે કહ્યું: "પ્રિય રાણી! યુદ્ધ પૂર્ણ થતાં કંઇક વિલંબ થશે. સમસ્ત બંદોબસ્ત નક્કી કરવા માટે કાલે હું દિલ્લી જઇશ. ત્યાંથી પાછો આવીને હું યુદ્ધમાં જઇશ. કદાચ એમ પણુ બને કે દિલ્લીથી બહારોબહાર યુદ્ધમાં જવું પડે. આજે આપણો છેલ્લો મેળાપ છે. વહાલી, પ્રાણેશ્વરી સવિતા, વિદાયગીરી આપો. હૃદયેશ્વરી સવિતા, ખુશીથી રજા આપો."

કોણુ જાણે ક્યા દુર્ભાગ્ય નિમિત્તે સવિતાનું મન વ્યાકુળ થઇ ઉઠયું. પ્રાણમાં જાણે તોફાન થઈ ઉઠયું. હૃદય ગભરાઇ ઉઠયું. કણ્ઠ રૂંધાઇ ગયો.

નેત્રમાંથી બે ચાર મુક્તાફળ ઝરી પડયાં ! તેનાથી બોલી શકાયું નહિ. બોલવાની આતુર ઇચ્છા હોવા છતાં બોલાયું નહિ !

રાણીના નેત્રમાં જળ જોતાંજ માનસિંહનું પાષાણ જેવું હૃદય પીગળી ગયું. એક તરફ કર્તવ્ય આકર્ષે છે, બીજી તરફ હૃદયેશ્વરીનો પવિત્ર પ્રેમ આકર્ષે છે. વીર પુરૂષોને માટે કર્ત્તવ્ય પ્રથમ પંક્તિ ભોગવે છે. માનસિંહે સવિતાને પ્રેમપૂર્વક દૃઢ આલિંગન કર્યું. તેના ગુલાબી ગાલ ઉપર બે ચુંબન કર્યાં. તત્ક્ષણાત્ ઓરડામાંથી બહાર નીકળી ગયા. તેમના મનમાં સવિતાના ગુલાબી ગાલ ઉપર વહેતાં મુક્તાફળ જેવાં બે આંસુનું સ્મરણ રહી ગયું. તે મુક્તાફળની પવિત્ર જ્યોતિ આગળ, મહારાજની પાંચસે રાજમહિષી નિરર્થક થઇ પડી ! માનસિંહે મનમાંજ વિચાર કર્યો: " જે સુંદર છે તેનું સર્વ સુંદર જ છે. આટલા દિવસ માત્ર રમત કરી. આજે સાચી રાણી મેળવવા ભાગ્યશાળી થયો છું. આજે મ્હારૂં જીવન ધન્ય થયું છે."

સમસ્ત દિવસ મનને ઉદ્વેગ રહ્યો છે. રાજાના ચાલ્યા જવા પછી સવિતાએ ખૂબ અશ્રુપાત કર્યો છે. રડવાથી હૃદયનો વા વંટોળીયો કંઇક શાંત થયો છે. શા માટે રડી છે તે તે પોતે પણ બરોબર જાણતી નથી. કેટલાંએ દુઃખ, કેટલીએ આશંકા અને કેટલીએ નિરાશા; એ સર્વેએ એકઠાં થઇ જાણે તેને પુષ્કળ રડાવી છે !

સવિતાનું હૃદય સુદર્શનને ભૂલ્યું છે કે નહિ તે માત્ર સવિતાજ જાણે છે. રાજરાણી થયા પછી દરિદ્ર સુદર્શનની વાત તે એકે વારે ભૂલી ગઇ હતી. સવિતા હિંદુ કન્યા હતી. રાજ્યેશ્વરની ધર્મપત્ની થઇ હતી. પારકાની ચિન્તા તે શા માટે કરે ? તેને અમ્બરનું ઐશ્વર્ય જોઇતું નહોતું. ધન-રત્ન જોઇતાં નહોતાં. સમ્પદ જોઇતી નહોતી. તેને જોઇતું હતું માત્ર પત્ની જીવનનું કર્ત્તવ્ય સ્વામિ સેવા ! સંન્યાસી દ્વારા બાલ્યકાળથી તેણે સીતા, દમયન્તી અને સાવિત્રીની પતિસેવાની કથાઓ સાંભળી હતી. તેમનાં સુખ દુઃખ સાંભળ્યાં હતાં. અત્યારે યુવાવસ્થામાં તે પતિસેવા તેના હૃદયમાં પૂર્ણ રીતે પ્રફુલ્લિત થઇ છે. તેણે સાંભળ્યું હતું કે ધન ઐશ્વર્ય કરતાં પતિસેવા એ સાક્ષાત્ પ્રભુસેવા છે. એ સેવામાં ગમે તેટલાં દુઃખ પડે તો પણ તે સહન

કરવામાંજ મુક્તિ સમાયલી છે એમ તેના હૃદયમાં દ્રઢપણે કોતરાઇ રહ્યું હતું. હૃદયની દુર્બળતાના તેણે દમન કરી હતી, અને પતિધર્મની સ્મૃતિ દ્રષ્ટિ સમક્ષ હમેશાં તાજી રાખી સુદર્શનને ભૂલી જવાનો યત્ન કરતી હતી. તે યત્ન સફળ થયો છે કે નહિ તે તો સવિતા જાણે!

સમસ્ત દિવસ ઓરડાનુ દ્વાર બંધ હતું. સાયંકાળે દ્વાર ઉઘાડી નવી રાણી બહાર નીકળી. એક વખત મનમાં આવ્યું કેઃ "મહારાણી કમલકુમારીને મળી આવું." પરંતુ તે સંકલ્પ ત્યાગ કરી અંતઃપુરના ઉદ્યાનમાં પ્રવેશ કર્યો.

ઉદ્યાનમાં ચારે દિશામાં ગોળ, ચતુષ્કોણ, અને ષટ્કોણ આકૃતિમાં લીલું દર્ભ ઉગેલું હતું વચમા વચમાં રાતા પત્થરની ધારવાળો ન્હાનકડો માર્ગ હતો. માર્ગની બન્ને બાજુએ ચમ્પા, ચંમેલી, નાગકેશર, મોગરો, ગુલાબ વગેરે સૌગંધી યુક્ત વૃક્ષો, મૃદુ પવન આવતાં આમતેમ હાલતા, ડોલતાં હતાં. સ્થળે સ્થળે ન્હાનકડા લતાકુંજ શોભી રહ્યા હતા. લતાકુંજની વચમાં આરસપહાણની વેદીઓ હતી. વેદીની પાસે સુંદર કુવારા હતા. કુવારાના ચળકતા રૂપેરી મુખમાથી જળની રૂપેરી ધારાઓ ઉડે છે, નીચે પડે છે, અને ચારે દિશામાં મોતિના ચૂર્ણની પેઠે છવાઇ રહે છે. ચૂર્ણ થઇને ગોળાકાર ધારણ કરી ઉંચે ઉછળે છે. ચારે દિશાનો પવન, તે શીતળ જળનાં ઝીણા અણુઓને વહન કરી જઈ, પુષ્પ ઉપર છાંટી આપે છે. અહા! તે પુષ્પોની સુંદરતાને શેની ઉપમા આપવી? બહુજ સુંદર–બેહદ સુંદર.

સવિતા બંધ ઓરડામાંથી બહાર આવી. બાહ્ય પ્રકૃતિનું સૌંદર્ય જોઇ, સુંદરીનું હૃદય પ્રફુલ્લિત થયું. બગિચાની એક દિશામાં લતાકુંજની વચમાંની એક આરસપહાણની વેદી ઉપર બેઠી. આસપાસથી પુષ્પ સૌગંધ એકઠી કરી મૃદુ પવન સવિતાનું મસ્તક તૃપ્ત કરી રહ્યો છે. કુવારામાંથી ઉડતી રૂપેરી શીતળ જળ ધારાઓ સવિતાના વિરહ તાપે તપેલા ઉષ્ણ શરીરને શીતળ કરી રહી છે. એજ સમયે તેને કોઇએ બૂમ પાડીઃ "રાણીજી!"

સવિતાએ પાછું ફરી જોયું; ત્યાં પટરાણીની સખી ચંચળાને દીઠી. સવિતા ચંચળાને ચ્હાતી હતી. મનના વિચાર છુપાવીને પૂછ્યુંઃ "કેમ ચંચળા?"

"મ્હને કેમ યાદ કરી હતી બા ?"

"એક વખત અંબરના પુરાતન શિવમંદિરમાં જવાની ઇચ્છા થઇ છે. ત્યાંના બ્રાહ્મણને બોલાવ્યો છે. તું મ્હારી સાથે આવશે ?"

"જેવી રાણીજીની આજ્ઞા ! હું તો દાસી. આજ્ઞા થતાંજ પાલન કરીશ."

"નહિ, નહિ, ચંચળા ! દાસી તરીકે હીનતા સ્વીકારવી નહિ. ભગવાનના રાજ્યમાં સર્વ એક સરખાં છે. ભગવાનને ઘેર શ્રીમંતની શ્રીમંતાઇ મળવાની નથી, અથવા ગરીબની ગરીબાઇ આવવાની નથી. ત્યા તો સર્વને માટે એક સમાનતા છે. સર્વ એક પરમાત્માનાં સંતાન છે. હું પર્ણકુટીમાં રહેતી હતી. આજ રાજરાણી થઇ છું. કાલે અદ્રષ્ટ ફરે તો માર્ગની ભિખારિણી થવાય. હું ત્હને બ્હેનપણી, અરે બ્હેનજ ગણું છું."

ચચળા પાષાણી નહોતી. હૃદયહીન નહોતી. સવિતાની સરલતા જોઇ તેનું મન પિગળ્યું. મનમાંજ વિચારવા લાગી "હાય ! શી રીતે આવાં ફુલને કચડી નંખાય ? શા માટે એનુ સર્વ નાશ કરી શકાય ?"

સવિતા અંતઃપુરમાં આવી ત્યારથી એક દાસી હમેશાં તેની પાસે રાત દિવસ રહેતી હતી. તે બીજું કોઇ નહિ પણ ચંચળાજ હતી. ધીમે ધીમે ચંચળા સાથે બ્હેન જેવો સબંધ થઇ ગયો હતો. ચંચળા પટરાણીની દાસી હોવા છતાં સર્વ રાણીઓ પાસે એક એક વખત જઇ આવતી. અન્ય રાણીઓ કહેતી કે: "સવિતાની બધી વાત જાણી લેવા માટેજ પટરાણી ચંચળાને નવી રાણી પાસે રાત દિવસ જવા દે છે." બીજાં ગમે તેવો સંદેહ કરે તો પણ સરલ હૃદયની સવિતા, ચંચળાને ચ્હાતી અને તેના ઉપર વિશ્વાસ રાખતી.

જે દિવસે એક પ્રૌઢા સ્ત્રી, સવિતાના નામનો એક પત્ર લઇને અંતઃપુરમાં આવી હતી તે દિવસે ચંચળાએ તે પત્ર ઉઘાડી વાંચ્યો હતો. તે પત્રમાં લખ્યું હતુ કે: "સવિતા ! ત્હારા પિતાના આશ્રમનો એક દરિદ્ર બ્રાહ્મણ કુમાર એક વખત ત્હારાં દર્શનની અપેક્ષા રાખે છે. તું રાજરાણી થઇ છે. આ દરિદ્રિને ભૂલીશ ના. જીવન પર્યંતને માટે દેશ ત્યાગ કરી જવાનો છું. એક વખત દર્શન કરવાની તીવ્ર જીજ્ઞાસા છે. અમ્બરની બહાર જીર્ણ શિવમંદિરમાં એક પ્રહર રાત્રિ વીત્યા પછી વાટ જોજે."

એમાં ચંચળાએ કંઈ દોષ જોયો નહિ. સવિતાનો ઉત્તર પણ ચંચળા-એજ સુદર્શનને પહોંચાડયો હતો. ત્હેણે મ્હોડેથીજ કહાવ્યું હતું કે: "એજ સ્થળે રાતે વાટ જોજો."

નવી રાણીના જીવનમાં એ પ્રકારનું એક અદ્‌ભૂત રહસ્ય સમાયલું હતું તે ચંચળા જાણતી નહોતી. ચંચળાએ સુદર્શન પાસે જઈને ઉત્તર કહ્યો. ત્હેણે જોયું કે: બ્રાહ્મણકુમાર, અતૂલરૂપનો ભંડાર છે.

ચંચળાએ ચતુરાઈ ચલાવી કહ્યું "રાણીજીએ આપના પત્રનો ઉત્તર કહાવ્યો છે કે "એજ સ્થળે રાત્રે વાટ જોજો.' થોડી વાર પછી પોતાની વાચાળતાનો નમુનો બતાવ્યો. તેણે કહ્યું: "રાણીજી આવશે ખરાં, પરંતુ હવે તેઓ રાજરાણી થયાં છે. આપની સાથે નિત્ય મળવું ભયંકર થઈ પડશે. અમ્બરની રાજરાણીઓ સૂર્યનો પ્રકાશ જોઈ શકતી નથી, તો પછી તમે શી બિસાતમાં ?"

બ્રાહ્મણ યુવકે એ વાતનો ઉત્તર દીધો નહિ; એક મર્મ ભેદી દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું: "ત્હમે ત્હમારી રાણીને કહેજો કે ત્હમને કંઈ અડચણ હોય તો આવવાની અગત્ય નથી."

ચંચળા ઘણી દુષ્ટા હતી. ત્હેણે વાત ફેરવી તોલી, અને કહ્યું કે: "રાણીજીએ એ વાત કહી નથી. હું જ મ્હારી મેળે કહું છું. અંબરની રાણીઓ તો કોઈક પ્રસંગે દેવળમાં પણ આવી શકે છે. ત્હમે આવજો. મળી શકાશે."

બ્રાહ્મણ યુવકના નેત્રનું જળ સુકાયું નહિ; તે ચાલ્યો ગયો. પાપિણી ચંચળાએ વિચાર્યું કે: "આ તો સુંદર પુરૂષ છે. રાણીજી સુંદરી યુવતી છે! એમની વચમાં એવી શી અગત્યની વાત થવાની હશે? ગુપ્ત રીતે તપાસ કરવી જોઈએ."

દુષ્ટ બુદ્ધિની ચંચળા પટરાણી કમલાકુમારીની શુભેચ્છક હતી. સ્વાર્થ સાધના એજ તેના જીવનનો મૂળ મંત્ર હતો. ને વિશેષ વિચાર શા માટે કરે?

સવિતાએ ચંચળાને સાથે લેવાનો વિચાર કર્યો ત્યારે તેના આનન્દની

સીમા રહી નહિ. તેણે સૂર બદલ્યો અને કૌતૂહલ સહિત પૂછ્યું: "મ્હારાં રાણી બા! અહા હા! તેનું કેવુ સુંદર રૂપ? બા, તેઓ આપના શા સગા થાય?"

રાણી સવિતા-સુંદરીએ તેનો પ્રતિઉત્તર આપ્યો નહિ. ચંચળાનો એ પ્રશ્ન સાંભળી રાણીના મનમાં પણ એકાએક એ પ્રશ્ન ઉત્પન્ન થયો કે. "તે મ્હારો શો સગો થાય?" હૃદયમાંથી એકા એક પ્રતિધ્વનિ થયો-ઉત્તર મળ્યો કે: "કદાચ જન્માન્તરનો કોઇ હશે." રાણી પોતેજ વિસ્મિત અને લજ્જિત થઇ. ચંચળા તેના સ્હામુજ જોઇ રહી. તેને ધીમેથી ઉત્તર દીધો: "કોઇ નહિ."

ભસ્મમાં ઢંકાયલો અગ્નિ તેજસ્વી થઇ શકે છે એ વિચારથીજ સવિતાએ ઉત્તર દીધો હતો કે "કોઇ નહિ." પરંતુ ચંચળાએ રાણીજીના ઉત્તરથી ભૂલ થાપ ખાધી નહિ.

## અષ્ટમ પરિચ્છેદ.

"તમે પુનઃ આવશો નહિ સુદર્શન."

"સવિતા! હુ જાણું છુ કે ત્હારી પાસે આવવું એ હવે પાપ છે. તું પરસ્ત્રી થઇ છે. રાજરાણી થઇ છે. સૂર્ય પણ ત્હારૂ મુખ જોઇ શકતો નથી. ત્હારા દર્શન કરવાની ઇચ્છા કરત નહિ પણ હું જીવન પર્યંતને માટે વિદાય થાઉ છું."

"ક્યાં જાઓ છો?"

"દક્ષિણ દિશામાં."

"કેમ?"

"યુદ્ધમાં."

"બાદશાહે તમને સેનાપતિ બનાવ્યા છે?"

"ના, હું મારી ખુશીથી જાઉ છું."

"કેમ?"

"જીવનનો ભાર ઓછો કરવા. મરણ પામીશ તો બેહેસ્તમાં જઇશ.

જીવતો રહીશ તો ત્હારો વિચાર કરીશ નહિ. તેમ કરૂં તો જહાન્નમમાં જઇશ."

"સુદર્શન ! તમે વિદ્વાન, બુદ્ધિમાન છો. રાજ્યમાં ઉચ્ચપદવી ભોગવો છો. બાદશાહ તમારા પ્રિય બંધુ છે. તમે અનેક આશાઓથી ભરેલા છો. હજુ તમારા મનમાં અનેક વાસનાઓ છે. તમને આવો વૈરાગ્ય શા માટે ? જીવન પર આટલો બધો તિરસ્કાર કેમ ? પૂર્વનું સ્મરણ ભૂલી જાઓ. હું હતી એ વાત ભૂલી જાઓ. તમે મુસલમાન, હુ હિંદુ. આપણે બે ભાઈ બ્હેનના જેવા સ્નેહથી બંધાયા હતાં. હવે તે સ્નેહ છિન્ન ભિન્ન થઇ ગયો છે એમ માનો. હું સ્વપ્ને પણ તમારૂં સ્મરણ કરતી નથી. તેમ કરવામાં મહા પાપ છે સુદર્શન ! અમારૂં શાસ્ત્ર પતિવ્રતાના ધર્મમાં કહે છે કે સ્ત્રીએ ગમે તેવા સુંદર અથવા ગમે તેવા શ્રીમંત પરપુરૂષનું સ્વપ્ને પણ ચિન્તન કરવામાં મહા પાપ છે. સુદર્શન ! બંધુ સુદર્શન ! હવે આપણે જગત્‌માં છીએ એ પણ ભૂલી જવું. કોઇને પણ ધર્મ ભ્રષ્ટ કરવામાં મહા પાપ છે' તેમ કરવાથી રૌરવ નરકમાં જવાય છે. ચિત્તનો જય કરવો એમાંજ ખરૂં વીરત્વ છે. સંન્યાસી પિતાએ તમને એવુંજ શિક્ષણ આપ્યું છે."

સુદર્શને ઉંડો નિઃશ્વાસ મૂકયો અને કહ્યું: "સવિતા બ્હેન ! ત્હારૂં સ્મરણ ભૂલવાને અનેક યત્નો કર્યા છે. આટલા દિવસ ત્હને ભૂલી ગયો હતો, પરંતુ જે દિવસે સંન્યાસીને મ્હોંડેથી સાંભળ્યું કે: તું રાજરાણી થઇ છે ત્યારથી એક વખત ત્હારાં દર્શન કરવાની ઉત્કંઠા હતી. દેવી ! ત્હને એક બ્હેનની પેઠે ચ્હાઉં છું. ત્હને સુખી થયેલી જોવાનેજ ઇચ્છા હતી તે ખુદાએ પરિપૂર્ણ કરી. બસ, હવે જીવન પર્યંતને માટે વિદાય થાઉં છું. તું એમ ના જાણીશ કે ત્હને મેળવી નહિ તેથી મરવા જાઉં છું. આપણા બેનું મિલન અસમ્ભવિતજ હતું. તેમ છતાં મ્હારા જીવનને જાણે શૂન્ય જોઉં છું. શા માટે એમ થાય છે તે હું જાણી શકતો નથી. ઉદ્યમ નથી. શક્તિ નથી. કાર્યમાં ઇચ્છા નથી. કેવળ વિચાર, વિચાર ને વિચાર ! શેના વિચાર થાય છે તે પણ હું સમજી શકતો નથી. એ કારણથીજ મરવાનો દ્રઢ સંકલ્પ કર્યો છે."

એ સાંભળી સવિતાના મનમાં અનેક વિચારની ભાંજગડ ચાલી. થોડી વારે સ્થિર ચિત્તે બોલી: "બંધુ સુદર્શન ! જગત્‌માં અનેક પ્રકારનો પ્રેમ

હોય છે. આપણે બાલ્ય મિત્રો છીએ. હું ત્હમને મ્હારા પ્રિયબંધુ તરીકે હમેશાં ચ્હાઇશ, એથી ત્હમને શાંતિ નહિ થાય? જાઓ બંધુ, હવે થોભશો નહિ. હું પરસ્ત્રી છું તે તમે જાણતા નથી?"

સુદર્શને કશો ઉત્તર દીધો નહિ. સવિતાનો ઉત્તર સાંભળી તેના હૃદયના ચૂરેચૂરા થવા લાગ્યા. આવો આઘાત પ્હેલાં તેને કદી પણ થયો નહોતો. તેજ સવિતા છે અને તેજ સુદર્શન છે. એક સમયે આખો દિવસ સાથે રહેતાં, હસતાં, વાતો કરતાં અને રાત્રિએ પણ ઘણો વખત સુધી સાથેજ રહેતાં. એક બીજાને નિર્મળ પ્રેમથી ચ્હાતાં. આજ તેજ સવિતા સુદર્શન સાથે એક ઘડી વાત કરવા ચ્હાતી નથી. સુદર્શન અનેક વિચારો કરતો ધીમે ધીમે અંધકારમાં મળી ગયો. માત્ર એક ઉંડો નિઃશ્વાસ મૂકતો ગયો. કોઈ ત્હેને જોઇ શકયું નહિ. કોઇ તેના અંતઃકરણની વેદના જાણી શકયું નહિ. માત્ર પવન દેવતાએ તેની વેદના જાણી હતી. પવન દેવતાએ પોતાની કરૂણાપૂર્ણ વિશ્વરૂપ છાતીમા સુદર્શનનો ઉષ્ણ નિઃશ્વાસ ઉતારી લીધો!

સવિતાએ જોયું કે સુદર્શન ચાલ્યો ગયો છે, તેથીજ કોઇએ તેની વાતનો ઉત્તર આપ્યો નહિ. થોડાં પગલાં આગળ ચાલીને કહ્યુ: "ચંચળા?"

ચચળા ત્યાં નહોતી. તેથી તેણે ઉત્તર દીધો નહિ. સવિતાને બ્હીક લાગી. રાત્રિ બે કલાક વીતિ હતી, જીર્ણ શિવમંદિરથી રાજમહેલ ઘણે વેગળે નહોતો. તે એકલી પણ જઇ શકે તેમ હતું. તેણે ધાર્યું કે કદાચ ચંચળા થોડે વેગળે ઉભી રહી વાટ જોતી હશે. સવિતાએ ગભરાયલે હૃદયે ગળગળે કણ્ઠે પુનઃ બુમ પાડી: "ચચળા! ચંચળા!"

કોઇએ ઉત્તર દીધો નહિ. પાછળથી તેને કોઇનાં પગલાંનો અવાજ સંભળાતાંજ ચમકીને ઉભી રહી. લુગડાં વડે ઢંકાયલા એક ભવ્ય પુરૂષે, અંધકારમાંજ તેને આગળ જતી અટકાવીને કઠોર શબ્દે કહ્યું: "અંબરની રાજરાણી! અંધકારમાં કોને અંતઃકરણપૂર્વક પ્રેમ બતાવતાં હતાં?"

સવિતાએ તે કઠોર શબ્દ તુર્તજ ઓળખ્યા. આ સમયે તેના શરીરમાં જાણે વિજળીની તીવ્ર જવાળા પ્રસરી રહી. ભયથી તેના પ્રાણ કમ્પી ઉઠયા. સવિતાનું શરીર થરથરવા માંડયું. તેણે લથડતે અવાજે કહ્યું: "મહા-

રાજ! કઠોર શબ્દો કહીને મ્હારૂં લોહી બાળશો નહિ. હું વિશ્વાસઘાતિની નથી. હું ભ્રષ્ટા નથી.”

“તે તો મ્હે જાણ્યું! એ બ્રાહ્મણ કુમાર કોણ?”

સવિતા, બ્રાહ્મણ કુમારની ઓળખાણ આપવાનું સાહસ કરી શકી નહિ. અંબરની રાજરાણી, અંધારી ઘોર રાત્રે, બ્રાહ્મણના વેશમાં સજ્જ થયેલા મુસલમાન જોડે વાતચિત કરે એ પણ ભયંકર વાત! કદાચ સુદર્શન-ની ખરી ઓળખ આપવાથી મ્હોટું ધાંધલ થાય! સુદર્શન તે ફૈજી અને બાદશાહનો મિત્ર હતો. એ વાત પ્રકટ થતાં માનસિંહ અને ફૈજીના અંતઃકરણમાં મનોમાલિન્ય ઉત્પન્ન થાય એમ હતું. એ વાત જો બાદ-શાહને કાને જાય તો કંઇક વિપરીત થાય એમાં સંદેહ નહોતો. વખતે માનસિંહ ક્રોધને વશ થઇ સુદર્શનનુ માથુ પણ ઉડાવી દે! રાજા, વાજાં ને વાંદરા! સારાસાર, ન્યાયાન્યાય, વિચારાવિચારનું ભાન ભાગ્યેજ કરે! લક્ષ્મી અને સત્તાના મદમાં એક વખત તો સાહસકર્મ કરી બેસે. પછીની વાત પછી! પાછળથી અનહદ પસ્તાવો થાય તો થાય પણ એક વખત તો ઝટકો મારી દે! એવું ઘણે સ્થળે બન્યું છે! અનેક વિચારો કર્યા પછી સવિતાએ ઉત્તર દેવાનું સાહસ કર્યું: “મહારાજ, સુદર્શન મ્હારો બાલ્યાવસ્થાનો ગોઠિયો છે. એની ઓળખ હુંજ બરોબર જાણતી નથી.”

માનસિંહે કઠોર અવાજે કહ્યું: “તું અંબરનીજ રાણી છે. મહારાજ માનસિંહની ધર્મપત્ની છે. ઘોર અંધારી રાત્રે, સુંદર બ્રાહ્મણ કુમાર સાથે, ગામ બહાર એકાંત સ્થળમાં તું વાતચિત કરવા આવી છે! તેને મળવા આવી છે! સાથે ચંચળાને લઇને! રાજમહેલમાં તારે માટે કેવી ચર્ચા થાય તેનો ત્હને કશો વિચાર છે?”

સવિતાએ ઉત્તર દીધો. “ના, મહારાજ! પ્રથમ તે જાણી શકી નહિ. મ્હારો અપરાધ થયો છે. અન્ય કોઇ નહિ સમજી શકે પણ આપને તો મ્હારો વિશ્વાસ છે ને?”

માનસિંહ ઉત્તેજિત કણ્ઠે બોલ્યા: “ના, હું પણ વિશ્વાસ કરી શકું નહિ. ત્હારી વાતચિત ના સાંભળી હોત તો વિશ્વાસ કરી શકત. બે ઘડી

પહેલાં ત્હારી વાત સાચી માની શકત. ઓહો ! નારી ચરિત્રનુ રહસ્ય તો દેવતાઓ જાણી શકયા નથી. તું રાજરાણી થઇને આટલી રાત્રે એકલી કિલ્લા બહાર આવી તેનું સંતોષજનક કારણ શું ?"

સવિતા ઉંડા વિચારમાં પડી.

"સુદર્શનનું રક્ષણ કરવુંજ પડશે." સવિતાએ વિચાર્યું. "મનમાં ખાત્રી છે કે મ્હેં પાપ કર્યું નથી. કર્મસંયોગે અપરાધી થાઉં છું. મ્હારા અદ્રષ્ટમાં જે લખ્યુ હોય તે થાય પણ સુદર્શનનું રક્ષણ કરવુંજ પડશે. તેને બચાવવોજ પડશે." સવિતાએ બહુ ઉતાવળે વિચાર કરી લીધો. તેણે કહ્યું: "મહારાજ ! આપ રાજા છો. આપ ન્યાયાધિશ છો. જો મ્હને અપરાધી ધારતા હો તો દણ્ડ કરો. મુંગે મ્હોડે આજ્ઞાપાલન કરીશ."

પાષાણ હૃદયના માનસિંહે ચચળ ચિત્ત કહ્યું: "જ્યારે સર્વ વાત સ્પષ્ટ રીતે કહેતી નથી ત્યારે મ્હારો સદેહજ સત્ય ઠરે છે. હવે તુ કિલ્લામાં પ્રવેશ કરી શકશે નહિ. રાજમહેલમાં ત્હને સ્થાન મળશે નહિ."

સવિતાના માથા ઉપર એકાએક વિજળી તૂટી પડી ! ઘા વાગેલો મનુષ્ય જેમ એકદમ અચેતન થઇ પડે તેમ સવિતા અચેતન-જડવત્ થઇ ગઇ. થોડી વારે તેનાં નેત્રમાંથી આંસુ ખરવા લાગ્યાં. તેણે કહ્યુ: "મહા-રાજ ! આપની રાણી થઇને આટલા મ્હોટા કિલ્લામાં-આટલા મ્હોટા અંબર રાજ્યમાં મ્હને સ્થાન મળશે નહિ ? ત્યારે ક્યાં જાઉં ?"

માનસિંહે મશ્કરી અને ક્રોધમા કહ્યુ: "આ વિશાળ બ્રહ્માંડમા અનેક સ્થાન છે. પૃથ્વી સર્વનો ભાર વહન કરે છે. હુ ઇચ્છાપૂર્વક ત્હને વેગળી કરતો નથી. માન અને વિશ્વાસથી ત્હને હૃદયમા સ્થાન આપ્યું હતું. ત્હારૂં કર્તવ્ય હતું કે: ગમે તેવી પવિત્ર છતાં અન્યને શંકા પડે એવી રીતે પર-પુરૂષ સાથે વાત કરવી નહોતી. એકાંતમાં તેને મળવું નહોતું. તેં રાણીને છાજે એવું કામ કર્યું નહિ. ત્હને ભિખારિણી કરવા ચ્હાતો નથી. અન્ય કઠોર દણ્ડ પણ દેવા ચ્હાતો નથી. ત્હને રાજરાણીની પેઠેંજ વિદાય કરીશ. આજ રાત્રે કલ્યાણેશ્વરના મંદિરમાં રહે. કાલે પ્રાતઃકાળે મ્યાનો અને ઉંચકનાર ત્યાં આવશે. જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં લઇ જવા કહેજે. મ્હારી

ઇચ્છાથી ત્હને રાજરાણી બનાવી હતી. હવે તે ઇચ્છા નહિ હોવાથી ત્હારો ત્યાગ કરૂં છું."

સવિતા–પવિત્ર–સવિતાનાં નેત્રમાંથી શ્રાવણ–ભાદરવો વરસતો હતો. તેણે ડુસકાં ભરતાંજ કહ્યું: "મહારાજ! હું આપની વિવાહિતા પત્ની—"

માનસિંહે કઠોર હાસ્ય કરતાં કહ્યુ: "રાજપુત રાજાઓને ત્યાં એવી અનેક પત્નીઓ હોય છે!"

સવિતાનું માથું ફરવા લાગ્યું. ક્ષણમાં તેના હૃદયમાં અનેક વિચાર–તરંગો ઉઠ્યા. નજીકનુ વૃક્ષ ઝાલી, વિજળી પડેલી સ્થીર પૂતળા પેઠે ધીમે ધીમે નીચે બેસી ગઇ. તેના મનમાં અત્યન્ત ચિન્તા ઉત્પન્ન થઈ. જાણે સમસ્ત વિશ્વ તેની દ્રષ્ટિ સમક્ષ એક મહાન સમુદ્રમાં ધીમે ધીમે ડુબી જતું હોય તેમ જણાયું.

વિચારનું તોફાન કંઇક ઓછું થતાં સવિતાએ જોયું કે: તે એકલી છે. માનસિંહ ચાલ્યા ગયા છે. વિરાટ વિશ્વમાં, ઘોર અંધકારમાં તે એકલી છે. તે આશ્રયહીન થઇ છે આધારહીન થઇ છે. રાણી થવા છતાં પણ તે ભિખારિણી થઇ છે. ભિખારિણીને રહેવાનું ભાંગેલુ તુટેલુ ઝુપડું હોય છે. સવિતાને તે પણ નથી!

સવિતાના સરલ, પવિત્ર હૃદયમાં, ક્રોધ, ગુસ્સો અને અભિમાન ઉત્પન્ન થયાં. ચંપાયલી સર્પિણીની પેઠે, અભિમાન સાથે બોલી. "મ્હારો શો અપરાધ સ્વામિન્! શા માટે મ્હારો ત્યાગ કર્યો? રાજા થવા છતાં ન્યાય કર્યા વગર મ્હારો ત્યાગ કર્યો શા માટે? શા માટે મ્હારા ઉપર અવિશ્વાસ કર્યો? હું પંખીની પેઠે હમેશાં મુક્તવાયુમાં ઉછરી છું. બે ચાર દિવસમાં રાણી થઇ. હમેશ સોનાના પિંજરામાં બંધાઇ રહેવું શા માટે? મુક્તવાયુમાં મુક્ત સ્વભાવે ઉછરેલાં પક્ષીઓને પિંજરામાં બાંધી રાખનાર મનુષ્યો શું જાણતાં નહિ હોય કે ગમે તેમ પણ તે તેની ઇચ્છા વિરૂદ્ધની વાત છે? સ્વતંત્ર રહેનારને વળી રાણી શુ બનવું? ત્હમે ન્યાય કર્યો નહિ. વિચાર કર્યો નહિ. તપાસ કરી નહિ. સત્યાસત્યનો નિર્ણય કર્યો નહિ! મિથ્યા સંદેહને વશ થઇ મ્હારો ત્યાગ કર્યો! તમારો દોષ

નથી પ્રભુ ! મ્હારા ભાગ્યનો દોષ ! તમે સુખી થાઓ. મરતી વખતે ચરણની રજ આપવા એક વખત આવજો. જો હું સતી સાધવી હોઇશ તો દેવતા મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરશે. તમારે દર્શન દેવાંજ પડશે."

માથા ઉપર નીલ આકાશમાં કેટલાક તારા ચળકે છે. વાયુની લહેરોમા કેટલાંએ આગીયાં–પતંગીઆં આમ તેમ ઉડી રહ્યાં છે. રાત્રિનો મધુર પવન અંધકારમાં રાજમહેલ તરફ મંદ ગતિએ વહન કરી રહ્યો છે. વૃક્ષમાં ભરાયલાં પક્ષીઓ શાંત નિદ્રા લઇ રહ્યાં છે. પ્રકૃતિ દેવી નિદ્રાના ખોળામાં શાંત પડી છે. અરણ્ય–માર્ગમાં નિદ્રા વગર ઉઘાડી આંખે સવિતા એકલી બેસી રહી છે. તેણે અનેક વિચારો કર્યા છે. વિચારમાં ને વિચારમાં તેણે રાજમહેલ તરફ પગલાં ભર્યા. તેણે જોયું કે થોડે વેગળે રાજમહેલ છે. ઝરૂખાની બારીમાંથી પડતો દીપકનો ઉજ્વળ પ્રકાશ બાજુમાં આવેલા સરોવરનાં કાળાં જળમાં પડી જાણે રૂપેરી દંડ પાથર્યો હોય એમ જણાય છે. અભિમાની સવિતાના નેત્રમાંથી જળ વહી રહ્યું છે. સવિતાએ મનમાંજ કહ્યું: "છટ છટ ! પાછી એ દિશામાં શા માટે જાઉં છું ! નિષ્ઠુર હૃદય ! શા માટે એમના વિચાર કરે છે ? અંધારી રાત્રે જવું પણ ક્યાં ?"

સવિતાએ એક વખત વિચાર્યું: "આશ્રમમાં જાઉં." પણ કદાચ મ્હારા પાલક પિતા ક્યાંય ચાલ્યા ગયા હશે કિંવા તે આશ્રમજ ત્યાં ન હોય તો ? આશ્રમનો માર્ગ કઈ દિશામાં છે તે પણ જાણુતી નથી. કેટલું વેગળું હશે ! કોણ મ્હને માર્ગ બતાવે ? કોઇ દેવાલયમાં જઇ દેવની સેવામાં જીવન વિતાડીશ. તેમાં પણ અનેક વિઘ્ન હોય છે. પ્રધાન શત્રુ મ્હારૂં રૂપ છે. તે તો બળ્યું મ્હારી સાથે ને સાથેજ ! એ રૂપ શી રીતે નષ્ટ કરૂં ? સવિતાએ અનેક વિચારો કર્યા. કંઈ નિશ્ચય કરી શકી નહિ. જે દિશામાં અક્ષુ ગયાં તે દિશામાં પગને ચલાવ્યા.

પ્રકૃતિદેવીની વહાલી કન્યા પાછી પ્રકૃતિના રાજ્ય તરફ ચાલી. જ્યાં મીઠાં મધુર ઝરણો વહી રહ્યાં છે. જ્યાં વૃક્ષ ઉપર મિષ્ટ ફળો ઝૂલી રહ્યાં છે. જ્યાં વૃક્ષપર શીતળકર પાંદડાં હાલી રહ્યાં છે. જ્યાં પર્વતમાં નિર્જન ગુહાઓ છે, જ્યાં પુષ્કળ સુકું ઘાસ મળે છે. જ્યાં ભાંગેલા પથ્થરો મળે છે. અને

જ્યાં માથા ઉપર દીનબંધુ, દીનાનાથ, ગરીબનો બેલી અનન્ત શક્તિવાન ભગવાન પણ છે. ત્યાં, પ્રકૃતિદેવીના મનોહર રાજ્ય તરફ ચાલી. આટલા વખત પછી જાણે ચિન્તાના સમુદ્રમાં તેને કિનારો હાથ લાગ્યો.

રાત્રિ શેષ થવા આવી છે. માર્ગમાં ઉભેલી નિરાધાર સવિતાએ ઉંચે નેત્રે આકાશ સ્હામુ જોઇ કહ્યું: " સર્વાન્તર્યામી વિષ્ણુ ! આકાશમાં ત્હમે છો. પ્રભુ ! હું આત્મ સમર્પણ કરૂં છું. દાસીની લજ્જા રાખવી ત્હમારે હાથ છે. સ્હાય થજો. પ્રભુ ! ત્હમને દિનાનાથ કહેવામાં આવે છે.

ઘોર અંધકારમાં, રાત્રિએ, એક વસ્ત્ર ધારણ કરેલી, રક્ષક વગરની, મહારાજ માનસિંહની રાણીએ, દમયન્તી પેઠે નિરાશ્રય સ્થિતિમાં, અંબરરાજ ત્યાગ કર્યું. હાય ! મનુષ્યનું અદૃષ્ટ ! જે એક દિવસ રાણી તેજ એક દિવસ ભિખારિણી !



## નવમ પરિચ્છેદ.

રાજમહેલમાંથી સવિતાની પુષ્પમાળા ધારણ કરી, વિદાયગીરી લઇ, માનસિંહ દિલ્લી ગયા હતા. પરંતુ ત્યાં જવાનું બન્યું નહિ. કંઇ ખાસ કારણને લીધે સાંજેજ માર્ગમાંથી અંબર પાછું ફરવું પડયું. કંઇ આવશ્યકીય કામને લીધે તેમણે ગુપ્ત રીતે મહેલમાં પ્રવેશ કર્યો.

નદી કિનારે અંતઃપુરનું દ્વાર છે તેમાંથી માનસિંહે મહેલમાં પ્રવેશ કર્યો. તેની ઇચ્છા હતી કે: "અંતે એક વખત સવિતાનું દર્શન કરીશ અને જરૂરી કામ પુરૂં કરીશ." અંબરથી એક મૈલ વેગળે, એક ક્ષેત્રમાં તેમનું લશ્કર થોભ્યું છે.

દ્વારમાં પેસતાંજ માનસિંહે ત્યાં ચંચળાને ઉભેલી જોઇ. મહારાજને એકાએક આવેલા જોતાંજ ચંચળા કમ્પાયમાન થઇ.

માનસિંહે પૂછયુંઃ " ચંચળા ! અહિં શા માટે ઉભી છે ? આ ગુપ્ત દ્વાર કેમ ઉઘાડયું છે ? "

ચંચળાના હૃદયમાં પ્રથમ ભય ઉત્પન્ન થયો, પરંતુ મહારાજનો પ્રશ્ન સાંભળીને તેને હિમ્મત આવી. તેણે કહ્યું: " નવાં રાણી, પોતાના એક સ્નેહિ સાથે વાતચિત કરવા જીર્ણ મંદિરમાં ગયાં છે. હું અહિં ઉભી રહી તેમની વાટ જોઉ છું."

માનસિંહના હૃદયમાં સદેહ ઉત્પન્ન થયો. અંધારી રાત્રે દાસીને પણ સાથે લીધા વગર સવિતા કોની સાથે વાતચિત કરવા ગઇ છે? કયા સ્નેહીને મળવા ગઇ છે? માનસિહની કલ્પના શક્તિ ચાલી શકી નહિ. પ્રવેશ દ્વાર બંધ કરી તેઓ એકલા જીર્ણ શિવ મંદિર તરફ ગયા. અધકારમાંથીજ સાંભળ્યું કે કોઇ બે મનુષ્યો વાતચિત કરે છે. કણ્ઠ સ્વરથી ઓળખી શકયા; એક સ્ત્રી છે. અન્ય પુરૂષ છે. સ્ત્રી કહે છે: "હું હમેશાં તમારી—" એટલું સંભળાયુ. વાક્ય પૂરૂ સભળાયું નહિ. પણ એટલા શબ્દોએ માનસિંહના હૃદયમાં ભડભડ અગ્નિ સળગાવી દીધો!

ત્યાર પછી જે કાંઇ બન્યું છે તે વાંચક સારી પેઠે જાણે છે. માનસિંહ મહેલમાં ગયા નહિ. કોઇ પણ વાત બહાર પાડવાની ચંચળાને પહેલાંથીજ માનસિહે ના પાડી હતી.

અસંખ્ય સેના લઇ માનસિંહ રાજપુતાના તરફ ગયા. સવિતાને નિરાધાર બનાવ્યાથી તેમનું હૃદય પ્રથમ દુઃખી થયું નહિ. તેમનુ પાષાણ જેવું વીર હૃદય સહજ પણ કમ્પ્યુ નહિ—પિગળ્યું નહિ—રડયું નહિ! પ્રતિજ્ઞા પ્રમાણે તેમણે અમુક હજાર અશરફીઓ અને ચાર મનુષ્ય ઉચકનાર. કલ્યાણેશ્વરના મંદિર તરફ મોકલી દીધા. તેઓએ પાછા આવી સમાચાર આપ્યા કે: "રાણી ત્યાં નથી." એ સાંભળીને પણ નિષ્ઠુર માનસિંહનું કઠોર હૃદય પિગળ્યું નહિ! નિરાધાર અબળા, પ્રતિવ્રતા—સતિ અબળા—રાજરાણી—ધર્મ પત્નિની દયા આવી નહિ! ધિક છે માનસિંહ! વીર હૃદય હોવા છતાં જેમાં દયાનો સંચાર નથી તે વીરત્વને ધિક છે! એક રાજા થઇને જે પૂરતો ન્યાય કરતો નથી તેને ધિક છે! અંધકારમાં સાંભળેલા થોડા શબ્દોથી ભૂલાવો ખાઇ પ્રિય પત્ની ઉપર આવું કષ્ટ ગુજારનારને ધિક છે! તમેજ રાજેશ્વર કે? તમેજ દિલ્લીશ્વરના સેનાપતિ કે? પરિપકવ

તપાસ કર્યા વગર સુંદરી અબળાને જંગલમાં રખડાવી દેનાર તમેજ રાજા કે ? તમને રાજા કહેવા કે અક્કલહીણુ મૂર્ખ કહેવા તેનો તમેજ વિચાર કરી જૂવો માનસિંહ !

સમર ભૂમિમાં થતા કોલાહલથી, શત્રુઓની વચમાં ચાલતી તરવારોથી માનસિંહ ગઇ વાત ભૂલી જવાનો યત્ન કરવા લાગ્યો. પ્રથમ યત્ન સફળ થયો નહિ. તે વાત યાદ કરતાં ક્ષણે ક્ષણે હૃદય ચણુ ચણુ બળવા લાગ્યું. છેવટે બધું ભૂલી ગયો પરંતુ માત્ર સવિતાનું સુંદર મુખ તે ભૂલી શક્યો નહિ ! તેની અતુલનીય સુંદરતા, લાવણ્યતા, કોમળતા, મધુરતા, મનોહરતા તે ભૂલ્યો નહિ; અને ભૂલ્યો નહિ પેલા જીર્ણ મંદિર આગળના શબ્દો: "હું હમેશાં તમારી— "

માનસિંહના પાપી રાજ્યમાં બીજા દિવસના પ્રભાત સુધી નિવાસ કરવાને સવિતાના મને તેને સાફ ના પાડી. ઘોર અંધકારનું મંથન કરી સવિતા એકલી માર્ગ કાપવા લાગી. જે દિશામાં બે નેત્રો લઇ જાય તે તરફ તેના કોમળ-રાતા બે પગે ચાલવા લાગી. માર્ગમાં ધારવાળા પત્થર અને ઝીણા કાંકરા તેના પગમાં પેસી જઇ લોહીની ધારાઓ કહાડવા લાગ્યા ! અને નિર્જન જંગલની ભયંકરતા તેને અનેક રૂપે બ્હીવડાવવા લાગી તેમ છતાં કર્ત્તવ્ય પાલન કરવાનો નિશ્ચય કરી બેઠેલી કોમળાંગી સવિતાની છાતી કઠોર થઇ. તે આગળ ચાલવાજ લાગી. જેના હૃદયમાં કર્ત્તવ્યનિષ્ઠા જાગૃત થઇ છે તેને અનેક વિઘ્નો ભલે આવે છતાં તે ધારેલું ધ્યેય પરિપૂર્ણ કરે છે !

સવિતાને ઘણો થાક લાગ્યો છે. તેનું શરીર બહુ દુઃખે છે. આકાશનાં નક્ષત્રોની જ્યોતિ ક્ષીણ થઇ છે. પ્રભાતનો મૃદુ પવન વહી રહ્યો છે. ઉષાનો પ્રકાશ ફુટી નિકળવાની તૈયારી છે. જગતની નિદ્રા ભંગ થવાનો સમય થયો છે. પ્રાતઃકાળનો પવન, ખિલેલાં પુષ્પની મનોહર સુગંધ લઇ ચારે દિશામાં લ્હાણી કરી રહ્યો છે.

સવિતાએ એક વખત આકાશ તરફ જોયું. આકાશમાં જ્યોતિર્મય આસન ઉપર એક શ્રેષ્ઠ ન્યાયાધીશ બેઠા છે. સવિતાએ બે હાથ જોડી તેમની પાસે કંઇક ભિક્ષા માંગી. મનમાં વિચાર્યું "સંસારનાં સર્વ સુખ નાશ પામ્યાં

છે. પૃથ્વીમાં આશ્રય સ્થાન નથી. જીવનનો ભાર લઇને ક્યાં ભટકતી ફરીશ ? અંધકારમાં તો છૂટી છું. અજવાળામાં આ બળ્યું રૂપ ક્યાં છુપાવીશ ? મરૂં તો બધું સંકટ જાય ! " સવિતાએ જીવન વિસર્જન કરવાનો વિચાર કર્યો.

સ્હામું એક સ્વચ્છ જળથી ભરપૂર, ન્હાના તરંગોવાળુ સરોવર અંધકારમાં વિશ્રાંતિ લઇ રહ્યું છે. સવિતાએ એક દિવસ જળમાં ડૂબી જવાનો વિચાર કર્યો હતો, પરંતુ તે દિવસે સુદર્શન પાસે ઉભો હતો તેથી તે ડૂબી શકી નહોતી. આજે આ સુશીતલ સરોવરમાં, ક્લેશ સંતાપથી ભરેલા જીવનનો ભાર ઓછો કરવાનો સંકલ્પ કર્યો. તેના મને પણ કહ્યું: " જળમાં અનેક ડૂબે છે. ક્લેશ સંતાપ દૂર કરે છે. તું અભાગિણી શા માટે તેમ કરતી નથી ? હવે જગત્માં ત્હારૂં કોણ રહ્યું છે ? ચાલ ઉતાવળી થા. "

તેને અહિં અટકાવે તેવું કોઇ નહોતું. સવિતા ધીમે ધીમે સરોવરની પાસેના ઉંચા ટેકરા ઉપર ચ્હડી. આકાશ તરફ જોઇ, બે હાથ જોડી પ્રભુ પ્રાર્થના કરતાં બોલી: " આત્મહત્યા કરવામાં મહા પાપ છે. હું હિંદુ કન્યા છું તેથી એ વાત સારી પેઠે જાણું છું. પરંતુ મ્હારૂં રૂપ મ્હારો શત્રુ થઇ પડયું છે. એ સાથે ને સાથે રહેતા શત્રુને લીધે ધર્મ નષ્ટ થઇ શકે છે. હે દયામય ! હે સર્વાન્તરયામી ! ધર્મનું રક્ષણ કરવા માટે, તમારા ચરણમાં આશ્રય લેવા માટે, સરોવરના જળમાં ડૂબી મરૂં છું. આશ્રય આપવા ચૂકશો નહિ પ્રભુ ! "

સવિતાએ ઉચ્ચ ટેકરી ઉપરથી સરોવરમાં પડતું મૂકયું. સરોવરનાં સ્થિર જળ ભયાનક રીતે કમ્પી ઉઠયાં. સવિતા પડી તે સ્થળનાં જળ એક વખત ઉંચે સુધી ઉછળ્યાં પછી ત્યાં કુંડાળા પર કુંડાળાં થવા લાગ્યાં. રાણી સાવતાનો સુંદર દેહ જળમાં પડયો પછી બહાર આવ્યો નહિ. તેજ સમયે એક બળવાન શરીરવાળો પુરૂષ પણ તેજ ક્ષણે તેજ સરોવરમાં પડયો. અલ્પ ક્ષણમાં સવિતાને ખાંધ ઉપર લઇ મોગલ છાવણીમાં જઇ પહોંચ્યો.



## દશમ પરિચ્છેદ.

તે દિવસની કાળરાત્રિ વીતી ગઇ છે. સૂર્યના પ્રકાશથી પ્રકૃતિદેવીની છાતી સોનેરી રંગથી છવાઇ ગઇ છે. મૃદુ પવનની લેહેરોમાં, તંબુના એક નિર્જન વિભાગમાં સવિતાના ભમરની પાંખ જેવા કાળા વાળ જરા જરા ઉડી રહ્યા છે. સૂર્યનાં ઉજ્વળ કિરણો, તેના સુંદર મુખ ઉપર પડવાથી તેની રૂપ જ્યોતિમાં વૃદ્ધિ કરી રહ્યાં છે. અહા ! સુંદર તે સુંદરજ.

સવિતાએ ધીમે ધીમે નેત્રો ઉઘાડી જોયુ. તે જે સ્થાને હતી તે વિશાળ તંબુનો એક ઓરડો હતો. તેની નજીકમાં એક દાસી બેઠી બેઠી તેને પવન નાંખે છે.

સવિતાએ નેત્રો બંધ કર્યાં. ગઇ રાતની સમસ્ત વાત તેના મનમાં તરવા લાગી. તે સર્વ યાદ કરતાં તેના રોમે રોમમાં વેદના થવા લાગી. નિરાશા વ્યાપી રહી. સવિતાએ પાસે બેઠેલી સેવિકાને પૂછયું: "હું ક્યાં છું."

"તમે ઉત્તમ સ્થાનમાં છો. વિશેષ બોલશો નહિ."

"તમે કોણ ?"

"હું દાસી છું."

"કોની દાસી ?"

"નામ કહેવાની આજ્ઞા નથી."

"હું તો જળમાં ડૂબી હતી. મ્હને કોણે બચાવી ?"

"જેના મકાનમાં તમે સૂતાં છો તેમણેજ તમને બચાવ્યાં છે."

"તે મહા પુરૂષ કોણ છે ? તેમનાં એક વખત દર્શન કરી શકીશ નહિ ?"

"તમારૂ શરીર સારૂં થશે એટલે તેને જોઇ શકશો."

"મ્હારૂં શરીર સારૂં છે. તેમને બોલાવી લાવો."

"હકીમજીએ ના કહી છે. યોગ્ય સમયે તેમની સાથે તમારો મેળાપ થશે."

કાળા ચળકતા તારા જેવાં બે મનોહર નેત્રો બંધ થઇ ગયાં. ઘણી વારે નિદ્રા આવી. નિદ્રામાં સ્વપ્ન જોયું. સ્વપ્નમાં એક વિચિત્ર રાજ્યનો પડદો ઉંચકાયો. તેને કોઇએ કહ્યું: આ જો, પવિત્ર કાશીધામને એક છેડે પેલા સંન્યાસીનો આશ્રમ છે. એ સ્થળે કેટલો સ્નેહ, કેટલી મમતા, કેટલી પવિત્રતા અને કેટલી શાંતિ હતી! એ સ્થાન ત્યાગ કરવાથીજ ત્હારી આ દુર્દશા થઇ છે! આ જો, નવીન બ્રહ્મચારી સુદર્શન! આ જો, ત્હારૂં પાળેલું ન્હાનકડું હરણ બાળ. આ જો, ત્હારે ફરવાનો પુષ્પલતાવાળો રસ્તો! અહા કેવી સુગંધ આવે છે! શા માટે એકાએક રાજરાણી થવા ગઇ? લોભ એ પાપનું મૂળ છે. તે શાસ્ત્રવાક્ય શું તું ભૂલી ગઇ?" પડદો પડી ગયો વિચિત્ર સ્વપ્ન કોણ જાણે ક્યાંયે ગુમ થઇ ગયું!

વળી નવો રંગ! સવિતાએ પુનઃ સ્વપ્ન જોયું. "જાણે તે અંબરના રાજમહેલમાં સોનાના સિંહાસનપર બેઠી છે કેટલીએ બાંદી-દાસી તેના ચરણની સેવા કરે છે. દરેક દિવાનખાનામાં કેટલાએ સુગંધી દીપક બળી રહ્યા છે. ભીંતો ઉપર કેટલીએ સુંદર-સુવાસિત પુષ્પમાળાઓ લટકી રહી છે. આકાશમાં પૂર્ણચંદ્ર ખિલી રહ્યો છે. નીચે કાળાં વાદળાં આમ તેમ દોડી રહ્યાં છે. તેની નીચે સુંદર પ્રકૃતિદેવીનું રાજ્ય વિસ્તરી રહ્યું છે. તેની નીચે અંબરનો રાજમહેલ માથું ઉંચુ કરી, સ્થિર થઇ ઉભો છે. રાજમહેલમાં રત્નમય સિંહાસન ઉપર રાજરાણી સવિતા બેઠી છે, અને સવિતાના ચરણ આગળ અંબરરાજ માનસિંહ બેઠા છે! માનસિંહ સવિતાનાં રાતા પ્રવાળ જેવાં બે ચરણ પકડી પ્રાર્થના કરી રહ્યાં છે. "પ્રિય મહારાણી! અપરાધ ક્ષમા કર."

સવિતા લજ્જા પામતી જાણે કહેવા લાગી: "મહારાજ! મહારાજ! આ શું? હું તો આપની વિના મૂલની દાસી છું. તમે હૃદયેશ્વર છો. તમેજ મ્હારૂં સર્વસ્વ છો. હું શું આપના ચરણની સેવા કરવા યોગ્ય છું? તમારે કેટલી બધી રાણીઓ છે પ્રભુ! પરંતુ મ્હારે બીજું કોણ છે નાથ! સંદેહ કરશો ના. વિશ્વાસ રાખજો પ્રભુ! રોષકટાક્ષ કરશો નહિ! કૃપા દ્રષ્ટિ કરજો. ગુસ્સો કરીને કંઇ કહેશો ના પ્રાણેશ્વર! ગમે તેમ પણ હુ અજ્ઞાન

અબળા! આપ બુદ્ધિમાન રાજા! પ્રિય વચનો કહેજો પ્રભુ! હું રાજરાણી થવાને જન્મી નથી નાથ! વિધાતાએ મ્હને આપની સેવિકા થવાને મોકલી છે.”

સ્વપ્ન ઘણું માયાવિની. તેણે એ દેખાવનો પડદો થણો સત્વર ખેંચી લીધો. પુનઃ તેણે જે બતાવ્યું તે ઘણું ભયંકર દ્રષ્ય તેણે જોયું: મહારાજ સ્હામું સુદર્શન ઉભો છે. એ હાથ જોડી પોતાને માટે સિંહાસનના એક વિભાગની ભિક્ષા માંગે છે. મહારાજ માનસિંહે કુટીલ કટાક્ષ કરી સુદર્શનની તે કરૂણાજનક ભિક્ષા માટે સાફ ના પાડી. અપમાન કરી તેને ત્યાંથી કહાડી મૂકયો. નેત્રમાં ઉનાં આંસુ સારતો નિઃશ્વાસ મૂકતો સુદર્શન ધીમે ધીમે કયાંય ચાલ્યો ગયો! અને સવિતા? અહો! તેને અતિ ભયંકર દુઃખ થયું! રાણી કમળકુમારીએ આવી ચપળ નેત્રે સવિતાનું કેટલુંએ અપમાન કર્યું–કેટલીએ ગાળો દીધી! અંબરેશ્વરે સિંહાસન ઉપર બેઠાં બેઠાં સર્વ જોયાં કર્યું. કંઇ પણ બોલ્યા નહિ.

સવિતાની છાતી પર જાણે કોઇ મ્હોટો પત્થર મૂકી તેને દબાવી રહ્યું છે તે સહન કરી શકી નહિ. ચીસ પાડી બોલી ઉઠી. “સુદર્શન! સુદર્શન! બાલ્ય બંધુ! ચાલ્યા જશો નહિ; મ્હને સાથે લઇ જાઓ. પિતાને ત્યાં પહોંચાડી દો.”

સવિતાનું સ્વપ્ન સત્ય થયું. સુદર્શન તેની પાસે ઉભો છે. તે કહે છે કે: “ભય શો સવિતા! હું આ ઉભો. હું તને ગુરૂદેવના આશ્રમમાં પહોંચાડી દઇશ.”

સવિતાએ નેત્ર ઉઘાડયાં. જોયું કે: “એક સુંદર સ્વરૂપવાન યુવાન પુરૂષ તેની સ્હામું ઉભો છે. કાનમાં વીર કર્ણકુલ છે. શરીર ઉપર બહુમૂલ્ય પોષાક છે. માથા પર સોનેરી મણિજડિત મંડીલ છે. કમરે લટકતા મ્યાનમાં તરવાર છે. તે કહે છે: “ભય શો સવિતા?”

સવિતાએ તે મુખ જોઇ જાણે તેને ઓળખ્યો. તેનાં નેત્રમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે પૂછયું: “તમે કોણ છો?”

તે વીર પુરૂષે ગંભીર સ્વરે કહ્યુ: "હું સુદર્શન. સવિતા! શું મ્હને ઓળખી શકતી નથી?"

"હા, તમને ઓળખ્યા છે. તમે આ રાજ પોષાક કેમ પહેર્યો છે? તમારૂં તે ભગવું વસ્ત્ર અને કમણ્ડલુ ક્યાં છે?"

"તે સર્વને હમેશને માટે વિસર્જન કર્યાં છે. ત્હમારો તે બ્રહ્મચારી સુદર્શન મરી ગયો છે! હવે હું શસ્ત્રનો વ્યાપારી ફૈજી છું. સમ્રાટ અકબરનો સેનાપતિ છું."

"તમે મ્હને શા માટે દર્શન દીધાં! તમે મ્હને શા માટે સવિતા કહીને બોલાવો છો? મ્હને શા માટે આ સ્થળે લાવ્યા? તમને ખબર નથી કે હું અંબરરાજની રાણી છુ!"

"સર્વ જાણું છું સવિતા. સરોવરના જળમા તુ જીવન વિસર્જન કરવા ગઇ હતી, દૈવયોગે મ્હેં ત્હને બચાવી છે."

" અન્યાય કામ કર્યું છે. મ્હારે આશ્રમ નથી. સ્થળ નથી. ઉભા રહેવાની જગ્યા નથી. રાજરાણી થયા પછી હું માર્ગની ભિખારિણી થઇ છું. પ્રાણમાં દાવાનળની જ્વાળા બળી રહી હતી, તે જ્વાળા ઠંડી કરવા સરોવરમા ડુબી હતી. તમે શા માટે તેમાં વિઘ્ન નાંખ્યું? શા માટે શત્રુનું કામ કર્યું?"

સવિતા વધારે બોલી શકી નહિ. તેનો કણ્ઠ રૂંધાઇ ગયો, તેણે રડતાં રડતાં બધી વાત સુદર્શનને કહી સંભળાવી.

ફૈજીએ ક્રોધમાં આવી જઇ દાંત તળે હોઠ કચડયો. તેના શરીરમાં જ્વાળા ઉત્પન્ન થઈ. તેણે વિચાર્યું: "મ્હારે માટે નિષ્કલંક સવિતાને-સન્યાસીના પ્રેમનુ ધન સવિતાને-આટલું બધું દારૂણ કષ્ટ?" ફૈજીએ મનમાં ને મનમાં માનસિંહના અન્યાયનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. ધીમે ધીમે સવિતાને કહ્યુ. "જે થવાનુ તે થયું છે, તે ટાળવાનો ઉપાય નથી. હુંજ સર્વ અનિષ્ટનું મૂળ છું. હું તેનું પ્રાયશ્ચિત કરીશ. અર્ધ રાત્રે છાવણીની સ્થિતિ જોવાનું મારૂ કર્તવ્ય છે. એક દિવસ એ કર્તવ્ય માટે ઘણે વેગળે સુધી નિકળી ગયો. હું તમને ઓળખી શકયો નહોતો. તેમ છતાં જાણી

શકયો હતો કેઃ પગ લપસી જવાથી વખતે કોઇ સરોવરમાં પડયું હશે. હું તાક્ષણાત્ જળમા ઉતર્યો અને ત્હમને બહાર કાઢયાં. મ્હારી વાત સાભળો. તમે થોડા દિવસ અહિં રહો. યુવરાજ સલીમને મળવા માટે હું તેમની વાટ જોઉં છું. એટલામાં સંન્યાસી મહારાજને તમારા સમાચાર કહાવું છું. તેઓ આવીને તમને લઇ જશે. બ્હેન! પવિત્ર બ્હેન! આ સ્થળે તમે તદ્દન પવિત્રપણે રહી શકશો. આ હૃદયમાં તમે એક બ્હેન તરીકે સ્થાન મેળવ્યું છે. એક ભાઇને છાજે એવી દરેક મહેનત કરવા પાછો હઠીશ નહિ. ”

સવિતા કંઇ બોલી શકી નહિ; તેણે નેત્રો બંધ કર્યા. સુદર્શન ઓરડો છોડી અન્યત્ર ચાલ્યો ગયો. સવિતાની સેવા માટે બ્રાહ્મણ રસોઇઆની ગોઠવણ કરી. ઓરડામાં હિંદુને છાજે તેવી પવિત્રતા સાચવવાનો બદોબસ્ત કર્યો.

દિવસ ગયો. રાત્રિ પડી. મધ્યમ રાત્રે સવિતાએ સંકલ્પ કેરવ્યો. ધીમે ધીમે મોગલ છાવણીમાંથી બહાર નીકળી ગઇ. તેને કોઇએ દીઠી નહિ. કોઇએ રોકી પણ નહિ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ફૈઝીએ સવિતાના છાવણી ત્યાગ કરવાના સમાચાર જાણ્યા. તેને આશ્ચર્ય થયું નહિ. તેણે તુરત સંન્યાસીને સમાચાર કહાવી દીધા.

સંન્યાસીએ એ સમાચાર સાંભળી પોતાની પ્રિય કન્યાની શોધ કરી. અનેક સ્થળે શોધ કર્યા પછી એક દિવસ, આહાર વગર સુકાઇ ગયેલી અતિશય થાકેલી, હાડપિંજર જેવી બની ગયેલી, પોતાની લાડકી કન્યા એક વૃક્ષ નીચે પડેલી મળી આવી. તેને છાતી સાથે દબાવી બહુ સ્નેહથી બહુ ખેદ કરી પોતાની કુટીરમાં લઇ ગયા.

શેખ ફૈઝીએ ઇચ્છાપૂર્વક બાદશાહ પાસેથી યુદ્ધનો ભાર લીધો હતો. તે શસ્ત્ર અને શાસ્ત્ર; ઉભય વિદ્યામાં પારંગત હતો. તેથીજ બાદશાહે તેની પ્રાર્થના સ્વીકારી હતી. યુવરાજ સલીમ અને ફૈઝીએ બન્નેએ એક સંયુક્ત સેનાનું સેનાપતિત્વ સ્વીકાર્યું હતું.

સલીમ અને ફૈઝી બન્ને પોત પોતાનું લશ્કર લઇ ભિન્ન ભિન્ન માર્ગે

ચાલ્યા. શત્રુને ચારે દિશામાંથી ઘેરી લેવા એ તેઓને અકબરશાહની આજ્ઞા હતી. દાઉદખાં અને માનસિંહ પોત પોતાની સેના સાથે બે દિશામાં, ભિન્ન માર્ગે ગયા. કૈજી સાતસો સિપાહીનું લશ્કર લઇ સલીમની પાછળ રહી, એક પર્વતનું મુખદ્વાર રોકવા ગયો.

સૈન્યે આગળ વધી બિઠલ ગામની સ્હામુ આવેલા વિશાળ મેદાનમાં છાવણી નાંખી છે. તે સ્થળે બે ત્રણ દિવસ નિવાસ કરીને પર્વતના ગુપ્ત માર્ગો જાણી લેવા એજ તેમનુ કર્તવ્ય હતું. છાવણી પડયા પછી એક દિવસ એક સંન્યાસીએ એક વિંટી બતાવી કૈજીની મુલાકાત લીધી. સંન્યાસી અશ્રુપાત કરતાં કરતાં બોલ્યા: "વત્સ! મ્હારી મોઘા મૂલની સોનાની—સવિતા, તે પાખણ્ડીના અત્યાચારથી બેહદ દુખી થાય છે, અને ગાંડી થઇ ગઇ છે! હું ધારૂં છું કે હવે તે સારી થશે નહિ. ઉન્માદ અવસ્થામાંજ તેનું જીવન શેષ થશે."

આ ભયંકર સમાચાર સાંભળી કૈજીનું ચિત્ત ચલિત થયું. તે ચિત્ત જય કરી શકયો નહિ. હજારો વિછીઓના ડંખની જ્વાળા તે પોતાને શરીરે અનુભવવા લાગ્યો! બાપરે! એ જવાળાનું અસહ્ય દુ:ખ જે જાણે તેજ જાણે! પોતાના દોષથી સવિતાનુ સત્યાનાશ વળ્યું છે. આ યુદ્ધમાં જીવતાં રહેવાય તો માનસિંહ ઉપર વૈર લેવાનો નિશ્ચય છે, અને મ્હારા પાપનું પ્રાયશ્ચિત પણ કરીશ. સંન્યાસી પાસે જે પ્રતિજ્ઞા કરી હતી તેનો ભંગ ના કર્યો હોત, સવિતાનાં દર્શન કરવા ના ગયો હોત, તો આજે તે નિર્દોષ દેવી જગત્ સમક્ષ કલંકિની, નિરાધાર, નિરાશ્રય, અને રાજરાણી થવા છતાં ભિખારિણી થાત નહિ!

---

## એકાદશ પરિચ્છેદ.

રાજસ્થાનની પર્વતમય સરહદ ઉપર, કેટલાંક ન્હાનાં ન્હાનાં યુદ્ધ થઇ ગયાં છે. તેમાં કોઇ પક્ષનો જય વિજય થયો નથી. મહારાજ માનસિંહ છાવણીમાં બેઠા બેઠા યુદ્ધના વિચારોમાં નિમગ્ન થયા છે. દરવાજા આગળ પહેરો ભરતા સિપાહીએ આવી તેમના હાથમાં એક પત્ર આપ્યો.

માનસિંહે પત્ર વાંચ્યો. તેના મુખ મણ્ડળ ઉપર આશ્ચર્યની રેખાઓ પ્રકટ થઇ. તંબુની ભીંતે લટકાવેલી ચળકતી ધારવાળી તરવાર તરફ તેમણે એકવાર દ્રષ્ટિ નાખી. બીજી પળે કઠોર હાસ્ય કર્યું. પત્રમાં લખ્યું હતું કેઃ—

"મહારાજ! આપ વીર છે. અકબરશાહના સમુદ્ર જેવા વિશાળ હિંદુસ્થાનના મુખ્ય સેનાપતિ છો. આ પત્ર વાંચતાંજ શસ્ત્ર સહિત અમુક સ્થળે એકલા આવજો. નહિ આવો તો જાણીશ કે આપ વીરધર્મ વિરૂદ્ધ આચરણ કરવા ખુશી છો."

માનસિંહે વિચાર્યું: "કદાચ શત્રુએ પ્રપંચ રચ્યો છે. કપટથી બોલાવી પ્રાણવધ કરશે." વળી વિચાર્યું: "રાજપુતો કદી પણ એટલા બધા નીચ હોય નહિ. શત્રુ હોય તો પણ આવો કુટીલતા ભરેલા પત્ર કદી લખે નહિ. ત્યારે આ અદ્‌ભુત પત્રનો લેખક કોણ?" તેઓ કોઇ નિર્ણય ઉપર આવી શક્યા નહિ.

રહસ્ય જાણવા માટે માનસિંહ તે દિવસે મધ્ય રાત્રિએ એકલાજ અમુક સ્થાને જવા નિકળ્યા. એક ન્હાનકડા પર્વત ઉપર ચઢવા લાગ્યા. ઉપર ચઢતાંજ સ્હામુ એક પત્થરનું ભાગેલું મંદિર જણાયું. એજ સ્થાનમાં જવાનો પત્રમાં ઉલ્લેખ હતો.

એ નિર્જન વન પ્રદેશ, એ મશાલના પ્રકાશથીજ ઉજ્વળ જણાતો હતો. તે પ્રકાશને લીધે વૃક્ષનો અને પર્વતનો રંગ જણાતો હતો. માનસિંહે જોયું કેઃ એક ભગવાં વસ્ત્ર ધારી, બ્રાહ્મણ જેવો પુરૂષ, હાથમાં તરવાર લઇને તે ભયંકર સ્થળે તેની વાટ જોઇ રહ્યો છે.

માનસિંહે ગંભીર સ્વરે કહ્યું: "તમેજ મ્હને નિર્જન સ્થાનમાં મળવા બોલાવ્યો છે કે?"

"હા મહારાજ." ઉત્તર મળ્યો.

"બ્રાહ્મણો શાસ્ત્ર અધ્યયન છોડીને શસ્ત્રનો વ્યવસાય કરતાં ક્યારથી શિખ્યા છે?"

"જે દિવસથી ક્ષત્રિય–વીર પુરૂષોએ મોગલોનું દાસત્વ સ્વીકાર્યું છે, અને જે દિવસથી હિંદુ રાજાઓએ નિર્દોષ અબળાઓ ઉપર અત્યાચાર કરવા

માંડયો છે તે દિવસથીજ બ્રાહ્મણોએ શસ્ત્ર ધારણ કરવા માંડયાં છે!" બોલનાર બ્રાહ્મણનું મુખ ધીમે ધીમે લાલ થઇ ઉઠયું.

"સર્વ ક્ષત્રિય રાજાઓ બાદશાહના દાસ થયા નથી. કોઇ ક્ષત્રિય રાજા બુદ્ધિપૂર્વક અબળાને દુઃખ દેતા નથી."

"આપે તેમ કર્યું છે."

"મ્હેં? અસમ્ભવિત!"

"મહારાજની નવી રાણીની વાત આવે છે કે? રાણી સવિતાસુંદરીની?"

"હા, પરંતુ તે તો કલંકિની છે."

"તે નિષ્કલંક છે. તમે પોતે ભૂલથાપ ખાધી છે. તમે વ્હેમમાં પડયા છો. તે કલંકિત નથી. તમારાં ચક્ષુ અને તમારા કાન કલંકિત છે. તમારૂં ચિત્તજ કલંકિત છે!"

"બ્રાહ્મણ! રાજા માનસિંહના સ્હામુ આવા વાક્યો બોલવા માટે અન્ય કોઇ હોત તો તેને કેવી ભયંકર શિક્ષા થાત? તમે બ્રાહ્મણ છો. તમારો વધ થઇ શકે નહિ."

"તેથીજ કહું છું કે મહારાજનાં ચક્ષુ ઠગાયાં છે. કાન ઠગાયા છે. ચિત્ત ઠગાયું છે. હું બ્રાહ્મણ નથી છતાં મ્હને બ્રાહ્મણ ધારો છો. અંધારામાં દોરડી જોવાથી સાપનું ભાન થયું છે. તમે અતિ પવિત્ર, દેવી સ્વરૂપ સવિતાને, દૈવની લીલાથી કલંકિની માની લીધી છે."

"તમે બ્રાહ્મણ નથી ત્યારે કોણ છો? મ્હને આ સ્થળે બોલાવવાનું શું પ્રયોજન?"

"મહારાજ! જેમ આજે તમે મ્હારાં વસ્ત્ર જોઇને અને મ્હારી વાત સાંભળીને ભૂલથાપ ખાઓ છો તેમજ એક દિવસ આપે ભયંકર ભૂલથાપ ખાધી છે! તે દિવસે જો આપે બરોબર તપાસ કરી હોત અને વિચાર કર્યો હોત તો એક નિર્દોષ, નિષ્કલંક રાણીનો, નિષ્ઠુરની પેઠે ત્યાગ કરત નહિ, આજે તે ભિખારિણી થઇ છે તેમ થાત નહિ."

બ્રાહ્મણનો વેશ ધારણ કરેલા, ભગવાં વસ્ત્રધારી, પુરૂષે પોતાનાં વસ્ત્રો

કહાડી વેગળાં નાંખ્યાં ! બનાવટી જટા અને લાંબી દાઢી મુછ પણ વેગળે ફેંકી દીધાં. માનસિંહે વિસ્મય સહિત જોયું કે તે પોતાનો સુહૃદ મિત્ર અબ્દુલ ફયેજ ફૈજી છે. માનસિંહ ઘોટાળામાં પડયો. ફૈજી સાથે રાણીને શો સંબંધ તેની કલ્પના થઇ શકી નહિ. તેણે ફૈજી સાથે હાથ મેળવી કહ્યું: " મિત્ર ! આ અદ્ભૂત રહસ્યનો મર્મ શું ? ત્હારી સાથે રાણીને શો સબંધ ?"

" બંધુ ! રાણી સવિતા મ્હારી બ્હેન છે. અમે બન્ને પવિત્ર સંબંધથી બંધાયલાં છીએ. ભગિનીને માટે ભાઇએ સર્વ કરવું જોઇએ."

ફૈજીએ સર્વ વાત માનસિંહને કહી સંભળાવી. કહેતાં કહેતાં આંસુથી તેની છાતી પલળી ગઇ !

એ સાંભળી પશ્ચાત્તાપને લીધે માનસિંહનું હૃદય ચુરેચૂરા થવા લાગ્યું. શંકાની અગ્નિ ભસ્મમાંથી પ્રેમનો અગ્નિ ભડકી ઉઠયો. પવિત્ર રાણીનાં દર્શન કરવા માટે માનસિંહનું હૃદય વ્યાકુળ થઇ ઉઠયું. વગર તપાસ કર્યે રાણીને આટલા બધા સંકટમાં નાંખવા માટે તેનું હૃદય ભડભડ બળવા લાગ્યુ. માનસિંહે આગ્રહ સહિત કહ્યું " દોસ્ત ? ફેજ ! રાણી કયાં છે ? મ્હારી પ્રિય સવિતા કયાં છે ?"

ફૈજીએ કહ્યું: " મહારાજ ! હવે તેને મેળવી શકશો નહિ. તે હવે આ સંસારમાં નથી. આપ તેનાં દર્શન કરી શકશો પરંતુ આપની દ્રષ્ટિએ તે હવ મરણ પામ્યા જેવી છે."

માનસિંહે કહ્યું: " મને મળે કે ના મળે. પરંતુ તેનાં દર્શન કરવાની તીવ્ર જીજ્ઞાસા થઇ છે. મિત્ર ફૈજ ! એક વખત તે દેવીનાં દર્શન કરાવ."

* * * * *

માનસિંહ અને ફૈજી હાથમાં મશાલ લઇને પર્વતની તળેટીમાં થઇને આગળ ચાલ્યા. નિર્જન રાત્રિએ અંધકારમય ગુહામાં સ્થળે સ્થળે અજવાળું થઇ ગયું. અજવાળું જોઇને બે ચાર પક્ષીઓ પાંખ ફફડાવી ઉઠયાં. માનસિંહ અને ફૈજી પર્વતની વચમાં આવેલી એક ગુહાના દ્વાર આગળ આવી ઉભા.

હાથ ઠોકતાંજ દ્વાર ઉઘડયાં. ફૈજીએ કહ્યું: " મહારાજ ! મ્હારી પાછળ પાછળ ચાલ્યા આવો. પરંતુ પ્રથમથી એક પ્રતિજ્ઞા કરવી પડશે.

આ ગુહામાં રહેતા સન્યાસીના નિયમ પ્રમાણે અપરિચિત મનુષ્યને આ સ્થળે લાવતાં તેની આંખે પાટા બાંધવા પડે છે. આપની શી ઇચ્છા છે ?"

માનસિંહને અધૈર્ય ઉત્પન્ન થયુ. તેમ છતા તેણે તેની માંગણી કબૂલ કરી અને નેત્રે પાટા બંધાવ્યા.

થોડે વેગળે ગયા પછી બન્ને એક ગુહાના દ્વાર પાસે આવી ઉભા. માનસિંહનાં નેત્રે બાંધેલા પાટા છોડી નાંખ્યા. તેણે વિસ્મય પામતાં જોયું કે ગુહામાં નવીન સંન્યાસિનીના વેશમાં બેઠેલી સવિતા પૂજામાં એકચિત્ત થઇ છે.

તેના હોઠ ઉપર પ્રેમપૂર્ણ શબ્દો ચઢી આવ્યા પરંતુ તેણે જોયું કેઃ અપવિત્ર પ્રેમની ભાગીયણ કરવાનું આમત્રણ કરવાનો હવે તેને અધિકાર નથી. માનસિંહે સવિતાના તેજસ્વી કોમળ મુખ ઉપર અતુલ શાંતિ અને સ્વર્ગીય સુખનો પ્રકાશ જોયો એટલે તેજ ક્ષણે તેનુ વિલાસવાસનાથી પીડાતું હૃદય લજ્જા પામ્યુ. તેનુ મુખ નીચું થયું.

માનસિહે નજર ફેરવી જોયુ તો જણાયું કે "ગુહાની ભીંતે એક ચિત્ર લટકે છે. તે ચિત્રના પગ આગળ એક કુંડામાં જળ અને બાજુમાં ફૂલની માળાનો ઢગલો પડયો છે. ચારે દિશામાં ધુપદીપ બળી રહ્યા છે. દેવપૂજા માટે જોઇતી સર્વ સામગ્રી ત્યા તૈયાર છે. ભીંતે લટકતા ચિત્રની સ્હામુ નીચુ માથું નમાવી, ઘુટણીએ પડી સવિતા ધ્યાનમાં મગ્ન થઇ છે !"

અહો ! કેવું સુદર રૂપ ! માનસિંહે મનમાંજ વિચાર્યુઃ "એક દિવસ આ સવિતા સર્વ અલંકાર વડે શોભી રહી હતી. સુંદર સાડીઓ પહેરી રૂપજ્યોતિ વિસ્તારતી, અંબરના રાજમહેલમાં મ્હને "પ્રિય—વ્હાલા" કહીને બોલાવતી હતી, અને આજે તેજ સવિતા, અલકાર વગરની ભગવું વસ્ત્ર ધારણ કરેલું હોવા છતાં અતિ સુંદર જણાય છે ! વિધિ, ત્હને ધન્ય છે ! આવું સુદર રૂપ એકત્ર કરતાં ત્હને કેટલો બધો પરિશ્રમ થયો હશે ?"

માથા ઉપર અર્ધ ભાગે વસ્ત્ર હતું. તેની બાજુમાં થઇને કાળા ભ્રમર જેવા વાળ, બે રાતા ગાલની છેક પાસે થઇને, છાતી ઉપર થઇને ખોળામાં અને કેટલાક પીઠ ઉપર વિખરાઇ પડયા હતા. તે જાણે હાથીની કાળી

સુંડ, શરદ ઋતુમાં પ્રફુલ્લ થયેલા કમળને વિંટળાઈ વળી હોય તેવું શોભતુ હતું. નેત્રમાં ચળકતી કાળી કીકીઓ સ્થિર દ્રષ્ટિથી એકજ ધ્યાનમાં લાગી છે. પરવાળા જેવા રાતા-કોમળ હોઠ ઉપર મલિન મંદ હાસ્ય ફરકી રહ્યું છે. સ્થિર પૂતળા જેવા શરીરની ચારે દિશામાં સુંદર રૂપનાં તરંગો ફેલાઇ રહ્યાં છે. તે જાણે રાજરાણી સવિતા કરતાં સન્યાસિની સવિતા કેટલીએ સુંદર, કેટલીએ પ્રતિભાવાન, અને કેટલીએ મનોહારિણી થઇ રહી છે.

માનસિંહે મનમાંજ વિચાર્યુંઃ "જીવન પર્યંત પત્થર જેવી કઠિન છાતી રાખી અસિવ્રત ધારણ કર્યું છે. યુદ્ધ વ્યવસ્થાય કર્યો છે. તે આના મધુર પ્રેમનો મર્મ શી રીતે સમજું? મને પોતાના ઉપરજ વિશ્વાસ નથી ત્યાં પછી આ સુરબાળા-દેવબાળા ઉપર વિશ્વાસ શી રીતે ઉપજે? સેંકડો રાણીઓથી વિંટળાઇને ઇન્દ્રિય-લાલસામાં વ્યાકુળ થઇ જીવન વ્યતીત કર્યું છે. તે આના પવિત્ર-સ્વર્ગીય-પ્રેમને શી રીતે સમજી શકું?"

માનસિંહે જરા આગળ વધી જોયુ તો તેણે આશ્ચર્ય સહિત જોયું કેઃ "અંબરના મહેલમાં તેને પોતાની જે છબી ભેટ આપી હતી તેનીજ નકલ-છબી ભીંતે લટકે છે. તેના ઉપરજ અસંખ્ય પુષ્પમાળાઓ લટકે છે. તેની નજીકમાંજ ધૂપ-દીપ-નૈવેદ્ય થાય છે. પતિપ્રેમ-ભક્ત, એકાન્તવાસિની સવિતા તેજ છબીની પૂજામાં નિમગ્ન થઇ રહી છે! તે ઘુંટણીએ પડી, એક ચિત્તે તેનીજ પ્રાર્થના કરી રહી છે.

એ જોતાંજ માનસિંહનું પાષાણ હૃદય ફાટી જવા લાગ્યું. નેત્રમાં જળ આવ્યાં. તેણે જે અપરાધ કર્યો છે તેની હદ નથી! તેના પાપનું પ્રાયશ્ચિત નથી. વિના કારણે, સદેહને વશ થઇ, સાધ્વી સતિ, પતિવ્રતાને દુઃખી કરવાથી તેના હૃદયમાંથી નિકળતા ઉંડા ઉષ્ણ નિઃશ્વાસમાંથી મુક્તિ થશે નહિ. એવું વિચારી તેનું હૃદય કમ્પી ઉઠયું. શરીર થરથરવા લાગ્યું.

માનસિંહે કમ્પતે સ્વરે કહ્યુંઃ "સવિતા?"

સવિતા અત્યાર સુધી કંઇ જાણી શકી નહોતી. પાછળ ફરી જોયું તો તેને જણાયું કે ત્યાં તેનો ઇષ્ટ દેવતા સન્મુખ!

સવિતાએ મનમાંજ વિચાર્યુંઃ "મ્હારા સ્વામી, દેવતાઓ કરતાં વિશેષ

દયાવાન છે. દેવતાઓની ઉપાસના કરવા છતાં સત્વર દર્શન દેતા નથી. પતિ દેવતાએ સત્વર દર્શન દીધાં છે. મ્હારૂ અહો ભાગ્ય !"

સવિતા સર્વ ભૂલી ગઇ. ગઇ ગુજરી આટલી બધી વાતો ક્ષણમાં ભૂલી ગઇ ! માન, અભિમાન, અપમાન, તિરસ્કાર, વિશ્વાસ, અવિશ્વાસ, સર્વ ભૂલી ગઇ ! પતિવ્રતા સતી સવિતાએ જોયું કે તેનું હૃદય માનસિંહમય, દેહ માનસિંહમય, પર્વત ગુહા માનસિંહમય થઈ રહી છે. માનસિંહ જાણે અનન્ત સુંદર છે. દેવતાઓથી પણ વિશેષ સુંદર છે. જગતના સર્વ પુરૂષો કરતાં પણ અતિશય સુંદર છે. પતિવ્રતા નારીનું મન એવુંજ હોય છે.

સવિતા ઉઠીને ઉભી થઇ. માનસિંહના સ્હામુ ઘુંટણીએ બેઠી. નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલી રહી છે. તેણે કહ્યું "સ્વામી ! હૃદયેશ્વર ! મ્હારા આ જન્મના દેવ ! મ્હારૂં સર્વસ્વ, દયા કરીને આપ પધાર્યા છો પ્રભુ ? આ જુવો, આપને માટે સિંહાસન પાથર્યું છે. મ્હારે હાથે પુષ્પ ચુંટી લાવી છુ. તમને સુગધિ માળાઓ પસદ હોવાથી કેટલા કષ્ટે માળાઓ ગુથી છે, તે તમારા ચરણ કમળમાં અર્પણ કરીને મનને સતોષ આપું છું. મ્હારૂંજ જે કઇ હતું તે સર્વસ્વ તો આપને પ્રથમથીજ અર્પણ કરી દીધું છે પ્રભુ ! હવે મ્હારૂ શું છે ?" હવે તેનાથી વિશેષ બોલાયું નહિ. તેના ઝાંખા ગાલ ઉપર દડ્દડ્ આંસુ વહેવા લાગ્યાં.

માનસિંહના પત્થર જેવા કઠિન હૃદયમાં જાણે કોઇએ લાત મારી ચૂરેચૂરા કરી નાંખ્યું ! તેના કણ્ઠમાં જાણે કોઇએ તપેલા લોઢાનો સળીયો ઘોચી દીધો ! પશ્ચાત્તાપના અનન્ત દુ:ખથી તેનું માથુ ચક્કર ચક્કર ફરવા લાગ્યું. તે મનમાંજ વિચારવા લાગ્યો કે: મ્હેં જે પાપ કર્યું છે તે અનિવાર્ય છે. નિરપરાધી સવિતાનો ત્યાગ કરી મ્હેં મહા પાપકર્મ કર્યું છે ! દેવતા અને મનુષ્ય કોઇ પણ એ પાપની મ્હને ક્ષમા આપશે નહિ."

માનસિંહ ધીમે ધીમે સવિતાની પાસે બેઠો. પરંતુ તેના શરીરને સ્પર્શ કરવાનું તે સાહસ કરી શકયો નહિ ! તેણે કરૂણાજનક કણ્ઠે કહ્યું: "સવિતા, સવિતા, મ્હને ક્ષમા કર ! દેવી, મ્હને ક્ષમા કર. કૃપા કર. સર્વ ભૂલિ જા. મ્હારી સાથે ચાલ. હું મહા પાપીષ્ટ ના હોત તો ત્હારા જેવી પતિવ્રતા સાધ્વી સતીનો ત્યાગ શા માટે કરત ?"

સવિતા રડતાં રડતાં બોલી: "તમે શો અપરાધ કર્યો છે પ્રાણેશ્વર! તમે હજારો મનુષ્યના સમક્ષ મ્હને લાતો મારીને હાંકી કહાડી હોત તો પણ મ્હારા જીવને દુઃખ થાત નહિ. તેમ થવાથી આપના ચરણને કંઇ દુઃખ થયું છે કે નહિ તેનીજ મ્હને ચિંતા થાત! હૃદયેશ્વર! ગમે તેમ પણ હું તો આપની દાસીજ! દાસીની પાસે પ્રભુનો અપરાધ અસમ્ભવિતજ! સર્વ મ્હારા અદ્રષ્ટનોજ દોષ મહારાજ! તમે મ્હને રાજરાણી બનાવી હતી. હુંજ તે પદવી ભોગવવા ભાગ્યશાળી થઇ નહિ. બસ સ્વામી, હવે એ પદવી માટે આગ્રહ કરશો ના! આ પાપી મુખ હવે રાજમહેલમાં દેખાડી શકીશ નહિ. કલંકિત! કલંકિત! મહારાજ, ચારે દિશામાં ઘોર કલંકિત થઈ ચૂકી! મ્હારૂં હૃદય બહુ દુર્બળ છે. હવે એ કલંક સહન કરી શકશે નહિ!"

સવિતાની માનસિક લાગણી એકાએક ઉશ્કેરાઇ ગઇ. તેનુ સર્વ શરીર કમ્પવા લાગ્યુ. ગુફાના પત્થરમાં સુતી. તેનું માથું ફરવા લાગ્યું. સમસ્ત વિરાટ્ વિશ્વ ફરવા લાગ્યું!

માનસિંહ અત્યાર સુધી ત્હેને સ્પર્શ કરવાનુ સાહસ કરી શકયો નહોતો. આ સમયે તેનો સુદર દેહ માનસિંહે પોતાના ખોળામાં લઇ લીધો. સવિતાના કોમળ મુખ ઉપર હાથ ફેરવવા લાગ્યો. એ સ્પર્શથી સવિતાના પ્રાણ કમ્પી ઉઠયા. તેના શરીરમા વિજળીના જેવો પ્રવાહ વહેવા લાગ્યો. પતિવ્રતાના પતિનો હસ્ત સ્પર્શ એવોજ હોય છે! માનસિંહે કરૂણાજનક સ્વરે કહ્યું: "દેવી સવિતા! પ્રાણેશ્વરી સવિતા! મ્હારો ત્યાગ કરીશ નહિ. મ્હારી સાથે ચાલ. ત્હારા શિર ઉપર મ્હેંજ કલંક ચઢાવ્યું છે. હુ તે મ્હારે હાથેજ લૂછી નાખીશ. સર્વ રાણીઓનો ત્યાગ કરી, દરબારમાં અંબરની પ્રજાને ભેગી કરી, સર્વના દેખતાં તને મહારાણી તરીકે સ્વિકારીશ. ત્હારી પાસે ક્ષમા માગું છું. અંબરેશ્વર માનસિંહ, ત્હારો પાપીષ્ટ સ્વામી આજ દિલગીરી સાથે ત્હને આ પ્રાર્થના કરે છે. એ પ્રાર્થના સ્વિકાર."

મહારાજના નેત્રમાં જળ આવેલાં જોઈ સવિતા એકાએક હસી ઉઠી. તેણે કહ્યું: "હા! હા! આવા મ્હોટા મહારાજ માનસિંહના નેત્રમાં આંસુ! અરેરે! અકબર બાદશાહના મુખ્ય સેનાપતિના નેત્રમાં આંસુ! પત્થર જેવા કઠિન

હૃદયમાંથી જળ ધાર! સારૂં મહારાજ, સારૂં! આટલા દિવસ ત્હમારો પ્રેમ ક્યાં જતો રહ્યો, તો મહારાજ! ત્હમારી સાથે આવીશ તો મહારાણીની પેઠેજ માનભેર આવીશ. મ્યાનો મંગાવો, પાલખી મંગાવો, લશ્કર મંગાવો, મ્હને આપની સોડમાં બેસાડી રાણીની પેઠે લઇ જાઓ. કેમ મહારાજ?" એટલું કહી સવિતાએ અટ્ટહાસ્ય કર્યું!

વૈદ્યજી પાસેથી માનસિંહે પ્રથમથીજ સાંભળ્યું હતું કે: "સવિતાને સન્નિપાતનો વ્યાધિ થયો છે. તેમને પ્રથમ જોતાં સવિતાનું ચિત્ત કંઇક સ્થિર જણાયું હતું. પરંતુ પાછલી વાતોનું સ્મરણ થતા મગજને અધિક ઉત્તેજન થયું, અને તેમ થવાથી તેનો વ્યાધિ વિશેષ વધી પડયો. સવિતાનું છેલ્લું વાક્ય સન્નિપાતની ધૂનમાંજ બોલાયું હતું! માનસિંહે ઘણીવાર સવિતાનું મધુર હાસ્ય જોયું છે. પણ આજનુ ખડખડાટ હસવું સાંભળી તે બ્હી ઉઠયો. તેનુ શરીર કમ્પી ઉઠયું!

સવિતા તેના ખોળામાં જડવત્ પડી છે. જાણે દુષ્યન્તના ખોળામાં શકુન્તલા સુતી છે. જાણે લંકાવિજયી રામચન્દ્રજીના ખોળામાં, અશોક વનમાંથી ઉદ્ધાર પામેલી સીતા સુતી છે! એ સ્થિતિ જોઇને વિચાર થતો કે: કઠોરતાના ખોળામાં જાણે કરૂણા સુતી છે! સ્મશાનના હૃદયપટ્ ઉપર સુવર્ણનું પુષ્પ ખિલ્યું છે! બરફના ઢગલા ઉપર સ્વર્ણપદ્મ ખિલ્યું છે!

માનસિંહે પ્રેમપૂર્વક કહ્યું: "પ્રિય સવિતા, દેવી સવિતા!" સવિતાએ ઉત્તર દીધો નહિ. તેનામાં શબ્દ બોલવાની શક્તિ નહોતી. મૂર્છાએ તેના ક્ષીણ દેહપર અધિકાર જમાવ્યો છે.

એ જોઇ માનસિંહ મહા વિપદ્‌માં પડયો. તેણે બૂમ પાડી કહ્યુ: "જળ! જળ! કોણ છે રે! થોડુંક જળ લાવો! ઝટ લાવો!"

કોઇ આવ્યું નહિ. ગુહામાંથી તેનાજ શબ્દો પ્રતિધ્વનિ થઇ કહેવા લાગ્યા કે: "જળ! જળ! કોણ છે રે! થોડુંક જળ લાવો! ઝટ લાવો!"

એકાએક સંન્યાસીએ ગુહામાં આવી દર્શન દીધાં. તેઓ સવિતાને માટે એક ઔષધી શોધવા પર્વતોમાં ગયા હતા. આવતાંજ તેમણે જોયું કે માનસિંહના ખોળામાં મૂર્છા પામેલી સવિતા સૂતી છે. સંન્યાસી રાતાં

નેત્રો કરી ભયંકર અવાજે બોલવા લાગ્યા: "પાપિષ્ઠ ! ત્હારી કીર્તિ તરફ તો જો ! ત્હેં આ બિચારી નિર્દોષ બાલિકા ઉપર કેવો અત્યાચાર કર્યો છે ? ત્હને આ સ્થળે કોણ લાવ્યું ?"

માનસિંહે નીચે મ્હોડે એ તિરસ્કાર અને એ ક્રોધ સહન કર્યો. સંન્યાસી પાસે તે ખરેખરો અપરાધી હતો. તે અપરાધના ભાર તળે તેનું મહત્વ, ગુરૂત્વ, સેનાપતિત્વ અને રાજત્વ સર્વ ડુબી ગયું છે ! માનસિંહે લજ્જિત વદને ઉત્તર દીધો: "પ્રભુ ! પાપનું પ્રાયશ્ચિત કરવા આવ્યો છું. થોડુંક જળ આપો. સવિતાને મૂર્ચ્છા થઇ છે."

માનસિંહને જોતાજ સન્યાસી ક્રોધોન્મત્ત થયા હતા. સવિતાને મૂર્ચ્છા પામેલી સાંભળી જળપાત્ર લાવી આપ્યુ. એક ઉત્તેજક લતાનું કોમળ લીલું પાંદડું વાટીને તેનો રસ સવિતાના મુખમાં રેડયો, અને સવિતાને પોતાના ખોળામાં લઇ લીધી.

સંન્યાસીએ તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું "માનસિંહ ! તું મહા પાપિષ્ઠ છે ! આવા મ્હોટા અંબરરાજનો તું અધિપતિ છે. આવા મ્હોટા દિલ્લીશ્વરનો તું સેનાપતિ છે, ત્હારી કૃપાથી કેટલા રાજ્યનું રક્ષણ થાય છે અને કેટલાં રાજ્ય નષ્ટ થાય છે પરંતુ તું એક સાધારણ ન્યાય કરી શકયો નહિ ! વિના કારણે સાધ્વી ધર્મ પત્નીનો ત્યાગ કર્યો !"

આ સમયે માનસિંહ લજ્જાનો માર્યો મરણતોલ થઇ ગયો ! તેના શરીરમાંથી લોહી ઉડી ગયું ! તેનું મુખ ફિક્કું થઇ ગયું. તેણે ધીમેથી ઉત્તર દીધો: "પ્રભુ ! દેવ ! પાપનુ પ્રાયશ્ચિત શું તે કહો ! જે કહેશો તે કરીશ. સવિતાને પહેલાના જેવી કરી દો દેવ !"

એક દિવસ સુદર્શનનો વેશ ધારણ કરેલા ઈંજીએ પણ એવોજ પ્રશ્ન કર્યો હતો. સંન્યાસીએ કહ્યું: "જ્ઞાનકૃત અને અજ્ઞાનકૃત, એવાં બે પ્રકારનાં પાપ છે. મ્હેં જાણ્યું છે કે પશ્ચાતાપથી તારૂં ચિત્ત વ્યાકુળ થયુ છે. ત્હેં અજ્ઞાત પાપ કર્યું છે. અજ્ઞાત-પાપનુ પ્રાયશ્ચિત થઈ શકે છે. તું સવિતાને ધર્મ પત્ની તરીકે પુનઃ સ્વીકાર. શ્રી રામચંદ્રજીએ જેમ વિશાળ સભામાં સીતાજીને સ્વીકાર્યા હતાં તેમ તું પણ કર."

માનસિંહે વિના સંકોચે કહ્યું: " તેમજ કરીશ પ્રભુ! પરંતુ સવિતા જ્ઞાનશૂન્ય છે. સન્નિપાતગ્રસ્ત છે. તે મ્હારી સાથે આવી શકશે? "

સંન્યાસીએ વિચાર કરીને કહ્યું: "એને મ્હારે માથે જેમ એક વખત હું ત્હારે ત્યાં મુકી આવ્યો હતો તેમ બીજી વખત પણ ત્હારે ત્યાં મુકી આવીશ. પરમ દિવસે ઉત્તમ દિવસ છે. અંબર અહિંથી ઘણે વેગળે નથી તું આજેજ ત્યાં જઇ વાહન, વાજીંત્ર આદિનો બંદોબસ્ત કર. રાજના દરવાજાઓ પુષ્પમાળા વડે શણગારી દે. સવિતા, રાણીની પેઠે નગરમાં પ્રવેશ કરશે. તેને જે ઔષધ આપ્યું છે તેથી તેને થોડી વાર ચૈતન્ય આવશે.

માનસિંહે તે સ્વીકાર્યું અને સંન્યાસીના ચરણ સ્પર્શ કરી વિદાય થયો. ગુહાના દ્વાર બહાર નીકળી પર્વતની તળેટી તરફ વળ્યો. તેણે જોયું કે રૈજી એક વૃક્ષ નીચે ઉભો રહી કંઇક વિચાર કરે છે.

બન્ને બોલ્યા ચાલ્યા વિના સ્હામ સ્હામે ઉભા છે. બન્ને જણે એક મ્હોટો પત્થર ઉચકી ગુહાદ્વાર આગળ મૂકયો, અને ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. સાંકડો માર્ગ પસાર કરી ગયા પછી એક મ્હોટું મેદાન આવ્યું. એ સ્થળે રૈજીએ પુનઃ માનસિંહને રોકયો.

માનસિંહ, રૈજીનો ઉદ્દેશ સમજી શકયો નહિ, તેથી તેણે પૂછ્યું: " પ્રિય મિત્ર! આપની સાથેનો મ્હારો સંબંધ હજુ છુટયો નથી. સવિતા સન્નિપાતના વ્યાધિમાં ઘેરાઇ છે. તેનુ જીવન શંકાગ્રસ્ત છે. તેને માટે પ્રથમ અપરાધી હું છું. દ્વિતીય અપરાધી તમે છો. આજે આપણે બન્ને જણ પાપનું પ્રાયશ્ચિત કરીએ. મ્હારી સાથે તમારે તરવાર વડે યુદ્ધ કરવું પડશે."

તરતજ રૈજીએ તીક્ષ્ણ ધારવાળી, ચળકતી તલવાર મ્યાનમાંથી બહાર કહાડી.

માનસિંહે વિસ્મય પામી રૈજીના મુખ સ્હામુ જોયુ. તેના મુખ ઉપર રહસ્યનું નામ નિશાન નહોતું. માનસિંહે કહ્યું: " બંધુના શરીર ઉપર હથિયાર ચલાવતાં હું શિખ્યો નથી. અકબરશાહના સેનાપતિ ઉપર હું તરવારનો ઘા કરી શકીશ નહિ. મ્હારા પ્રાયશ્ચિતનો નિર્ણય મ્હે પોતાની મેળેજ કર્યો છે. "

માનસિંહે મ્યાનમાંથી કાઢેલી તલવાર તિરસ્કારપૂર્વક વેગળી ફેંકી

દીધી, અને કહ્યુ: " વીરવર! ઇચ્છા હોય તો હથિઆર વગરના સાથે યુદ્ધ કર. આ સમયે હું મૃત્યુને સુખપૂર્વક આલિંગન કરીશ, પરંતુ મ્હારા પ્રાયશ્ચિતની વ્યવસ્થા સાંભળશો કે ? "

રૈજીએ કહ્યું: " ક્ષત્રિયરાજ ! આ જગતમાં એવું કયું પ્રાયશ્ચિત છે કે જે આપના કઠોર પાપની યોગ્ય શીક્ષા હોય ? "

માનસિંહે રૈજીને ગુહામા બનેલી સર્વ વાત કહી સંભળાવી. સંન્યાસીએ આપેલું પ્રાયશ્ચિત સાંભળી, તેના મનમાં ભયંકર આત્મગ્લાનિ હોવા છતાં કંઇક અંશે રૈજીને સંતોષ થયો. તે ત્યાંથી અન્ય માર્ગે ચાલ્યો ગયો.

## ત્રયોદશ પરિચ્છેદ.

" પિતા—"

" કેમ બેટા–"

" હું ક્યાં છું ? સ્વર્ગમાં કે નરકમાં ? "

" એ શી વાત બેટા ? તું મ્હારા સ્નેહમય ખોળામાં છે. ત્હારા શરીરને હવે કેમ છે બેટા ? "

" પિતાજી બહુ દુઃખ થાય છે. પ્રાણ જાય છે પિતાજી ! તમારા પ્રેમમય પવિત્ર ખોળામાં મરણને શરણ થાઉં છું. એથી વિશેષ સુખ બીજું કયું પિતાજી ?"

" બેટા, એવું બોલીશ નહિ. મ્હારૂં હૃદય ફાટી જાય છે તેમાં વિશેષ આઘાત શા માટે કરે છે સવિતા ? "

" પિતાજી, આ પાષાણમય ગુહામાં, આટલા બધા અંધકારમાં મરી શકીશ નહિ. મ્હારો વ્યાધિ મટશે નહિ. માતાના ખોળામાંથી લીધા પછી આપે મ્હને મનુષ્ય બનાવી છે. આપના ખોળામાંજ મરીશ, પરંતુ પિતાજી–"

" પરંતુ શું બેટા ? "

" એક વખત તેમના દર્શન કરવાની અપેક્ષા થાય છે. પછી જીવન પર્યંત—"

સવિતા વિશેષ બોલી શકી નહિ. તેના નેત્રમાં જળ ભરાઇ આવ્યાં. ફિક્કા ગાલ ઉપરથી આંસુ વહેવા લાગ્યાં. સંન્યાસીનુ હૃદય પણ ભરાઇ આવ્યું. એ આસુની ધારાઓ, તેની કરૂણાજનક વાર્તા, અતિશય મર્મભેદક હતી.

સંન્યાસીએ કહ્યુ: " બેટા, સતી લક્ષ્મી, મ્હારૂં વચન મિથ્યા થશે નહિ. અરવિંદને અંબર મોકલ્યો છે, તે હમણાંજ પાછો આવશે. "

સવિતાએ કહ્યું: " તેટલી ઘડી શુ બચી શકીશ? ઘણો અધકાર જણાય છે. હમેશાં ઉઘાડી પર્ણકુટીમાં, ખુલ્લા વનમાં, પુષ્કળ હવા ઉજાસમાં ઉછરી છું. આટલા બધા અંધકારમાં શી રીતે મરણ પામીશ. અહિંથી સ્વર્ગ કેટલું વેગળું છે? જાણી શકતી નથી-સમજી શકતી નથી. પરતુ સ્વર્ગના ઉજ્વળ દરવાજા, દેવબાળાઓ વડે પ્રકાશ પામેલા રત્નમય ઓરડાઓ, મૃદુ મનોહર દુન્દુભિનાદ, મંગળ શંખ-ધ્વનિ, પારિજાત પુષ્પોની સૌગધી, એ સર્વ જાણે કોઇએ મ્હારી વિકલ ઇન્દ્રિયો સમક્ષ લાવી રાખ્યું છે.

સન્યાસી, બાળકની પેઠે અશ્રુપાત કરવા લાગ્યા. તેમનું ગળું રૂંધાઇ ગયું. કરૂણાજનક સ્વરે કહ્યું: " બેટા! આજે રાજા આવવાનો વાયદો છે. તું ગભરાઇશ નહિ. હું તને શકુન્તલાની પેઠે પાછી રાજમહેલમાં મૂકી આવીશ. તું પુન રાજરાણી થશે! "

સવિતાએ પાસુ બદલતાં મધુર સ્વરે કહ્યું: " રાણી થવાનો લોભ પૂરો થયો છે-મરી ગયો છે! હવે આ જગતમાં રાણીગિરિ કરવા ચ્હાતી નથી પિતાજી! સંન્યાસીની કન્યા, દુઃખિની કન્યા, વન જંગલની પર્ણકુટીમાં રહેનાર, ઘાસની પથારીમાં સુનાર, અન્નના કણ અથવા ફળ, જે મળે તે ખાઇને સંતોષ માનનાર તેને રાણી થવાનું છાજે પિતાજી! રાણી થઇ'તીસ્તો! પણ તે પદવી સાચવી શકી નહિ. એમાં દૈવનીજ ઇચ્છા. દેવલોકમાં જાઉં તો ત્યાં પણ તેમની હમેશાં સેવા કરૂં એવોજ આશીર્વાદ આપો પિતાજી!

સંન્યાસીએ તેને માથે મ્હોડે સ્નેહ ભરેલો હાથ ફેરવતાં કહ્યું: " બેટા! સંસારનાં બંધનોમાથી છૂટો થવા છતાં ત્હારી માયાને લીધે સસારી બન્યો છું. મ્હારે માતા નથી, પિતા નથી, સ્ત્રી નથી, પુત્ર નથી, કન્યા નથી. મ્હારૂ સર્વસ્વ તુંજ છે. જપ તપ ગયું છે. શાસ્ત્ર પાઠ ગયા છે. વિચાર

ગયા છે. શક્તિ ગઇ છે. સાધના ગઇ છે. છે માત્ર એક તું! તું ત્યાગ કરી જશે તો મ્હારાં ભગવાં વસ્ત્રો, દણ્ડ, કમણ્ડલુ સર્વ નદીના જળમાં ડૂબી જશે! એવું બોલીશ નહિ બેટા સવિતા!"

સવિતાએ કહ્યું: "ના પિતાજી! હવે બોલીશ નહિ. જીવને ઘણું કષ્ટ થવાથી બોલી. ગુહાની ચારે દિશામાં અંધકાર છે. મ્હારા હૃદયમાં અંધકાર છે. મ્હારા પ્રાણના મધ્ય ભાગમાં અંધકાર છે. મ્હારા નેત્ર સ્હામું અંધકાર છે. આટલા બધા અંધકારમાં પ્રાણ કેમ કરીને ટકી શકે પિતાજી?"

પ્રાતઃકાળમાં સવિતા વિશેષ ચંચળ થઇ. કરૂણાજનક શબ્દે કહ્યું: "પિતાજી! આપનો આશિર્વાદ પરિપૂર્ણ થયો નહિ. મ્હારો સમય થયો છે. અનન્ત નીલ આકાશમાં એક જ્યોતિર્મયી મૂર્તિ મ્હને આંગળી વડે બોલાવે છે. તે કહે છે કેઃ "આવ, આ સ્થળે આવ, શાન્તિ મળશે."

સંન્યાસીએ જાણી લીધું કેઃસવિતાનો અવસાન સમય નજીક આવ્યો છે. તેઓ વિશેષ ગભરાઇ ઉઠયા. શિષ્ય અરવિંદને પત્ર લખી માનસિંહને તેડવા મોકલ્યો હતો તે હજુ પણ પાછો ફર્યો નહોતો.

એકાએક ગુહા બહાર અસંખ્ય મનુષ્યોનો કોલાહલ સંભળાયો. બહાર ઘોડાનાં પગલાં અને જન કોલાહલ સંભળાવા લાગ્યો. સન્યાસી ચમકી ઉઠયા. સવિતાએ પણ તે કોલાહલ સાંભળ્યો. તેણે કહ્યું: "પિતાજી! પિતાજી! જૂવો. મ્હને તેડવા આવ્યા છે."

ભયંકર સ્વરં, ભયંકર તૃષ્ણા અને શરીરે દાહ થયો હતો. સવિતાએ કહ્યું: "જળ આપો પિતાજી."

સંન્યાસીએ સવિતાના મુખ આગળ જળપાત્ર ધર્યું. પ્રાણની જ્વાળા કંઇક શાંત થઇ. એ સમયે કોઇએ દ્વાર ઉઘાડી ગુહામા પ્રવેશ કર્યો.

સંન્યાસીએ જોયું કે તે માનસિંહ છે. તેમણે કહ્યું: "વત્સ! આવ્યો છે? સારૂં થયું. પરંતુ ધારૂં છું કે સર્વ નાશ થવાની તૈયારીમાં છે. હવે સવિતાને બચાવી શકીશ નહિ, એવું અનુમાન થાય છે."

માનસિંહ કમ્પતો કમ્પતો જમીન ઉપર બેસી પડયો. તે અસંખ્ય મ્યાના, પાલખી, ઘોડા ગાડીઓ, લશ્કર, વાજીંત્ર આદિ લઇને સવિતાને

રાણીની પેઠેજ માનપૂર્વક તેડવા આવ્યો છે. તેમણે અમરના પ્રત્યેક ગૃહસ્થ, શ્રીમંત, સરદાર વગેરે પ્રજાને પોતાના ઘરનાં બારણાં, મંગળમય પુષ્પલતાનાં તોરણો અને ધ્વજા પતાકા વડે સજવાની આજ્ઞા ફરમાવી છે. એ બધું કોને માટે? સવિતા હાથતાળી આપી ચાલી ગયા પછી તે શું લઇને રાજમાં પાછો ફરે?" માનસિંહના નેત્રમાંથી જળ વહેવા લાગ્યાં.

માનસિંહે આતુર કણ્ઠે કહ્યુ: "સવિતા! સવિતા! હને તેડવા આવ્યો છું."

સવિતાને તે વખતે થોડું જ્ઞાન હતું! તે અવસ્થામાં પણ સવિતા તેમને ઓળખી શકી તેણે ધીમે ધીમે કહ્યું: "સ્વામી! હૃદયેશ્વર, ઇષ્ટ દેવતા, અનન્ત આકાંક્ષા લઇને પરલોક જાઉં છું. આ લોકમાં ઘણો ત્રાસ અને દુઃખ છે. તમારી થઇ શકી નહિ તેથી ઘણો શોક થાય છે. ચરણરજ આપો. આશીર્વાદ આપો નાથ કે જેથી જન્મો જન્મ આપનેજ મેળવી શકું–" હવે તેનાથી વિશેષ બોલાયું નહિ. હમેશને માટે બોલવાઇ જતાં પહેલાં દીપક એક વખત ભડકી ઉઠયો. હાથ ઠંડા પડયા. સવિતાને આ લોકમાં રહેવાનું ચિહ્ન લોપ થયું. પતિના ચરણમાં માથું રાખી, સાધ્વી સવિતાએ હસતાં હસતાં દેવલોક તરફ પ્રયાણ કર્યું.

થયું! દેવી દેવલોકમાં ચાલી ગઇ! એ કરૂણાજનક દ્રષ્ય જોઇ માનસિંહ અને સંન્યાસી ગુહામાં ઉભા ઉભા સ્થિર ચિત્તે સવિતાના અચેતન દેહ તરફ ઉદાસ દ્રષ્ટિએ જોઇ ઉંડો નિ:શ્વાસ નાંખવા લાગ્યા. તેમનાં નેત્રમાં આંસુ નહોતાં. કોણ કહી શકશે કે સવિતા મરણ પામી છે? સંન્યાસી અને માનસિંહ જોતા હતા કે તે મરણ પામેલા મુખ ઉપર પણ મૃદુ હાસ્ય ફરકી રહ્યું હતું.

* * * * *

માનસિંહે પ્રથમનો સંકલ્પ ત્યાગ કર્યો નહિ. સવિતાનું બરફ જેવું ઠંડુ મૃત દેહ પોતાના બે હાથ ઉપર ઉંચકી રૂપાની પાલખીમાં મુકયું. જીવતી હતી તે વખતે જેને સ્પર્શ કરવાનું માનસિંહ સાહસ કરી શકયા નહિ, તેને મરણ પામ્યા પછી હૃદય સાથે દબાવી પાલખીમાં સુવાડી! આગળ ઘોડેસ્વાર લશ્કર, વચમાં પાયદળ, ત્યાર પછી પાલખી, ત્યાર પછી ઘોડેસ્વાર

અને પાયદળ ચાલવા લાગ્યું. સર્વના મુખ ઉપર શોકની ગંભીર છાયા છવાઈ. સવિતાનું મૃત દેહ રાજરાણીની પેઠે અંબર જઇ પહોંચ્યું.

નગરમાં વિચિત્ર વર્ણની પુષ્પમાળાઓ અને રંગ બેરંગી ધજા પતાકાઓ વડે અપૂર્વ શોભા થઇ રહી હતી. રાજમાર્ગની બન્ને બાજુએ સુંદર તોરણો બંધાઇ ગયાં હતાં. બારી, બારણાં, છત, છાપરાં અને માર્ગમાં અસંખ્ય મનુષ્યની મેદની ભરાઇ હતી. જ્યાં ત્યાં નર નારીનાં માથાં જણાતાં હતાં. તેમનાં ઉત્સુક નેત્રો, મનોહર રાજારાણીને નિરખવા આતુર થઇ રહ્યાં હતાં. જ્યાં ત્યાં વાજીંત્રોવાળા મંગલધ્વનિ કરવા તૈયાર થઇ ઉભા હતા. માનસિંહની આજ્ઞાથી વાજીંત્રોના નાદ થયા નહિ. પરંતુ સર્વેએ પુષ્પની વૃષ્ટિ કરી.

રાજમહેલના ભગ્ન દ્વારમાંથી, રત્ન મણિજડિત કિમતિ પાલખી અંતઃપુરમાં લઇ જવામાં આવી. નાગરિક જનો આશ્ચર્ય પામ્યા. લશ્કરના મુખ ઉપર શોકનાં ચિહ્ન જણાયાં છતાં ગુપ્ત રહસ્ય કોઇ જાણી શક્યું નહિ.

પાલખીને એક રત્ન જડિત બાજઠ ઉપર મૂકવામાં આવી. ઉંચકનાર મનુષ્યો ચાલ્યાં ગયાં. અંતઃપુરની રમણીઓ હાથમાં સુવર્ણ પાત્ર, સુગંધી પુષ્પમાળાઓ, પંચ અન્ન, અને દુર્વા લઇને ઉભી રહી છે. સર્વની આગળ મહારાણી કમળકુમારી ઉભાં હતાં. મહારાજની આજ્ઞાથી અંતઃપુરમાં વાજીંત્રનો નાદ થયો નહિ. મંગળમય માળાઓની વૃષ્ટિ થઇ નહિ.

માનસિંહનાં નેત્રમાં આંસુની ધારાઓ ચાલે છે. મ્હોંડુ સુકાઇ ગયું છે. ફિક્કું પડી ગયું છે. જાણે મુડદું હોય તેમ! મહારાણી કમળકુમારી તેમનું મુખ જોઇને ચમક્યાં! ઉત્સુકતાથી પૂછ્યું: "મહારાજ! આજના શુભ દિવસે નેત્રમાં આંસુ કેવાં?"

અત્યારે માનસિંહનું ચિત્ત વ્યાકુળ થઇ ઉઠયું હતું. તેઓ જાણે ગાંડા જેવા થયા હતા. તેમણે કમળકુમારી તરફ ગુસ્સા ભરેલી દ્રષ્ટિ ફેંકી અને પાલખીપર ઢાંકેલું રાતું વસ્ત્ર ઉઘાડયું. તેમાં જોતાંજ મહારાણી ભયચકિત થઇ-કમ્પી-ઉઠી. વેગળી જઇ ઉભી. અનેક રાણી-દાસીઓ મ્હોટી બૂમ પાડી રડી ઉઠયાં! કમળકુમારીએ કહ્યું: "આ શુ? સર્વ નાશ મહારાજ!"

માનસિંહનું ચિત્ત ઠેકાણે નહોતું. ગાંડાની પેઠે તેમણે કહ્યું " રાણી, એ મ્હારીજ કીર્તિ, મ્હારાજ દોષ, અંબરની નવી મહારાણી આવ્યાં છે. તમે બધાં ઘુંટણીએ પડી તેમને માન આપો-પ્રણામ કરો."

કમળકુમારીએ પાલખીમાં સુતેલી, મૃત દેહધારી સવિતા સુંદરીના મુખ તરફ દ્રષ્ટિપાત કર્યો. તે મુખ ઉપરથી હજુ પણ કેટલી રૂપ જ્યોતિ વિકસી રહી છે. હજુ સુધી જાણે તે મુખ શાંતિ ભરેલું, પ્રેમ ભરેલું, સ્નેહ ભરેલું, જ્યોતિ ભરેલું અને સરલતા ભરેલું જણાય છે! જેનું એ સુંદર મુખ છે તે જાણે હસતી હસતી પૃથ્વીનો ત્યાગ કરી દેવલોકમાં ગઇ છે. રાણી કમળકુમારી આંસુ લૂછતી લૂછતી, ત્યાંથી ચાલી ગઇ.

* * * *

વિષાદે આવી આનંદનું આસન ગ્રહણ કર્યું. વિરહે આવી પ્રેમને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂક્યો! વિરાગે આવી આકાંક્ષાને વેગળી કહાડી મૂકી. દાનવીએ આવી દેવીને હાંકી મૂકી. આશા ડૂબી ગઈ. પ્રેમ જ્યોતિ ઓલવાઇ ગઇ. શાંતિ ચાલી ગઈ. સુખનું રાજ્ય જતું રહ્યું. સૌગંધિત નન્દન વન સ્મશાનના રૂપમાં બદલાઇ ગયું! માનસિંહે સવિતાની ચિતાભસ્મ, એક રત્ન પાત્રમાં ભરી લીધી. અમ્બરના રાજમહેલમાં એક "સુવર્ણ મંદિર" બનાવ્યું. તેમાં સવિતાની હિરણ્યમયી પ્રતિમા સ્થાપન કરી. તે "સુવર્ણ મંદિર"માં માનસિંહે ઘણા દિવસ સુધી, સર્વ સુખોનો ત્યાગ કરી સુવર્ણમયી સવિતાની મૂર્તિ સ્હામું, એકી ટસે જોઇ, ધ્યાનાવસ્થ થઇ, ઉદાસ ચિત્તે અશ્રુપાત કર્યો છે. દેવી સ્વરૂપ સવિતા પાસે ક્ષમા પ્રાર્થના કરી છે!

હજુ પણ અંબરના રાજમહેલમાં "સુવર્ણ મંદિર" જોવામાં આવે છે. મંદિરનો લોપ થયો છે. સવિતાની સોનાની પ્રતિમા ક્યાંય જતી રહી છે. માત્ર અશ્રુમય અક્ષરે સ્મૃતિની કરૂણ કથા ત્યાં અમર થઇ છે.





# २. हीरक-कंकण.

## પ્રથમ પરિચ્છેદ.

જળનો અનંત પ્રવાહ લઇને, કલ્લોલ કરતી, ભયંકર નિઃશ્વાસ ઉચ્છ્વાસ નાંખતી, વેગપૂર્ણ ઉછાળા મારતી, વિશાળ કાયાવાળી દામોદર નદી ઘોર અંધકારના મધ્યમા થઇને, ગાડીની પેઠે કોણ જાણે કયા ચાલી જાય છે? તે સાથે ફીણવાળાં, આકાશ પર્યંત ઉછળતાં તરંગોની ભયંકર ગર્જના સંભળાય છે. એ ભયંકર ગર્જના સંભળી, દામોદર-નદી-ની એ રૂદ્રમૂર્તિ જોઇને, જાણે સમસ્ત જડ પ્રકૃતિ ભય પામી નિસ્તબ્ધ થઇ રહી છે!

કિનારાની રેતાળ ભૂમિને ચુંબન કરતો અને તેનાં ચરણ ધોઇ પવિત્ર કરતો જળ પ્રવાહ, એક ઘનઘોર ઘટાવાળા આંબાવાડીયા આગળ થઇને ખળ ખળ શબ્દ કરતો વહી રહ્યો છે. તે ઘનઘોર વૃક્ષનાં ઝુંડનાં પાંદડાં નીચે, શાખાની વચમાં, વૃક્ષને વિંટળાઇ વળેલી ઘાડી વેલીઓની આસપાસ સમસ્ત રાજ્યનો અંધકાર છવાઇ ગયો છે. વચમાં વચમાં આગીયાં પતંગીયાં ઉડનાં હોવાથી કાળાં વાદળામાં જાગે નક્ષત્રો ચળકતાં હોય એવું સુંદર જણાય છે. એ આંબાવાડીયાની વચમાં એક સફેદ મહાલય જણાય છે.

વિરાટ્ પ્રકૃતિ શબ્દ શૂન્ય સ્તબ્ધ-થઇ રહી છે. સર્વે જાણે ગંભીર નિદ્રાની ઘોર માયામાં આળોટે છે. માત્ર રાત્રિનો મધુર પવન, વૃક્ષોના માથા ઉપર ટોળા બંધ ચળકતાં આગીયાં, અંધકારમાં અર્ધ વિકસેલી પુષ્પ કલિકાઓ, અને જગતની આદિથી નિદ્રા વગરનાં વિચિત્ર નીલ આકાશના ચળકતા તારાઓની મંડળી જાગૃત છે.

નદીમાં નૌકા નથી. આટલી રાત્રે કોણ પેલે પાર જાય? મુસાફરખાનાનાં મ્હોટાં દ્વારના આગળા બંધ છે. ગૃહસ્થોના ઘરના ક્ષુદ્ર ઓરડાના

દીપક ઓલવાઇ ગયા છે. રાજમાર્ગ મનુષ્યના પગરવ વગરનો છે. માત્ર કોઇક વખત આશ્રય વગરનાં બે ચાર કુતરાં, અંધકારમાં ભસી ઉઠે છે.

ઘોર અંધારી રાતે, આંબાવાડીયાની વચમાંના વિશાળ મહેલના એક ન્હાનકડા ઓરડામાં દીપક બળતો જણાય છે. એક દાસી, દીપકના અજવાળામાં બેસી, પોતાની ઇચ્છાનુસાર વસ્તુઓ ભેગી કરી ગાંસડી બાંધે છે, અને વારંવાર પાછું વાળી દ્વાર તરફ જૂવે છે.

એક લાંબી પહોળી, મલિન મુખવાળી, ગૌરવર્ણની સુંદરીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. ચારે દિશામાં કરૂણા ભરેલી દ્રષ્ટિ ફેરવી એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું: "મરજાના ?"

"કેમ બીબી સાહેબ ?"

"ત્હારૂં કાર્ય પરિપૂર્ણ થયું કે ? મધ્ય રાત વીતિ ગઇ છે. નકામો વખત ગુમાવે છે શા માટે ? આ બધુ શું ?"

"એ તો કેટલીક ગાંસડીઓ તૈયાર કરી છે.

અતિ સુંદરવદની સુંદરીએ ગાંસડીઓ તરફ તિરસ્કાર પૂર્ણ દ્દષ્ટિ નાંખી કહ્યું: "એ બધું શા માટે ?"

મરજાનાએ કહ્યું: "જેટલુ લેવાની અગત્ય જણાઇ તેટલું બધું લીધું છે."

"એમાં શું છે ?"

"મણિ, મુક્તા, ઝવેરાતનાં ઘરેણાં, કેટલાક જડાઉ પેશવાજ, મોતી જડિત અંગરખો, કેટલાંક રૂપાનાં વાસણો—"

"ત્હારૂં કપાળ ! ત્હારૂં માથું ! ચાલ, જા, એ બધું દામોદર નદીમાં ફેંકી દે. એક દિવસ બહુ પ્રેમથી, ઉત્સાહથી, એ બધી વસ્તુઓ વસાવી હતી. હવે તે બધું ગયું જહન્નમમાં ! પેટ બળી ! હું શું હિંદુની કન્યા પેઠે સાસરે જાઉ છું કે જેટલી જોઇએ તેટલી વસ્તુઓ સાથે લઇ જાઉં ?"

બાંદી ગભરાઇ. આશ્ચર્ય પામી બોલી: "બીબી સાહેબા ! આ બધી વસ્તુઓ આગ્રામાં અનેક કામે લાગશે. બહુ ઉપયોગી થશે. શું આવશ્યકતા વગર બાંધી હશે ?"

"ત્હને કોણે કહ્યું કે હું આગ્રે જઇશ? આગ્રે જવું હશે ત્યારે છુપી રીતે શા માટે જઇશ?"

"નૌકા રાખવાનું શા માટે કહ્યું ત્યારે?"

"દામોદર પાર ઉતરવા માટે–"

"પાર ઉતરીને ક્યાં જશો?"

"જે દિશામાં એ નેત્રો લઇ જાય ત્યાં." સુંદરી વિશેષ બોલી શકી નહિ. તેના નેત્રમાં આંસુ આવી ગયાં.

મરજાના અનેક દિવસની જૂની બાંદી હતી. મ્હોડે ચ્હડેલી હતી. જરૂર કરતાં વધારે બોલવું એ તેનો સ્વભાવજન્ય દોષ હતો. તેણે ક્રોધે ભરાઇ કહ્યું: "આગ્રા જવું નથી. અહિં રહેવું નથી. ત્યારે આ જગતમાં તમારૂં સ્થાન ક્યાં? મેહેલ છોડતાંજ નિરાશ્રય થઇ પડશો. માર્ગમાં પેટ ભરવાનું સાધન તો જોઇએ કે નહિ?"

સુંદરીએ વિષાદ પૂર્ણ સ્વરે કહ્યું: "જેના વિશાળ રાજ્યમાં એક કીડી પણ ઉપવાસ કરતી નથી તેજ આહાર આપશે, સમજી મરજાના? કંઇ નહિ મળે અને ભિક્ષા નહિ માંગી શકીએ તો અનાહારે માર્ગમાં પડી રહી મરણ પામીશું."

એ સાંભળી બાંદીને વિશેષ ગુસ્સો ઉત્પન્ન થયો. તેણે કહ્યું: "તમારી બધી વાતોજ વિપરીત! આ દુનિયામાં અમારાં જેવાં માણસો માટે અનેક સ્થાન તૈયાર છે પણ આપને માટે નથી. આગ્રામાં સુવર્ણ જડિત, મણિ-મુક્તા ખચિત સિંહાસન ઉપર બેસી પગ હલાવવાની કલ્પના કરતાં માર્ગમાં અનાહારે મરી જવું એજ સુખની વાત!"

સુંદરીએ કહ્યું: "ત્હારા મનને સંતોષ થતો હોય તો આ બધું ત્હને સમર્પણ કર્યું. લઇ જા, ભોગવજે એને. હું જઇશ."

બાંદી બહુ લાડકી હતી. તે બાંદી નહિ પણ સખી જેવી હતી. શેઠાણીના તિરસ્કારથી તેના નેત્રમાં જળ આવી હાજર થયાં. મરજાનાએ રૂંધાયેલ કણ્ઠે કહ્યું: "મારૂં કહ્યું નહિજ માનો તો પછી ચાલો, પરંતુ યાદ રાખજો કે પાછું આવવુંજ પડશે."

ઓરડાનો દીવો ઓલવી બન્ને જણીઓ અંધકારથી ઘેરાયલા વિશાળ મહેલની નિસરણી, ઓટલા વગેરે પસાર કરી બહાર નિકળી ગયાં.

માથા ઉપર ખુલ્લું નીલ આકાશ છે. આકાશમાં ઉજ્વળ હીરાના કટકા જેવાં ચળકતાં અસંખ્ય નક્ષત્રો છે. આસપાસ, પુષ્પના બગિચામાંથી અર્ધ વિકસિત કલિકાઓમાંથી નીકળતો થોડી સુગંધીવાળો મધુર પવન વાય છે. ડાબે, જમણે, ઉંચે, નીચે સર્વત્ર ઘોર અંધકાર છે. ઘોર અંધકારમય માર્ગે મંથન કરી, માત્ર એક વસ્ત્ર લઇ બે મનુષ્યોએ મહેલનો ત્યાગ કર્યો. એક જણના આકુળ હૃદયના ઉંડા ભાગમાથી મર્મભેદક ઉંડો નિશ્વાસ નિકળી આકાશમાં લીન થઇ ગયો. હાય! ભાગ્ય!

બીબી સાહેબા આગળ અને બાદી પાછળ એમ બન્ને ચાલતાં હતાં. બન્ને બોલ્યા વિના ગુપચુપ માર્ગ પસાર કરતાં હતાં. બગિચામાં થઇને થોડે વેગળે જતાં નદીનો કિનારો આવ્યો. બીબી સાહેબાએ જોયું કે કોઈ પાછળથી તેનુ લુગડું ખેચે છે તેણે જોયું કેઃ અભાગિણી મરજાનાને ભય લાગે છે! બીબીએ કહ્યું: “મ્હારી પાસે આવ. હવે કેટલું છેટું છે?”

મરજાના ગભરાયલે કણ્ઠે બોલીઃ “આટલો વાંક પસાર કરી જતાંજ નદી કિનારો આવશે. ઘણો ભય લાગે છે બીબી સાહેબા! સુકાં પાંદડાં ઉપર જાણે કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો.”

“ત્હારૂં કપાળ શિયાળ! કુતરા, ત્હારે માટે રાત્રે આમ તેમ ફરશે નહિ? ઝટ ચાલ.”

બન્ને અંધકારમાં નદી કિનારે આવી ઉભાં. થોડે વેગળે એક નૌકામાં પ્રકાશ જણાતો હતો. મરજાનાએ કહ્યુ: “હજુ પણ વિચાર કરવાનો સમય છે. બન્ને સ્ત્રીઓ છીએ. રક્ષણ કરનાર કોઈ પુરૂષ સાથે નથી. માર્ગમાં આપનું રૂપજ શત્રુ થશે બીબી સાહેબા?”

“તેનો ઉપાય કરી રાખ્યો છે બાંદી. દિવસે મુસાફરી કરીશું નહિ, રાત્રે કરીશું. તેમ છતાં વિપદ્ આવી પડશે તો સાથે ઝેર લીધું છે. પછી ભય શો?”

આંસુ ભરેલે નેત્રે જીવન પર્યંતને માટે એક વખત, પોતાના વહાલા

મહાલયને બીબી સાહેબે તૃષાતુર દ્રષ્ટિ નાંખી જોઇ લીધું. એક હૃદયભેદી ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું: "આવ, મરજાના. જળમાં થઇને નૌકામાં બેસીએ."

પરંતુ નૌકામાં બેસાયું નહિ. એક અલૌકિક રૌકાણ થવાથી બન્નેની ગતિ રૌકાઇ ગઇ સુંદરીનાં રક્ત પ્રવાળ જેવાં સુંદર ચરણતલ, દામોદરને કિનારે કાદવવાળાં થઇ-ગતિશૂન્ય થયાં!

## દ્વિતીય પરિચ્છેદ.

બે સશસ્ત્ર સૈનિક પુરૂષો, હાથમાં મશાલ લઇને ઉતાવળે નૌકામાંથી નીચે ઉતરી બન્ને સ્ત્રીઓની સ્હામે ઉભા રહ્યા. બન્ને સિપાહીઓ સાથેજ બોલી ઉઠયાઃ "બાદશાહ દીર્ઘ જીવી થાઓ. બેગમ સાહેબનો જય થાઓ."

બાદશાહ! બેગમ! આ બધું શુ? કાદવથી ખરડાયલા, ગતિશૂન્ય થયલા બન્ને રાતા સુંદર પગ ખસેડી થોડે વેગળે ઉભી રહી, મેહેરૂન્નિસાએ એક વખત બન્ને સિપાહીઓ તરફ કઠોર દ્રષ્ટિએ જોયુ. પગ નીચે એકા એક મ્હોટા કાળો સર્પ આવી જતાં મનુષ્ય જેમ ચમકી ઉઠે તેમ મેહેરૂન્નિસા ચમકી ઉઠી! ક્ષણુમાં તે સમજી ગઇ કે "બાદશાહે તેને આગ્રે લઈ જવા માટે લશ્કર મોકલ્યું છે. તેઓ સત્વર વર્દ્ધમાન આવી પહોંચશે એ સમાચાર જાણીનેજ મેહેરે ન્હાસી જવાનો બંદોબસ્ત કર્યો હતો. પરંતુ તેનો યત્ન હવે વ્યર્થ ગયો.

બે સૈનિકોમાં એક સફેદ વાળવાળો વૃદ્ધ અને બીજો યુવક હતો. મેહેરે ગંભીર અવાજે વૃદ્ધને કહ્યું: "તમે કોણ છો? મ્હારી નૌકામાં શા માટે?"

સુંદરી મેહેરના મુખ ઉપર મશાલનું તીવ્ર અજવાળું પડતું હતું. તેજોમય સ્વરે બોલાયલા શબ્દો સાંભળી યુવક સેનાપતિનું હૃદય કમ્પી ઉઠયું.

પરંતુ વૃદ્ધ ડર્યો નહિ. તેણે કહ્યું: "અમે દિલ્લીશ્વરના સેનાપતિ છીએ. અમેજ તમારી નૌકા કબજે કરી લીધી છે. અપરાધ ક્ષમા કરજો.

અમે તો માત્ર આજ્ઞાના દાસ છીએ."

"કોની આજ્ઞાથી મ્હારી નૌકા કબ્જે કરી ?"

"દિલ્લીશ્વરની."

"તમારો દિલ્લીશ્વર ઘણો ભલો ત્યારે તો ? નિઃસહાય ગૃહસ્થ કુટુંબના જનાનખાનાની નૌકા કબ્જે કરવા તમને મોકલી ઘણું સારૂ કામ કર્યું છે ?"

તિરસ્કાર બહુ સખ્ત! વૃદ્ધ રહમત સર્વ જાણી શકયો પણ ચુપ રહ્યો. મેહેરે રહમતને પુનઃ કહ્યુ: "પોષાક અને હથિયાર જોઇને કહી શકાય છે કે તમે ઉચ્ચ પદવીધર સેનાપતિ છો. તમે ચોરની પેઠે અમારા જનાનખાનામાં શા માટે પ્રવેશ કર્યો ?"

"દિલ્લીશ્વરની આજ્ઞાથી."

"બદ્બખ્ત, બેઅદબ ! એવો નાલાયક હુકમ પાલન કરતાં સેનાપતિ થઇને શરમ ના આવી ? ધિક્ ત્હને !"

વૃદ્ધ સેનાપતિ રહમતે સ્થિર ચિત્તે ઉત્તર દીધોઃ "બીબી સાહેબા ! જે કહેશો તે બધું સહન કરીશ પરતુ તેમાં મ્હારો અપરાધ શો ?"

મેહેરે કઠોર સ્વરે કહ્યું: "આજ્ઞા પાલન કરવામાં શું કંઇ નિયમ નથી ! શું ન્યાય અન્યાયનો વિચાર નથી ! બાદશાહે તમને ચોરની પેઠે અમારા જનાનખાનામાં પ્રવેશ કરવાનું કહ્યું છે ? ખાં સાહેબના સો દોઢસો પહેરેગીરો હજુ નગરમાં નિદ્રા લે છે. આજ્ઞા થતાં તેઓ તમારા કટકે કટકા કરી નાંખશે !"

રહમતે નિડરતાથી ઉત્તર દીધોઃ "મરવા માટે તો અમને ભયજ નથી. આંબાવાડીયામાં ચારસો સિપાહીઓ શાંત રીતે સુતા છે. અમે મરણ પામીશું તો તેઓ નવા સેનાપતિના હાથ નીચે શેર સાહેબના પહેરેગીરોને અટકાવી શકશે."

મેહેરૂન્નિસા નિરૂત્સાહ થઈ ગઇ પરંતુ તેના જેવી સાહસિક રમણીને માટે આવી વિપદ તો અતિ સામાન્ય જેવી હતી. તેણે પોતાની સ્થિતિ તરતજ જાણી લઇ સ્થિર ચિત્તે પૂછ્યુંઃ "તમારૂ નામ શું ?"

"તાબેદારનું નામ રહમતખાં. હુંજ મુખ્ય સેનાપતિ."

મેહેરે અતિ કોમળ કણ્ઠે કહ્યું: "રહમત! દિલ્લીશ્વરે શું મ્હને કેદી બનાવી લઇ જવાની આજ્ઞા ફરમાવી છે?"

"ના, ના, બીબી સાહેબ! તેમણે આપને બેગમ સાહેબના જેટલા માનથી લઇ જવાની આજ્ઞા ફરમાવી છે."

"ત્યારે તમે અમારૂં નગર શા માટે ઘેર્યું છે?"

"અમે આવતાંજ છુપા જાસુસોને મ્હોડેથી સાંભળ્યું કે આપ આજે જ વર્ધમાન ત્યાગ કરી જવાનાં છો. પ્રારબ્ધ સંજોગે અમને કંઇક વિલંબ થયો છે, પરંતુ જો આપ ચાલ્યાં ગયાં હોત તો અમારા પ્રાણ નાશ થાત."

મેહેરૂન્નિસા સ્થિર ચિતે કંઇક વિચાર કરવા લાગી. તેણે કહ્યું: "રહમત! જરા વેગળો આવ, કંઇક વાત કહેવી છે."

એમ કહી તે આગળ આગળ ચાલવા લાગી. રહમત તેની પાછળ ચાલ્યો. થોડે વેગળે ગયા પછી ઉછળતાં તરંગોવાળી નદીને કિનારે બન્ને જણ થોભ્યાં. મેહેરૂન્નિસાએ ગંભીર સ્વરે કહ્યું: "સેનાપતિ!"

"આજ્ઞા બેગમ સાહેબા."

"અગર જો હું ના આવું તો?"

"અમે નગરને ઘેરો રહેવા દઇશું, ઘોડેસ્વાર મોકલી બાદશાહને તુરત ખબર દઇશુ, અને ત્યાંથી તેમની જેવી આજ્ઞા થશે તે પ્રમાણે વર્તીશું."

મેહેરૂન્નિસા પાછી હઠે તેવી નહોતી. તેણે કહ્યું: "તમે તો મુખ્ય સેનાપતિ છો. કેટલા હજારી?"

"એક હજારી."

"પગાર પાંચસો દિનાર કેમ?"

"આજ્ઞા ફરમાવો."

"હું તમને દશ હજાર અશરફીઓ આપીશ. મ્હારી પાસે મણિમુક્તા જે કંઇ છે તે સર્વ આપીશ. ત્હમને અમીર બનાવી દઇશ, મ્હને મુક્ત કરો."

તેની કરૂણાજનક પ્રાર્થના સાંભળી રહમતના હૃદયમાં વ્યથા થઇ. તે તીક્ષ્ણ બુદ્ધિશાળી રમણીના મનનો વિચાર સમજી શકયો. અંતે વૃદ્ધે કહ્યું: "બાદશાહને શું કહેવું?"

"કહેજો કે ત્હેને પકડી હતી પણ માર્ગમાં તેણે વિષ ખાધુ. તેનાં પહેરેલાં વસ્ત્ર સાથેનું શબ (દેહ) દામોદર નદીમાં વિસર્જન કરી દીધુ છે."

રહમતે કહ્યું: "બીબી સાહેબા, આપ દિલ્લીશ્વરને ઓળખતાં નથી. તેઓ એ વાત સત્ય માને નહિ. મ્હારૂં શરીર કૂતરાના મુખમાં જાય. એક વાત એ પણ છે કે: દિલ્લીશ્વરના સેનાપતિ હજુ સુધી વિશ્વાસઘાતક થતાં શિખ્યા નથી. આપને મુક્ત કરવાં હશે તો વીરની પેઠે, સેનાપતિની પેઠે મુક્ત કરીશ. આપની ખાતર હું પોતે મરીશ. પરંતુ એક વખત બાદશાહને ખબર આપ્યા વિના મુક્ત કરી શકીશ નહિ."

મેહેરે બાજી ઉલટી. ઉશ્કેરાઇ જવાથી તેનો કણ્ઠ સુકાઇ જતો હતો. નવો વિચાર કરતાં બોલી: "બાદશાહ તમારી વાત ઉપર વિશ્વાસ નહિ કરે પરંતુ મ્હારી વાત ઉપર તો વિશ્વાસ રાખશે. હું તેમને કહીશ કે: "જહાંપનાહ! આપના વિશ્વાસુ સેનાપતિએ, માર્ગમાં મ્હારી આબરૂ લેવાનો યત્ન કર્યો હતો."

એ સાંભળી રહમતનું મ્હોં સુકાઇ ગયું. સેનાપતિપણું કરવામાંજ તેના વાળ ધોળા થઇ ગયા હતા તે કંઇ પાછો હઠયો નહિ. તેણે કહ્યું: 'ભલે હું મરીશ. આપ જો એવું મ્હોટું કલંક, આટલી બધી જુઠ્ઠી વાત, મ્હારા ધોળા વાળ ઉપર ચઢાવશો તો આપના સંતોષને માટે પણ હું મરીશ, પરંતુ આ દુનિયાનો પણ એક બાદશાહ છે. ન્યાય તો તેની પાસે મેળવવાનો છે. જહાન્નમમાં તો જવું પડશે નહિ?"

મૈત્રિ, ભય, કરૂણા એ બધું ઉડી ગયું! વૃદ્ધ રહમતખાં આગળ બુદ્ધિમતી મેહેરૂન્નિસાનો પરાજય થયો. હાય! હવે અન્ય ઉપાય શો? શું થશે?"

અનેક વિચારો કર્યા પછી મેહેરે એક બેગમ તરીકે રૉફ કરતાં કહ્યું: "સેનાપતિ! સામાન્ય ગરીબ પ્રજા, પરવાના વગર હાજર થતી નથી. હું બેગમ થવા જાઉં છું. મ્હારે માટે પરવાનો ક્યાં છે?"

રહમતના મુખ ઉપર વિચારની રેખા જણાવા લાગી. જહાંગીર બાદશાહ, મેહેરને નામે પરવાનો આપવાનું સાહસ કરી શકયા નહોતા. ગંભીર વિચારવા જેવી વાત. એ તો અપ્રેમીકના જેવું કહેવાય. સેનાપતિ ઉપર પર-

વાનો લખાયો હતો. તેમાં લખ્યું હતું કે: "શેર અફઘાનની વિધવાને સન્માન સહિત આગ્રા લાવજો."

રહમતે લાલ પાઘડીમાંથી, બાદશાહના પંજાના ચિહ્નવાળો, લાલ કાગળનો એક કટકો બહાર કાઢી મેહેરના હાથમાં મૂક્યો. મેહેરે તે પત્ર વાંચી તેના કટકે કટકા કરી ફેંકી દીધો. કાગળના કટકા પવનથી ઉડતા, દામોદર નદીને કિનારે કાદવમાં જઇ પડયા. તેણે ગંભીર કણ્ઠે રહમતને કહ્યું: "એ તો ત્હમારા નામનો પરવાનો છે. મ્હારા નામનું આમંત્રણ પત્ર નહિ આવે તેટલા દિવસ સુધી હું રાજધાનીમાં આવીશ નહિ."

રહમતે જાણી લીધું કે માત્ર બ્હાનું કહાડી બેગમ સાહેબા વખત ગુમાવે છે. તેની એ યુક્તિનું ખંડન થઇ શકશે નહિ. તીક્ષ્ણ બુદ્ધિશાળી રમણી પાસે રહમતનો પરાજય થયો. તેણે કહ્યું: "જે આજ્ઞા ફરમાવો છો તેમજ થશે. આજ રાત્રે જ ઘોડેસ્વાર મોકલું છું. આજ્ઞા મળતાંજ આપને લઇ જઇશ. આપ અંતઃપુરમાં જાઓ. આ અધમના-દાસાનુદાસના-અપરાધની ક્ષમા આપશો. નગરીમાં જતાં જે કાંઇ જૂવો તેને માટે આશ્ચર્ય પામશો નહિ. આપનો મહેલ, સ્ત્રી પહેરગીરોથી સુરક્ષિત કર્યો છે."

મહેર નગરમાં પાછી ફરી. મનમાં વિચાર્યું: "વૃદ્ધ ઘણો હુશિયાર છે." બાંદીને કહ્યું: "મરજાના! ત્હારૂં કહેવું સાચું પડયું."

---

## તૃતીય પરિચ્છેદ.

મહાલયમાં પ્રવેશ કર્યા પછી મેહેરુન્નિસા અતિશય આશ્ચર્ય પામી. તેણે જોયું કે: તેજ રાત્રે પહેરેગીર સ્ત્રીઓ બળતી મશાલો લઇને, તેના મહાલયની ચારે દિશાનું રક્ષણ કરી રહી છે. તે સ્ત્રીઓ હોવા છતાં પણ હાથમાં ખુલ્લાં હથિયાર ધારણ કરી પુરૂષની પેઠે આમ તેમ ફરે છે. મેહેરે જાણ્યું કે: "દિલ્લીના બાદશાહ કરતાં એ વૃદ્ધ સેનાપતિ ઘણો ચતુર જણાય છે. બાદશાહ મ્હારા મન ઉપર અધિકાર મેળવે તે પહેલાં સેનાપતિએ મ્હારૂં શરીર ઘેરી લીધું!"

તે સમયે રાત્રિ પૂરી થવા આવી હતી. આકાશના અનેક તારા ઝાંખા થવા લાગ્યા હતા. પ્રાતઃકાળના શીતળ વાયુ વડે દામોદર નદીનું ચંચળ હૃદય શાંત ભાવ ધારણ કરી રહ્યું હતું બગીચામાં મોગરો, ગુલાબ, ચમેલી, જાઇ, જુઇ, નાગકેશર, એલા વગેરે પુષ્પો અર્ધ ખિલેલી અવસ્થામાં હોવા છતાં શીતળ વાયુને સુગંધથી ભરપૂર કરી દેતાં હતાં. બે ચાર પક્ષીઓ જાગી ઉઠી મિઠા શબ્દ વડે પ્રભાતી રાગણી આરંભ કરી હતી. મેહેર શય્યામાં પડી ખરી પરંતુ નિદ્રાને બદલે સ્વપ્નમય તંદ્રાએ તેના માથામાં રાજ્ય જમાવ્યું !

પ્રાતઃકાળમાં નિત્ય કર્મથી પરવારી, મેહેરે પ્રથમ મરજાનાને બોલાવી. મરજાના આવી મ્લાન મુખે તેના સ્હામી ઉભી. ગઇ રાતની વાત તેને સ્વપ્નવત્ જણાઇ. વળી મહાલયમાં તાતારી રમણીઓની કદાવર મૂર્તિઓ અને ખુલ્લી તરવારો જોઇને તેનું માથું ફરી ગયું હતું. તે વિચારતી હતી કેઃ “ આના કરતાં તો ન્હાસી જવું એજ સારૂ. થોડે વેગળે ગયાં હોત તો આ અવદશા થાત નહિ. ” તેણે મલિન મુખે કહ્યું: “ શો હુકમ બીબી સાહેબા ? ”

“ એક કામ કરવુ પડશે. પાલખી લઇને એક વખત કટોયા જા. ”

“ મોતી બીબી પાસે ? પરંતુ તે આ પહેરાની કડોરતામાં થઇને શી રીતે આવી શકશે ? ”

“ તે મ્હારે માથે. આ લે, દશ અશરફી રસ્તાની ખરચી અને ઇનામ.”

મરજાના ચાલી ગઇ. મોતી, રાજા ગજપતિસિંહની રાણી હતી. રાજા સાહેબ, કટોયાના મુખ્ય કિલ્લેદાર હતા. મોગલોનુ અન્ન ખાતા હતા. મોતીયા મેહેરની પ્રિય બ્હેનપણી હતા. આ વિપત્તિમા તેની સાથે સલાહ કરવાની વિશેષ આવશ્યકતા હતી. ”

મેહેરે એક ન્હાની ઘંટડી વગાડી. ઘંટડીનો રણકો પૂરો થઇ રહેતાં પહેલાં એક પહેરેગીર સ્ત્રીએ આવી સલામ કરી. તેણે પૂછ્યું: “ શી આજ્ઞા છે બેગમ સાહેબા ? ”

એ રજા જોઇ મેહેરના ફિક્કા પડેલા મુખ ઉપર મૃદુ હાસ્ય ફરક્યુ.

મનમાં વિચારવા લાગીઃ "આ કંઇ નઠારો ખેલ નથી !" મેહેરે પણ બેગમની પેઠે આજ્ઞા કરતાં કહ્યું: "બાંદિ ! તું જાણે છે કે એક દિવસ દિલ્લીમાં ત્હારે મ્હારી સેવામાં રહેવું પડશે ?"

"જો હુકુમ ! આપની સેવા માટે તો અમારી નિમણુંક થઇ છે."

"બસ, બહુત અચ્છા. એકવાર સરદાર ફોજદાર, રહમતખાંને મ્હારી સલામ કહે."

તાતારી સ્ત્રીએ ઉત્તર દીધો "જનાબ ! તેઓ અન્ય કામે ગયા છે. તેમના હાથ નીચેના રૂસ્તમખાં હમણાં તેમનું કામ કરે છે. બે ત્રણ દિવસ સુધી તેઓ પાછા ફરશે નહિ."

"રૂસ્તમને મ્હારી આજ્ઞા જણાવો."

આજ્ઞા મળતાંજ રૂસ્તમ ત્યાં આવી હાજર થયો. રૂસ્તમે હજુ હમણાંજ યૌવનની હદમાં પગ મૂક્યો છે. તેનો ચહેરો સુંદર હતો. યુવાવસ્થાના મદથી ભરપૂર હતો.

મેહેરે ધાર્યું હતું કે: રૂસ્તમ પણ રહમતની પેઠે એક વૃદ્ધ સૈનિક હશે. યુવકના સ્હામુ ઉભા રહેવાની તેની પ્રથમ ઇચ્છા થઇ નહિ પરંતુ વખત આવ્યે સૌ કરવું પડે છે. તેથીજ મેહેરે સુંદર મુખ ઉપર ઘુમટો ખેંચી કહ્યું: "રૂસ્તમઅલિ !"

જાણે સાત સુર મેળવેલી વીણાના કર્ણ પ્રિય તાર ઉપર કોઇએ કોમળ આંગળી ફેરવી હોય તેમ મેહેરનો કોમળ સ્વર, રૂસ્તમના કાનમાં થઇને, પ્રાણની ચારે દિશામાં ફરી વળી અતિ મિષ્ટ સંગિત ગાવા લાગ્યો. સુંદર ઘુમટાના પડદામાં કાળા ચળકતા તારાવાળી બે ઉજ્વળ આંખો અને પ્રફુલ્લ ચંદ્ર જેવું સુંદર મુખ જોતાંજ રૂસ્તમનું માથુ ફરવા લાગ્યું. તે દિવસે રાતે નદિને કિનારે, મશાલના અજવાળામાં જોયેલું અતુલનીય સૌંદર્ય, જાણે અત્યારે દિવસના અજવાળામાં જ્યોતિ પૂર્ણ થઇ ઉઠયું છે. અહો ! રમણી આટલી બધી સુંદર પણ હોય છે કે ? રૂસ્તમે કમ્પતે સ્વરે કહ્યું: "મ્હને કેમ બોલાવ્યો છે ?"

"શું તે દિવસે ત્હમેજ રહમતની સાથે નદી કિનારે હતા કે ?"

" જી, હા."

" તમારા બંદોબસ્તથીજ મ્હારે કેદી થવું પડયું છે. તમારા સખ્ત પહેરાને લીધે મ્હારા બંધુ બાંધવને જવા આવવાનો માર્ગ બંધ થઇ ગયો છે. ગૃહસ્થની સ્ત્રીઓ અહિં શી રીતે આવી શકે ? હું તો દિલ્લી જઇશ. ત્યાં જવા પહેલાં સર્વને મળવું તો જોઇએ ? "

એ સમયે રૂસ્તમના પ્રાણુમાં, હૃદયના એકાંત ખુણામાં, આસપાસ, અન્તઃકરણુના એક ગુપ્ત વિભાગમાં, મેહેરની સુંદર મોહિની મૂર્તિ ઘુમિ રહી હતી.

સમગ્ર વિશ્વના મધ્યમાં, તેના હૃદયની આસપાસ, મેહેરનું સુંદર રૂપ જાણે અનેક કિરણો કરી પ્રફુલ્લિત થઇ ઉઠયું હતું. અહા ! કેવું મધુર સંબોધન ! " રૂસ્તમઅલિ " અહા ! એ મધુર શબ્દની મધુરતામાં રૂસ્તમ રસબોળ થઇ ગયો, લપટાયો, ખરડાયો, ડૂબ્યો, મર્યો ! માત્ર ત્હેના કાનમાં શબ્દધ્વનિ થાય છે ? " રૂસ્તમઅલિ-રૂસ્તમ અલિ ! "

તેને મેહેરના રૂપનો નિશો ચઢયો હતો. તેનું સર્વ શરીર તે નિશાની ધુનમાં ઝણુ ઝણુ થઇ રહ્યું હતું. તેણે લપડને અવાજે કહ્યુંઃ " જી, શી આજ્ઞા છે ? "

" બંદોબસ્ત કરો કે કોઇ પહેરેગીર સ્ત્રી, કોઇની પાલખી રોકે નહિ."

" એમ બને નહિ."

મેહેરે તરતજ મુખ ઉપરથી ઘુમટો કહાડી નાંખ્યો. જાણે પૂર્ણિમાના ચંદ્ર ઉપરથી વાદળું ખસી ગયું. તેનું મુખ ક્રોધથી લાલ થઇ ઉઠયું. લજ્જા શરમ જતી રહી. મેહેરે ગુસ્સામાંજ કહ્યુંઃ " એમ બને નહિ તેનું કારણુ ? દિલ્લીના બાદશાહે એવો હુકમ આપ્યો છે કે ?

"ના, બાદશાહે તેવું કંઇ કહ્યું નથી. અમારી કાર્ય કરવાની વ્યવસ્થા એવીજ છે." રૂસ્તમ વિશેષ બોલી શકયો નહિ. તેની નસે નસમાં વિજળિક પ્રવાહ વહેતો હતો. વિરાટ વિશ્વનું સર્વસ્વ, તે મનોમોહિનીના સૌંદર્ય વડે પરિપૂર્ણ જોતો હતો.

મેહેર ત્હેના મનનો ભાવ સમજી ગઇ હતી. તેણે પુનઃ ઘુમટો ખેંચ્યો અને કહ્યુંઃ " રૂસ્મત ! કટોયાથી મ્હારી પ્રેમી સખી મોતી રાણી આવવાનાં

છે. આજ્ઞા આપો કે તેની પાલખી કોઇ રોકે નહિ."

રૂસ્તમે કંઇક વિચાર કરીને કહ્યુ: "મ્હને ક્ષમા કરો બીબી! હમણાં એનો ઉત્તર આપી શકીશ નહિ. રાણીજી તો કાલે આવવાનાં છે. આજ સન્ધ્યા સમય સુધીમાં આપને ઉત્તર કહાવીશ. એક વખત ફરીથી મ્હને યાદ કરાવજો."

રૂસ્તમ સલામ કરીને ચાલ્યો ગયો. તેણે જોયું કે "ચારે દિશામાં તેજ મોહિની મૂર્ત્તિ વિરાજી રહી છે! સમ્મુખના ઉદ્યાનમાં વિકસેલી ચંમેલીએ જાણે મેહેરના મુખની કોમળતા ચોરી લીધી છે! વૃક્ષ પલ્લવોની ઘટામાં બોલતા બપૈયાએ જાણે મેહેરના મધુર કણ્ઠ સ્વરની ચોરી કરી છે. નીલ ગગનના વિચિત્ર રંગે જાણે મેહેરની ઓઢણીનો રંગ, પોતાને શરીરે ધારણ કર્યો છે. અહા! કેવો સુંદર ચક્ષુ! કેવો સુમિષ્ટ સ્વર! કેવા કોમળ-મનોહર ગાલ! કેવાં સુંદર શરીર-રંગ! અરેરે! આટલી બધી સુંદરતા, તેણે શા માટે જોઇ? દિલ્હીશ્વરનો નવીન સેનાપતિ અતિશય મોહમાં પડયો. મોહમાં વિશ્વાસ અને કર્તવ્ય ચૂક્યો! જહન્નમમાં ડૂબ્યો! શયતાનનો ગુલામ થયો! ઓ મોહ! ત્હારામાં કેટલાએ ડૂબ્યા! કેટલાએ પ્રાણ ખોયા! કેટલાએ જહન્નમમાં ગયા તેની કોણ ગણત્રી કરે છે?

રૂસ્તમ સન્ધ્યા પડવાની વાટ જોવા લાગ્યો. જાણે વખત લાંબો થતો ગયો. ઘડીઆળ જાણે યુગ જેવી થઇ પડી છે. તેના મનમાં એક અસમ્ભવિત કલ્પના ઉદય પામી! આકાશનો સૂર્ય એકાએક કેમ અસ્ત પામતો નથી? તે દુરાશાને લીધે દિવાનો બન્યો છે. શી રીતે સાહસ કરી મ્હોં ઉઘાડવું? ના, મનની વાત કહી શકાય નહિ હાય! હાય! ઉપાય શો? મનની વાત ના કહું તો હૃદયમા અગ્નિ ભડભડાટ બળ્યા કરે! તે અગ્નિ વડે, હીનભાગી રૂસ્તમ ક્ષણે ક્ષણે ભસ્મીભૂત થાય!

સન્ધ્યાનો સમય થતાંજ તેડું આવ્યું. તરતજ રૂસ્તમ જનાનખાનામાં ગયો. તેણે જોયું કે એક નિર્જન દિવાનખાનામાં, પલંગ ઉપર બેઠેલો મેહેરુન્નિસા વિચારમાં નિમગ્ન થઇ છે. રાતા રંગના બન્ને સુંદર પગ, સ્થિર રીતે એક વિચિત્ર ગાલિચા ઉપર પડયા છે. મુખ ઉપર અર્ધો ઘુમટો ખેંચ્યો છે.

ઘુમટામાં મન્મથનું, તીવ્ર વિષમય બાણ ખેંચાયું છે. ભ્રમરની પાંખ જેવા કાળા ચળકતા વાળ તેના સુંદર મુખની ચારે બાજુએ વિખરાતા પડયા છે. મૃદુ પવન આવતાં તે વાળ થોડા થોડા ઉડે છે. રૂસ્તમે આગળ વધી સલામ કરી.

મેહેરૂન્નિસાએ મૃદુહાસ્ય કરતાં કહ્યું: "શો નિશ્ચય કર્યો રૂસ્તમઅલિ ?"

પાપીએ ઉત્તર દીધો નહિ. કંઈક વિચારમાં પડયો. દિવાનખાનામાં ચારે તરફ એક વખત દૃષ્ટિ ફેરવી લીધી. ત્યાં બીજું કોઈ નહતું, તેમ છતાં પણ તે સાહસ કરી શકયો નહિ. મનની વાત જીભ ઉપર આવતાંજ જીભ જાણે શક્તિહીન થઇ જતી હતી.

મેહેરૂન્નિસાએ તિરસ્કાર પૂર્ણ સ્વરે કહ્યું: "તમે દિલ્હીશ્વરના આવા મ્હોટા સેનાપતિ થઇને એક ન્હાની બાબતનો નિર્ણય કરવામાં આટલો બધો સમય ગુમાવો છો ?"

રૂસ્તમે કહ્યું: "છેલ્લો નિર્ણય કર્યો છે બીબી સાહેબા ! આપને મુક્ત કરીશ. કાલે રાતે નદી કિનારે રહમત સાથે થયેલી સર્વ વાતચિત મ્હેં સાંભળી છે. કાલે તે જે કરી શકયો નહિ તે હું આજે કરી શકીશ."

એ આશ્વાસન વાકય ઉપર, મેહેરૂન્નિસાને એકાએક વિશ્વાસ ઉત્પન્ન થયો નહિ. ગભીર જોખમદારી ભરેલી બાબત હતી, તેથી તેને વિશ્વાસ થયો નહિ ! તેણે પૂછ્યું: "કોના હુકમથી મ્હને મુક્ત કરશો ?"

રૂસ્તમે ધીમે ધીમે ઉત્તર દીધો: "મ્હારી પોતાની ઇચ્છાથી."

"તમારી પોતાની ઇચ્છાથી ? વારૂ, ત્યારે શો બદલો ચ્હાઓ છો ?"

રૂસ્તમે મનમાંજ વિચાર્યું કે: "હું જે બદલો ચ્હાઉં છું તેની તુલના સમસ્ત વિશ્વના દાન સાથે થઇ શકે એમ નથી ! મેહેરને કહ્યું: "એનો વળી બદલો શો ? જીવન વિસર્જન કરીશ."

મેહેરે કહ્યું: મારે માટે તમે આત્મવિસર્જન શા માટે કરશો ?"

રૂસ્તમે કમ્પને અવાજે મ્હોંટેથી કહ્યું: "હું પુનઃ પાછો જઇશ નહિ. હું આપની સાથેજ રહીશ. આપની કૃપા ઉપરજ હવે મ્હારૂં જીવન અવલમ્બન કરી રહ્યું છે. આપે મ્હારૂં સર્વનાશ કર્યું છે. આપનાં દર્શન કર્યા સિવાય હું બચી શકીશ નહિ."

હવે મેહેર બધું સમજી ગઇ. તેનું મુખ ગુસ્સાથી લાલ થઇ ઉઠયું. સિંહણીની પેઠે ભયંકર મૂર્તિ ધારણ કરી ગાજી ઉઠી. " પાપિષ્ઠ ! શયતાન્ ! આટલો બધો અહંકાર ! કોણ છે રે ? " મેહેરે ઘંટની દોરડી ખેંચી.

રૂસ્તમે જાણ્યું કે વિપદ્ આવી પહોંચી. કેદખાનું અને મૃત્યુ સન્મુખ જણાયાં. પાપીઇને મરતાં ભય લાગ્યો. મેહેરના બન્ને ચરણો પકડી કાલાવાલા કરતો બોલ્યોઃ " ક્ષમા કરો. મ્હારી પાપી માંગણી કોઇને કહેશો નહિ. તેમ થવાથી આપણુને બન્નેને કલંક લાગશે. હું જીવન પર્યંતને માટે વિદાય થાઉં છું. નક્કી જાણજો કે હું મૃત્યુથી બ્હીતો નથી. હું ગાંડો થયો છું. મ્હારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. તેમ ના હોત તો એવો અસમ્ભવિત સંકલ્પ શા માટે કરત ? મ્હારા જેવા અભાગીને મારવાથી આપને શો લાભ ? "

મેહેરે કમ્પતે સ્વરે કહ્યું " પિશાચ, વેગળો જા. "

રૂસ્તમે સલામ કરી નહિ. ભયથી નહિ પણ શું કરવું તે બધું ભૂલી ગયો હતો તેથી મહેલમાંથી બહાર નિકળી, ઉતાવળે પગલે છાવણીને માર્ગે ચાલ્યો. તે સમયે ઘોર અંધકાર છવાઇ ગયો હતો. રૂસ્તમ, મલિન મુખે મુડદા જેવો છાવણીમાં પહોંચ્યો. તેણે જોયું કેઃ વૃદ્ધ સેનાપતિ રહમત ગંભીર ચ્હેરે કોણ જાણે શા વિચારમાં ગુંથાયો છે !

રહમતે મ્હોટેથી કહ્યુંઃ " રૂસ્તમ ! ક્યાં ગયો હતો ? " એ સાંભળી રૂસ્તમનું પાપી હૃદય કમ્પી ઉઠયું. તેણે ઉત્તર આપ્યોઃ " બેગમ સાહેબાએ બોલાવ્યો હતો. "

" શા માટે ? "

" તેમણે કહ્યું કેઃ જનાનખાનામાં આવનાર કોઇ પણ મનુષ્યની પાલખી તપાસવી નહિ. "

" શો ઉત્તર દીધો ? "

" કંઇ નહિ. "

રહમત ગર્જના કરી ઉઠયો. વૃદ્ધની મૂર્તિએ ક્રોધને લીધે યુવકના જેવો ઉદ્ધત ભાવ ધારણ કર્યો. તેણે ગુસ્સામાંજ કહ્યું: " વિશ્વાસ ઘાતક ! નિમક હરામ, તુંજ દિલ્લીશ્વરનો સેનાપતિ કે ? મ્હેં બધું સાંભળ્યું છે. આજથી

ત્હેને નોકરી પરથી દૂર કર્યો છે. તું કેદી છે."

રૂસ્તમ નિશ્ચલ, નિર્વાક્, સ્થિર થઇ ઉભો! તેની એ સ્થિતિએ તેને અપરાધી તરીકે સાબિત કર્યો.

મુખ્ય સેનાપતિની આજ્ઞાથી શેખ રૂસ્તમને હાથે પગે બેડીઓ પહેરાવવામાં આવી. પાપની કલ્પના કરવાથી ત્હેનું પતન થયું. તેને માટે ભયંકર શબ્દ કરતું નરક-દ્વાર ઉઘાડું થયુ! પાપની કલ્પના કરતાં કોણ સુખી થયું છે?

## ચતુર્થ પરિચ્છેદ.

મંદ મંદ પવન આવે છે. મેહેરૂન્નિસા ખુલ્લા ઝરૂખામાં ઉભી ઉભી સંધ્યા સમયનું સૌંદર્ય નિરખી રહી છે. વૃક્ષના પત્ર ઉપર, અસ્ત પામતા સૂર્યનો રાતો ચંચળ પ્રકાશ કેવી ખુબીથી ધીમે ધીમે ઝાંખો થાય છે, પક્ષીઓ આકાશ નીચે કેટલી ત્વરાથી આમ તેમ ઉડે છે, ઉચ્ચ આકાશમાં ઉડવ છતાં આકાશને સ્પર્શ કરી શકતાં નથી. જાણે તેઓ અતિ ક્ષુદ્ર છે તેથીજ ચિત્કાર કરી રહ્યાં છે તેઓ વાદળાના સમુદ્રમાં જાણે ડૂબતાં હોય તેવાં દેખાય છે છતાં થોડી ક્ષણ પછી નીચે આવતાં જાણે આકાશ-સમુદ્રમાં તરતાં હોય તેમ જણાય છે. મેહેર, એક ચિત્તે એજ જોઇ રહી હતી. એજ સમયે પાછળથી કોઇએ બૂમ પાડી: "મેહેરજાન!"

"મેહેરજાન!" એ તો શેર સાહેબના જેવા પ્રેમ ભરેલા શબ્દો! મરેલું મનુષ્ય શું કબ્રમાંથી ઉઠી, આટલા બધા પ્રેમથી બોલાવી શકે? તેણે પાછળ ફરી જોયું તો મોતી બીબીને દીઠી.

મોતીએ જોયુ કે મેહેરના કામ મોહિની ભરેલા સૌંદર્યમાં કાળાશ છવાઇ ગઇ છે. ઝાંખા છૂટા વાળ મુખની ચારે દિશામાં વિખરાઇ પડયા છે. તેના પ્રફુલ્લ, હાસ્ય રસથી ભિંજાઇ રહેતા બન્ને હોઠ, નિરસ, શુષ્ક જણાય છે-ક્ષણે ક્ષણે કમ્પે છે.

મેહેર શય્યામાં બેઠી થઇ મોતીને કણ્ઠે વળગી રડવા લાગી. વર્ષા ઋતુની સરિતાનો ઘેરાયેલો પ્રબળ જળપ્રવાહ જાણે કોઇએ ખુલ્લો કરી

નાંખ્યો. તે પ્રવાહ રોકાવા ચ્હાતો નથી, વેગપૂર્વક વેહેવા ચ્હાતો નથી, પાછો ફરવા ચ્હાતો નથી. મોતી બીબીએ રૂંધાયલે કણ્ઠે કહ્યું: "બ્હેન! આટલું બધું થયું ત્યાં સુધી ખબર કેમ આપી નહિ?"

મેહેરે ઉત્તર દીધો નહિ. અસુની ધારાઓ બન્ને ગાલ ઉપરથી દડ દડ વહ્યાં કરતી હતી. વર્ષાહુનું જળ સિંચાતા, ગુલાબના પુષ્પ પેઠે તેના મુખનું સૌંદર્ય પ્રફુલ્લિત થઇ ઉઠયું.

મોતીએ આશ્વાસન આપતાં કહ્યું: "જે થવાનું હતું તે થયું છે. જેને ફેરવવાનો ઉપાય નથી તેને માટે વૃથા રડે છે શા માટે?"

મેહેરૂન્નિસાએ નેત્રોનાં આંસુ લુછતાં કહ્યું: "મોતી! મોતી! પ્રિય બ્હેન! હું મ્હોટી વિપત્તિમાં આવી પડી છું. મ્હને આગ્રે લઇ જવા માટે બાદશાહના લશ્કરે ઘેરો ઘાલ્યો છે."

મોતી વિશેષ આશ્ચર્ય પામી નહિ. તેણે બધી વાત રાજા ગજપતિસિંહને મ્હોડે અત્યાર પહેલાં સાંભળી હતી. તેણે કહ્યું: "જ્યારે બીજો કંઇ ઉપાય નથી ત્યારે આગ્રે ગયા વગર કેમ ચાલશે?"

મેહેરૂન્નિસાએ ઉત્તર આપ્યો: "પ્રતિજ્ઞા કરી છે કે માર્ગમાં રખડીશ, આમ તેમ અથડાઇને અન્ન વગર મરી જઇશ પરંતુ તે પાષાણ-હૃદયના વિલાસની દાસી થઇશ નહિ."

"વિલાસની દાસી કેમ બ્હેન! દિલ્લીના મણિ મુક્તા જડિત સિંહાસનની તું પટરાણી થશે. હિંદુસ્તાન એક દિવસ ત્હારા નેત્ર કટાક્ષથી કમ્પિત થશે."

"ના, બ્હેન! ત્હમે એવું બોલશો નહિ. તમે પણ એટલાં બધાં નિષ્ઠુર થશો નહિ. સલાહ લેવા ત્હમને બોલાવ્યાં છે; બ્હેનની પેઠે-સખીની પેઠે-સલાહ આપો. સિંહાસન પર બેસવાથી શું હૃદયનો ડાઘ ભૂસાશે?"

મોતીએ કહ્યુ: "મેહેર! અમે હિંદુના ઘરમા જન્મ્યાં છીએ. અમને અદ્રષ્ટ ઉપર બહુ વિશ્વાસ છે. તમારે જે કષ્ટ સહન કરવું પડયું તે બધું અદ્રષ્ટનું કાર્ય. વળી એક બીજી વાત, માત્ર એકલુંજ અદ્રષ્ટજ નથી. પણ અકબર બાદશાહનોજ બધો દોષ છે. પ્રથમથીજ જો તેઓ વિરૂદ્ધ ના પડયા હોત તો કુમાર સલીમ સાથે તમે પરણ્યાં હોત. તમે દિલ્લીના સિંહા-

સન ઉપર બેસશો, એજ અદ્રષ્ટમાં લખ્યું છે, તેનું ખણ્ડન કોણ કરી શકે એમ છે ?"

મેહેરે ગુસ્સામાંજ ઉત્તર દીધોઃ "હું પોતે અદ્રષ્ટના કાર્ય વિરૂદ્ધ થઇશ, મ્હારા સ્વામી સ્વર્ગે ગયા છે પરંતુ તેમની પવિત્ર મૂર્તિ મ્હારા હૃદયમાં જાગૃત છે. હું તે કદી ભૂલીશ નહિ."

"શું એ પ્રતિજ્ઞાનું પાલન કરી શકશે ?"

"મ્હારી ઇચ્છાની વાત છે. પ્રતિજ્ઞા એ ઇચ્છાને આધિન છે. જે માર્ગે ઇચ્છાને લઇ જઇએ તે માર્ગે તે વળે છે. સ્ત્રીઓનું હૃદય અતિ દુર્બળ હોય છે."

મોતી નિરસ હાસ્ય કરતાં બોલીઃ "ત્હમારે માટે જેણે આટલુ બધું કર્યુ છે તેને એક વખત દર્શન નહિ દો ? બાદશાહી લશ્કર આવ્યું છે ત્યારે તો તમારે એક વખત જવુંજ પડશે. ત્હમે પોતે મ્હેલમાં પહોંચશો એટલે તે તમને માનપૂર્વક તેડવા આવશે. તે વખત ત્હમે શું કરશો ? દિલ્લીશ્વરના માનની દરકાર નહિ રાખો ?"

"લાગ મળ્યો તો તેમની છાતીમાં લાત મારીશ, અને કહીશ કેઃ તમે દુનિયાના બાદશાહ થયા છો છતાં અતિ તિરસ્કાર પાત્ર છો. તમે મોહમાં પડીને-ત્હમારા ભોગ-સુખને માટે-એક નિરાધાર વિધવા અબળાનું સર્વ નાશ શા માટે કરો છો ?"

લાત મારવાની વાત મોતીના કાનમાં તીવ્ર જણાઈ. તેણે મેહેરનું મ્હોડું દબાવી કહ્યુંઃ "બ્હેન ! એ વાત ફરીથી બોલશો નહિ. ભીંતોને પણ કાન હોય છે ! ચારે દિશામાં બાદશાહનાં ગુપ્ત મનુષ્યો ફરે છે. કોઈ ક્યાંક સાંભળશે તો સત્યાનાશ વળી જશે !"

તે સમયે કોઇ એકાએક દ્વાર પાછળથી બોલી ઉઠયુંઃ "લાતની વાત સાંભળી બ્હીવાનું કશું કારણ નથી. જહાંગીર બાદશાહ અનેક દિવસથી એ ચરણના ગુલામ થયા છે-વેચાયા છે."

એ સાંભળી મેહેર અને મોતી બન્ને ચમકી ઉઠયાં. એક અપરિચિત સ્ત્રીએ ત્યાં પ્રવેશ કર્યો.

## પંચમ પરિચ્છેદ.

જે સ્ત્રીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો તે પૂર્ણ યુવતી, અતિ સુંદરી હતી. પોષાક જોતાં બાંદી જેવી જણાતી હતી પરંતુ રૂપ જોતાં રાજરાણીનું આસન શોભી ઉઠે એમ હતું. મોતીએ વિસ્મય પામી કહ્યું: "તમે કોણ છો ?"

"હું બાંદી."

"કોની બાંદી ?"

"પ્યારી બેગમની."

"દિલ્લીની પ્યારી બેગમ ? ઇરાનથી જે નવી આવી છે તે કે ?"

"જી, હા."

"અહિં કેમ આવી છે ?"

"બેગમે કહાડી મૂકી છે તેથી. મ્હારો એક સગો બંગાળામાં હતો. તેને મળવા આવી'તી. સાંભળ્યું છે કે શેર સાહેબની પત્ની દિલ્લી જવાનાં છે એ વાત સાંભળી નોકરી મળવાની આશામાં અહિં આવી છું."

અપરિચિત બાંદીની વાત સાંભળી મોતીનું આશ્ચર્ય અને સંદેહ ઓછું થયું. મોતી બીબીએ કહ્યુ: "શા કારણથી ત્હારી નોકરી ગઇ ?"

"બેગમ મહેલની નોકરી ! પાનમાંથી ચૂનો ખરે એટલીજ વાર ! આંખની પલક ઉઘડે એટલામાં સત્યાનાશ !"

મોતી અને મેહેર એ બન્નેને તેની વાત ઉપર વિશ્વાસ બેઠો. મોતીએ કમ્પતે સ્વરે કહ્યું: "અમારી વચ્ચે જે વાતચિત થઇ તે તેં નક્કી સાંભળી છે. અમને જણાવ્યા વગર તું આ સ્થળે આવી કેમ ? બાદશાહના રંગમેહેલમાં રહે છે અને તેના માનનો કાયદો જાણતી નથી ?"

બાંદીએ કહ્યું: "ક્ષમા કરો. મનમાં ધાર્યું હતું કે નવાં બેગમ એકલાં બેઠાં હશે. અમે તો બધી વાતો પેટમાંજ રાખીએ છીએ. તેમ ના હોય તો રંગમેહેલમાં ટકી શકાય કેમ ? અમને પણ જીવની બ્હીક હોય છે."

એ સાંભળી મોતીને કંઇક આશ્વાસન મળ્યું. છાતીમાંથી એક ન્હાની

કોથળી કહાડી તેમાંથી કેટલાક અશરફીઓ બાંદીના હાથમાં આપીને કહ્યું: "સાવધાન! બેગમ–ભાવિ સુલતાના સબંધી કઇ પણ વાત પ્રકટ કરશે તો ત્હારૂં મૃત્યું સમજજે! હજુ આગ્રે જવાની વાત નક્કી નથી. અઠવાડીયા પછી આવજે. ત્હને નોકરીએ રાખી લઇશુ."

બાંદી સલામ કરી બોલી: "બેગમ સાહેબાનો જય થાઓ." એટલુ કહી ચાલી ગઇ. એ પાપીષ્ઠાના પ્રપંચમાં મોતી અને મેહેર બન્ને ભૂલ્યાં! જો વિશેષ લક્ષ્ય કરીને કોઇએ જોયુ હોત તો તેના મુખ ઉપર હાસ્યની રેખા સ્પષ્ટ જણાત.

બાંદીએ મહેલમાંથી નિકળી ગામનો માર્ગ લીધો. એક તળાવની પાળ ઉપર એક પાલખી ઉભી હતી, તેમા બેસી ચાલી ગઇ. અશરફીઓ એક ગરિબ કંગાલને દાન આપી દીધી.

બાંદીના ગયા પછી મોતીએ મેહેરને કહ્યું: 'બ્હેન, શો વિચાર કર્યો!'

"આગ્રા જઇશ નહિ; માર્ગમાંજ વિષ ખાઇને મરી જઇશ. મ્હારૂં મુડદું આગ્રા જશે. જહાગીર બાદશાહ પોતે પોતાની કીર્તિ જોઇ શકશે."

મોતીએ જરાક ગુસ્સે થઇ કહ્યું "તમે મરશો તેમાં જહાંગીર બાદશાહનું શુ જશે? વારંવાર એ વાત બોલશો નહિ. મ્હારી સલાહ એજ છે કે: દિલ્લી જાઓ ત્યા સર્વોચ્ચ માન મળે તો સિંહાસનપર બેસજો. બરોબર માન ના મળે તો વિષ ખાજો. હુ અને રાજા ~~પ્રતાપ~~ ત્યાં આવીશું. જો એવું હશે તો હુ પોતે ત્હમારા મુખ આગળ ઝેરનો પ્યાલો ધરીશ. તે સમયે અટકાવીશ નહિ."

મેહેરે જાણ્યું કે મોતી કહે છે તેજ સત્ય છે. મોતી આગળ બોલી: "સખિ! અમારા શાસ્ત્રમાં કહ્યું છે કે: જેણે અનેક તપસ્યા કરી હોય છે તેજ મનુષ્ય જન્મ પામે છે. મનુષ્ય થઇને મનુષ્યની પેઠે કામ કરી શકે તેનેજ ધન્ય છે. મરવાથી તો ત્હમારૂં બધું ચાલ્યું જશે. મરૂ ભૂમિનું શુષ્ક પુષ્પ કબરમાં દટાઇ જાય એમાં વિશેષ આશ્ચર્ય શુ? કેટલાંએ પુષ્પ પોતાની મેળે સુકાઇને ખરી પડે છે. હિંદુસ્થાનની બેગમ થવાથી તમે લોકહિતનાં અનેક કામો કરી શકશો, તમારા મુસલમાની શાસ્ત્રમાં પુનઃ લગ્ન

કરવાની આજ્ઞા છે. જો સુખ ભોગવવાની ઇચ્છા હોય તો ના કહેશો નહિ."

બધી વાતનો નિર્ણય આ સ્થળેજ થઇ ગયો. મોતીની યુક્તિઓ સાંભળી મેહેરુન્નિસા ઉત્તર આપી શકે નહિ. પ્રથમથીજ મનમાં કંઇક કચુપચુ હતું અને છેવટે મોતીનો યુક્તિવાદ સાંભળ્યો. મેહેરે મનમાંજ વિચાર્યું: "ઉપાય તો હાથમાંજ છે. મોતીની સલાહ પ્રમાણે આગ્રે જઇ જોવું તો ખરું કે બાદશાહ કેટલા પાણીમાં છે!"

વાતચિત થઇ રહ્યા પછી મોતી વિદાય થવા તૈયાર થઇ. મેહેર તેને પુનઃ દર્શન દેવાનો આગ્રહ કરવા લાગી. ઘણે દિવસે મળેલાં હોવાથી એક બીજાને પુષ્કળ આગ્રહ કર્યો. વર્ષાદના પ્રવાહની પેઠે મેહેરના નેત્રમાંની આંસુની ધારાએ તેના બન્ને ગાલ ભિંજવી દીધા. આંસુ ભરેલી આંખે મોતીએ મેહેરને ગળે વળગી કહ્યું: "બ્હેન! જેટલી વાર મળવા આવી હતી તેટલી વાર હસતાં હસતાં વિદાય થઇ'તી. પણ આજે ત્હારી સ્થિતિ જોઇને છાતી ચિરાઇ જાય છે. આશિર્વાદ આપું છું કે ત્હમે સુખી થાઓ-" તેનાથી વિશેષ બોલાયું નહિ. દિલગીરીને લીધે તેનો કણ્ઠ રૂંધાઇ ગયો.

મોતી પાલખીમાં બેઠી. મેહેરૂન્નિસા થોડે સુધી તેની સાથે વિદાય કરવા ગઇ. તેણે પાછાં ફર્યા પછી વૃદ્ધ મોગલ સેનાપતિ રહમતખાંને બોલાવી કહ્યું: "બાદશાહની બીજી આજ્ઞાની જરૂર નથી. પરમ દિવસે પ્રાતઃકાળમાં આગ્રા જવાનો બંદોબસ્ત કરજો."

એ સમાચાર સાંભળી વૃદ્ધ રહમતખાંને બહુ આશ્ચર્ય થયું.

## ષષ્ઠ પરિચ્છેદ.

આગ્રાના રંગમહાલના ઐશ્વર્યનું વર્ણન શી રીતે કરવું? અમારી ક્ષુદ્ર લેખિની, ક્ષુદ્ર બુદ્ધિ, થોડી કલ્પના શક્તિ, બીજી તરફ મહાન ઐશ્વર્ય, મહાન ચિત્ર રચના, અનેક કલ્પનાશક્તિનું સંગ્રહસ્થાન, અનેક બુદ્ધિમાનોની બુદ્ધિના વિચિત્ર, આશ્ચર્યજનક પ્રસાદનો અન્નકૂટ! અહા! રંગમહાલ કેવો મ્હોટો? રંગમહાલમાં કેટલા કુબેરનું ઐશ્વર્ય? કેટલા હીરા માણેક? કેટલી

નવયૌવના, સોળ વર્ષની સુંદરી રૂપસુંદરી ? રંગમહાલ બાંધવાને અને તેમાં ચિત્ર કાઢવાને કેટલાએ દેશ વિદેશના શિલ્પ શાસ્ત્રીઓનું જીવન, સમયના પ્રવાહમાં વ્યતીત થઇ ગયું છે !

રંગમહાલ એ રૂપવંતીઓનું પ્રદર્શન–સ્થાન છે. એ રૂપવંતીઓનું મુખ, સૂર્ય પણ જોઇ શકતો નથી. તેઓ નીલ આકાશ જોઇ શકતી નથી. પ્રકૃતિનું સૌંદર્ય નિહાળી શકતી નથી, ચંદ્ર જોઇ શકતી નથી. એક સાધારણ સ્ત્રી પેઠે ખુલ્લા વાયુમાં ફરી શકતી નથી ! માત્ર ઉઘાડા બારી–બારણામાંથી સૌગંધ લઇ વાયુ દેવતા, ગુપ્ત રીતે કુબેરપુત્રીઓનાં વસ્ત્ર સાથે કવચિદ્ રમત રમતો જણાય છે ! તેમના એકાદ સૌગંધિત નિઃશ્વાસની ચોરી કરી, વાયુ દેવતા બહારના ઉદ્યાનના પુષ્પની ગંધ સાથે મેળવી આપે છે અને કોઇ વખત, વાયુ દેવતા ઇસ્તંબુલની કિંમતિ સૌગંધનો અંશ ચોરી કરી ન્હાસી પણ જાય છે !

મહાલમાં વૃક્ષની સાથે વૃક્ષ છે દર્પણની પાસે દર્પણ છે. ફુલ માળાની ઝાલરની વચમા લાલ, લીલા, સફેદ, ફિરોજા, ગુલાબી અને બદામી રંગના મોતિની પતાકા છે, તેના કોઇ કાઈ ભાગમાં હાફેજની પ્રેમમય કવિતા, ફિરદોસીની તેજોમય કવિતા, અમીર ખુશરૂની પ્રેમમય ગાથા, ગુલિસ્તાંનાં બહુ મૂલ્ય ઉપદેશજનક વાકયો જણાય છે. કોઇ સ્થળે સોનાના પાત્રમાં નાગકેશરના ગુચ્છ છે. કોઇ સ્થળે રૂપા ઉપર સોનેરી ફુલ કોતરેલી ફુલદાનીઓમાં મોગરા અને ગુલાબનાં ફુલોના ગુચ્છ છે. કોઇ સ્થળે છત ઉપર અને થાંભલાઓ ઉપર વેલા અને વનમલ્લિકાના હાર લટકાવેલા જણાય છે. કોઇ સ્થળે ફુવારાના સોનાના વાઘના મુખમાંથી શીતલ ગુલાબજળની ધારાઓ ફુટી રહી છે. કોઇ સ્થળે પોપટ, બપૈયા, કાકાકૌવા, મેના, બુલબુલ વગેરે મનોહર પક્ષીઓ, સોનાની દાંડી ઉપર બેસી ઇચ્છાનુસાર મધુર શબ્દો કહાડી રહ્યાં છે.

મહાલની વચમાં એક બહુ ન્હાનો નહિ અને બહુ મ્હોટો નહિ એવો આરસ પત્થરનો બાંધેલો હોજ–પાણીનો કુંડ છે. કાશ્મીરના આકાશ ભેદી પર્વત પરનાં વૃક્ષોમાંથી નિતરતાં જળ વડે હોજ પરિપૂર્ણ છે. ઉન્હાળાના

દિવસોમાં હૉજને કિનારે બેસી કેટલીક સુંદરીઓ વાતચિત કરી રહી છે. કોઇક હૉજના શીતળ આરસ પત્થર ઉપર અર્ધ શયન કરી રહી છે. કોઇ ગોળ સર્પિણી જેવા કાળા વાળનો અંબોડો છોડી તેમાથી ગુલાબનાં ફુલો કહાડી નાખી શીતળ જળમા સ્નાન કરવા ઉતરી રહી છે. કોઇ વાતોના ગપાટા મારી રહી છે. કોઇ તે ધ્યાન દઇને સાંભળે છે. કોઇ એકાદ કાકાકૌવાને રમાડે છે!

ખરૂ જોતાં, તે દિવસેજ રંગમહેલમાં અતિ સૌંદર્ય પ્રફુલ્લિત થઇ ઉઠયું હતું. આજે વાસન્તી પૂર્ણિમાનો દિવસ છે. સફેદ આરસ પત્થર ઉપર ચંદ્રની ચાંદની પડી રહી છે. તે પ્રકાશમાં, હૉજ પાસે ક્રિડા કરતી સુંદરીઓના સુંદર મુખ ચંદ્ર વિશેષ પ્રફુલ્લ થઇ અતિ સુદર જણાય છે અહા! આ દ્રષ્ય કેવું સુંદર જણાય છે! જાણે તેઓ આ કલકિત પૃથ્વીની સુંદરીઓ નથી. જાણે સ્વર્ગ લોકમાંથી કોઇ દેવબાળાઓ વિહાર કરતી, માર્ગ ભૂલી, મૃત્યુ લોકમાં આવી ચ્હડી છે! વસંત ઋતુના પ્રાતઃકાળમાં અર્ધ ખિલેલી, પુષ્પકલિકાઓ જેમ મૃદુ પવનના સપાટામાં એક બીજાના શરીર ઉપર ઢળી પડે છે અને પોતે પોતાની મેળેજ હાસ્ય કરતી સંપૂર્ણ ખીલી ઉઠે છે તેમ આ સુંદરીઓ પણ તેવાજ પ્રકારના આનંદથી આત્મ જ્ઞાન ભૂલી ગઇ હતી.

તેઓ દિલ્લીશ્વર જહાંગીરશાહની અતિશય માનપાત્ર, પ્રેમ–ભિખારિણી–હતી. શહેનશાહની કૃપા મેળવવાની આશામાં તે દિવસે આનંદ કલ્લોલ કરી રહી હતી. પરંતુ તે દિવસે તેમની આશા પૂર્ણ થઇ નહિ! બાદશાહે તે દિવસે રંગમહેલમાં દર્શન દીધાં નહિ.

રાત્રિ અધિક થઇ છે. પવન આવવાના માર્ગમાંથી પ્રવેશ કરતાં ચંદ્રનાં વિમલ કિરણો, કોણ જાણે શા વિચારથી જળના હૉજમાં ડુબતાં હતાં! પુષ્પમાળાઓની મનોમુગ્ધકર સુગંધ ધીમે ધીમે ઓછી થતી હતી. સુવર્ણના પાંજરામાં ઝૂલતાં સુંદર પક્ષીઓ પોતાનું બોલવું બંધ કરી નિદ્રા લેતાં હતાં. છત ઉપરની પુષ્પમાળાઓમાંથી પુષ્પો ખરી પડતાં હતાં. રાત્રિ અધિક વિતેલી જોઇ બેગમો, નિરાશ હ્રદયે પોતપોતાના દિવાનખાનામાં

જતી રહી હતી. માત્ર બે જણુ રહ્યાં હતાં. એક સોફિયા અને બીજી ઇરાનની નવી સુંદરી પ્યારી બેગમ.

પ્યારી બેગમને ઘણો થાક લાગ્યો હતો. તેણે કહ્યુ "સોફિ! બ્હેન, એક પ્યાલો સિરાજી આપ."

અન્ય સમય હોત તો સોફિ ઉઠવાને આનાકાની કરત; પરંતુ હમણાં પ્યારી બેગમ પાસે તેને કંઇ સ્વાર્થ સાધવો હતો. તેથી સોફિએ સુવર્ણના પ્યાલામાં સિરાજી ભરી તેમાં ગુલાબ જળ મેળવી ઠંડુ બનાવ્યું. પ્યારી બેગમના હાથમાં આપતાંજ તે એક શ્વાસે પ્યાલો ગટગટાવી ગઇ. સોફિએ પણ તેને અટકાવી નહિ.

સિરાજી પેટમાં પડતાં પ્યારી બેગમનું મન ધીમે ધીમે ખુલ્લું થઇ ગયું. છાતી ઉપર જાણે એકાદ પત્થરનો ભાર હતો તે ઓછો થઇ ગયો. શરીરમાં ચૈતન્ય જણાવા લાગ્યુ. પ્યારી બેગમે ઉંડો નિશ્વાસ નાંખી કહ્યુ: "આજે હવે આવશે નહિ. કહેતા હતા કેઃ સંગીત સાંભળીશ ધારૂં છું કે ભૂલી ગયા હશે."

શબ્દો સોફિયાને કાને પડયા. સોફિ મનમાંજ બોલીઃ "આટલા બધા વશ કરી લીધા છે?" તેણે કહ્યું: "પ્યારી."

"કેમ બ્હેન—"

"ચંદની રાત શું એમને એમજ વિતાડશે?"

"કેમ બ્હેન! સતાર લાવી આપ. ગાયન ગાઇને વિતાડીશ."

"આજે ગાયન સારૂં લાગતું નથી. જહાંપનાહ ગુપ્ત રીતે તો મેહેરને ત્યાં ગયા નથી વારૂ?"

"તે રસ્તો તો બંધ છે. તેનું સર્વ નાશ તો મ્હેંજ કર્યું છે."

"તેંજ કર્યું છે? એ શી વાત બ્હેન? તેણે ત્હારો શો અપરાધ કર્યો છે?"

એ સમયે પ્યારીના માથામાં સિરાજીએ પૂર્ણ શક્તિ પ્રકટ કરી હતી. તેનું અંતઃકરણ ઉઘડી ગયું હતું. લાલ પાણીનો એજ ધર્મ છે! તે વખતે તે સર્વે ધર્મ ભૂલાવે છે. ગુપ્તને ઉઘાડું કરે છે. તેણે અભિમાન સહિત કહ્યું:

"તે બિચારી અપરાધી નથી. તેનુ સૌદર્ય અપરાધી છે, તે અપરાધી નથી જહાંપનાહનાં ચક્ષુ અપરાધી છે. હુ નવીન આવ્યા પછી જે આદરસત્કાર પામું છું તેમાં તે કાંટા થાય છે. શા માટે તેને નષ્ટ નહિ કરૂં ?"

"તું મુંગેર શા માટે ગઇ'તી ?"

"પહાડની હવા ખાવા. શું તુ જાણુતી નથી કે મ્હને સખ્ત દરદ થયું હતું ?"

સોફિયા હાસ્ય કરતી બોલી: "તે તો હશે, પરંતુ દાસીનો વેશ ધારણુ કરી મુંગેરથી વર્દ્ધમાન શા માટે ગઇ'તી ?"

પ્યારી બેગમ કમ્પાયમાન થઇ. તેણે કહ્યું: "તેં શી રીતે જાણ્યું ?"

સોફિયા બનાવટી ગુસ્સો કરી બોલી: "જા, જા, સખિ! મ્હારો અવિશ્વાસ ? તુંજ એક દિવસ કહેતી હતી ને ?"

પ્યારી હસતાં હસતાં બોલી: "ક્ષમા કર બ્હેન! બધું યાદ રહેતું નથી. વર્દ્ધમાન ના ગઇ હોત તો શું આટલી ઉતાવળથી કાર્ય સિદ્ધ થાત ?"

"કયું કાર્ય ?"

"મેહેરના સત્યાનાશનું."

"કેવી રીતે ?"

"લાતની વાત સાંભળતાંજ જહાંપનાહ એકદમ ગુસ્સે થઇ ઉઠયા."

"ખાત્રી શી ? બાદશાહનું મન જાણે સમુદ્રનો વાયુ. કોઇ વખત શાંત. કોઇ વખત ચંચળ."

"તેમ નથી બ્હેન! સખ્ત વંટોળિયો થઇ ઉઠયો છે. મેહેર આવ્યા પછી જે સ્થિતિમા દિવસો ગુજારે છે તે સાંભળી મ્હને પણુ દયા આવે છે. એકાદ બાંદી જે પગાર મેળવે છે તેટલો પણુ તેને મળતો નથી."

સોફિયાએ ધાર્યું કે પ્યારી બેગમ માનવીના વેશમાં શયતાની છે! એ રીતે પણુ લોકોનું સત્યાનાશ વાળી શકાય છે! સોફિએ પ્યારી બેગમના કાનમાં કહ્યું: "જહાંપનાહ તો મેહેરના આવ્યા પછી બીજેજ દિવસે ગુપ્ત રીતે તેને મળવા ગયા હતા ને ?"

પ્યારી બેગમે કહ્યું: "હા. પણુ મેહેરે વિનયપૂર્વક જહાંપનાહ સાથે

બરોબર વાતચિત કરી નહિ. ઉઠીને ઉભી થઇ નહિ. લાત ખાઇને પણ તેને મળવા ગયા હતા. પરંતુ મેહેરનો એટલો બધો અહંકાર તેઓ સહન કરી શક્યા નહિ. પછી મળવા ગયાજ નથી. જોતજોતામાં એક વરસ તો વીતિ ગયું."

આગ્રાના કિલ્લામાંથી બે પ્રહર રાત વિતવાનો ઘંટ વાગ્યો. પ્યારી ત્યાંજ ઢળી પડી. સોફિએ દાસીને બોલાવી બન્ને ઉદ્યાન તરફ ચાલ્યાં ગયાં.

## સપ્તમ પરિચ્છેદ.

વિધાતા, સંતાઇને, ગુપ્ત હાથે, અસ્પષ્ટ અક્ષરે, મનુષ્યના અદ્રષ્ટમાં કયે સ્થળે શું લખી રાખે છે, તે જો તેઓ જાણી શકત તો કોઇને દુઃખ ભોગવવું પડત નહિ. મનુષ્યની કલ્પનાનો સુખી બગિચો, નિરાશાના ઉષ્ણ નિશ્વાસથી દગ્ધ થઇ જાત નહિ. મોતીની જે વાતો સાંભળી મેહેરૂન્નિસા આશ્રમે આવી હતી તે બધી વિધાતાએ ઉલટ પાલટ કરી નાંખી હતી. હમણાં જાણે જ્ઞાન ચક્ષુથી મેહેર, પોતાના અદ્રષ્ટના અસ્પષ્ટ અક્ષરો થોડા થોડા કરીને વાંચે છે.

તે અક્ષરો વાંચ્યા પછી, પોતાનું ભવિષ્ય જાણ્યા પછી, મેહેર વિશેષ નિર્બળ પડી ગઇ છે. મહાલયના એક ખુણાના નિર્જન ઓરડામાં પડી રહીને, અપમાનથી શરીરની નસેનસમાં તીવ્ર વેદના અનુભવવા લાગી છે. તેને અનેક વિચારો ઉત્પન્ન થાય છે. તેના સુંદર, પ્રફુલ્લ ગુલાબી ગાલ ઉપર કોણ જાણે કોણે કાળી લીટીઓ દોરી છે!

દિવસ તો કોઇ પણ રીતે વ્યતીત કરી શકાય છે પણ રાત વિતાડી શકાતી નથી. આરસ પત્થરના દિવાનખાનાની બાજુએ વહેતી યમુનાનું કલ્કલ્ નાદ કરતું ઉન્માદ અસ્ત સંગીત સાંભળતાં સાંભળતાં, ઝરૂખામાંથી પ્રવેશ કરતા મૃદુ મંદ વાયુ વડે શરીરની ઉષ્ણતા કંઇક ઓછી થતાંજ મેહેર નિદ્રાના ખોળામાં પડી જાય છે. પરંતુ નિદ્રામાં પણ તેનો છુટકારો

થતો નથી. જાગ્રત હોય છે ત્યારે અનેક વિચારના પ્રવાહમાં તણાય છે. નિદ્રામાં અનેક સ્વપ્ન!

મેહેરુન્નિસા સ્વપ્નમાં જોઇ રહી છે કેઃ "જાણે દામોદર નદીના ખળખળ વહેતા પ્રવાહને કિનારે પોતાના સફેદ મકાનના એક અંધારા ઓરડામાં પોતે એકલી બેઠી છે. દામોદરના ગર્ભમાંથી બહાર નિકળતું ઢગલાબંધ અંધારૂં, જાણે કુદકા મારતું મારતું તેના અંધારા ઓરડામાં ફરી વળ્યું છે. જાણે પ્રલ્લય કાળનાં કાળાં વાદળાંએ, ક્ષણ વાર વિશ્રામ લેવા માટે તેના ઓરડાનો આશ્રય લીધો છે. અંધારૂ જાણે તેના બિછાનાની આસપાસ, સફેદ ચાદર ઉપર, રાતી મખમલની પથારી ઉપર ખાટલાની નીચે, ઉપર અને વચમાં, ચારે દિશામાં કુફાડા મારી, એક તીવ્ર પ્રવાહી વાયુ તરંગ સાથે ફરતું ફરે છે, ક્વચિત્ તેને ખાઇ જવાનો યત્ન કરે છે. ભય અને દુઃખને લીધે અભાગિની કમ્પાયમાન થઇ ઉઠતી, ચીસ પાડી ઉઠતી, નિદ્રામાંથી જાગ્રત થઇ ઉઠતી. શય્યા ત્યાગ કરી બારીમા જઇ બેસતાં જોતી કેઃ યમુનાના કાળા જળ ઉપર ચાંદની પથરાઇ રહી છે. વસન્ત ઋતુના વાયુ પ્રવાહને લીધે વેગળે જાણે સમ્ સમ્ શબ્દની વાંસળી વાગી રહી છે. ચાંદનીના ખોળામાં સર્વત્ર નિસ્તબ્ધતા છવાઇ રહી છે, અને થોડે વેગળે આવેલા રંગમહેલમાં આનંદ મંગળનો ધીમો કોલાહલ સંભળાય છે.

મેહેર આગ્રે આવ્યા પછી એક વરસ વીતી ગયું છે. જહાંગીર બાદશાહ એક વખત પણ દર્શન દેતા નથી. દર્શન દેવાનું વેગળે રહ્યું, તેના સમાચાર પણ પૂછતા નથી. બાદશાહી ખજાનામાંથી તેને જે પગાર મળે છે તેમાંથી બહુ કષ્ટે દિવસો ગુજારવા પડે છે. બે ચાર બાંદીઓ રાખવી પડી છે. પોતાનું પેટ પણ લાગ્યું છે એટલા પગારથી શું થાય? તિરસ્કાર અને અભિમાનને લીધે મેહેર પોતાના મનની વાત કોઇને કહેતી નથી.

અનેક જણે મેહેરને કહ્યું હતું કેઃ "તમારી સ્થિતિ એક વખત બાદશાહને જણાવો." પણ મેહેર ત્હેનો ઉત્તર દેતી નહિ. મનમાં ને મનમાંજ કહેતી કેઃ "છટ્ છટ્! મરી જવું બ્હેતર છે પરંતુ પેટને ખાતર

બાદશાહ પાસે ભિક્ષા માગીશ નહિ." છેવટે મેહેરે મનમાં નિશ્ચય કર્યો કે અન્ય કોઇ પાસે ભિક્ષા માગીશ નહિ. અદ્રષ્ટમાં વિધાતાએ જે લખ્યું હશે તે થશે. ખુદાએ હાથ પગ આપ્યા છે, શિલ્પકળા આવડે છે. ઉદ્યોગ-મહેનત કરીને ગુજરાન ચલાવીશ. દિલ્લીના બાદશાહનો પગાર ખાવો તેના કરતાં પોતાની મહેનતે મેળવેલું અન્ન અતિશય સુખદાયક થશે."

જેવી પ્રતિજ્ઞા તેવુંજ કાર્ય. મેહેરે તેમજ કર્યું બાંદીઓ રાખીને અને મજુરો રાખીને શિલ્પ કામ આરંભ્યું. ઝીક, ટપકી અને સરમાનું ભરત કામ, તથા કારચોબી ભરતકામથી વિચિત્ર શિલ્પકળાના ઉત્તમ નમુનાઓ તૈયાર થવા લાગ્યા. ડાબા અને જમણા હાથની ચમ્પાની કળીઓ જેવી નાજુક-સુંદર આંગળીઓ મનોહર ભરત કામ કરવામાં શુ થાઇ. તે ભરતકામ, બાંદી આગ્રાના બજારમાં વેચી આવતી. પ્રથમના ભરતકામનું મૂલ્ય, મેહેરની ધારણા કરતાં સોગણું વધારે આવ્યું. દશ અશરફિની જગ્યાએ હજાર અશરફિ આવી. તેના શિલ્પની સૌંદર્યતાનો ઉપભોગ કરનાર કોણ હશે તે મહાપુરૂષ? કોણે શિલ્પકળાની કદર જાણી આવું મ્હોટુ ઇનામ આપ્યુ? મેહેર કાંઇ પણ જાણી શકી નહિ. મેહેરે અશરફિઓ ગણીને પેટીમાં મૂકી. બાદીઓનો પગાર વધારી આપ્યો. તેમનો પોષાક બદલાવી આપ્યો. મીર-મુન્શીને બોલાવી કહ્યું: "આજથી મ્હારો પગાર મોકલશો નહિ. તમારી ભિક્ષા ઉપર મ્હારૂં જીવન વિતાડવા ચ્હાતી નથી." એ સાંભળી મીરમુન્શી આશ્ચર્ય પામી ચાલ્યો ગયો.

આગ્રાના જનાનખાનામાં-મેહેરના નિવાસ સ્થાનમાં અનેક દ્વાર હતાં. પરંતુ તે કદી પણ પોતાનો ઓરડો ઓળગી અન્યત્ર જતી નહિ. મહાલયમાં બે પ્રાણીઓ ત્હેને સ્નેહની નજરે જોતાં હતાં. એક અકબરની માતા, ધોળા વાળવાળી, મહાપુણ્યવતી, વીર પત્ની, વીર માતા, બેગમ સાહેબા હમીદા બાનુ અને બીજી જોધપુર રાજકુમારી, જહાંગીર પત્ની જોધાબાઇ. ગ્રીષ્મનો સખ્ત તાપ હોવાથી હમીદાબાનુ લાહોર ગયા છે. જનાનખાનામાં અત્યારે મેહેરની શુભેચ્છક એક માત્ર બેગમ જોધાબાઇ હતાં. જોધાબાઇ કેટલાક દિવસથી મેહેરની પાસે આવી નથી. મેહેર બારીમાં બેઠી બેઠી

તેનુંજ ધ્યાન ધરી રહી છે.

બાંદીઓ આહાર કરવા ગઇ છે. મધ્યાહ્ન કાળનો સમય છે. મેહેર એકલી બેઠી બેઠી કમળના ફુલ જેવું મનોહર મુખ નીચું રાખી પોતાનું કામ કરે છે. શિલ્પમાં તલ્લીન થઇ ગઇ છે. અન્ય દિશામાં તેની દૃષ્ટિ નથી. એકાએક સ્હામેનું દ્વાર ઉઘડી ગયું અને એક મનુષ્યે ચુપ ચુપ ઓરડામાં પ્રવેશ કર્યો. મેંદીના રંગે લાલ બનેલાં બે ચરણ એટલાં કોમળ હતાં કે સતરંજી ઉપર તેનો કિંચિત્ પણ ખખડાટ થયો નહિ. તેનાં પગલાં એટલાં બધાં કોમળ હતાં કે જેથી તેનું આવવું કોઇ જાણી શકયું નહિ.

કમળનાં પુષ્પ જેવી કોમળ કામિનીએ ધીમે ધીમે મેહેરની પાછળ જઇ કોમળ હાથ વડે તેનાં બે ચક્ષુ બંધ કર્યાં. મેહેર મોતીના વિચારોમાં ગુંથાઇ હતી તેથી તેણે અનુમાન કર્યું કેઃ "મોતી આવી હશે." એમ ધારી આગ્રહપૂર્વક કહ્યું: "મોતી! મોતી! આટલે દિવસે બ્હેનપણી યાદ આવી કે?"

આંખો બંધ કરનાર મોતી નહોતી. તે શા માટે ઉત્તર આપે? આંખો દાબનારીએ અવાજ બદલી કહ્યું: "હું કોણ છું? કહે જોઇએ?"

તેણે સ્વર બદલવાની યુક્તિ કરી પરંતુ ચંચળ મેહેરૂન્નિસા ઝટ ઓળખી ગઇ. "તમે આવ્યાં તે સારૂંજ થયું. આટલા બધા દિવસ કેમ દર્શન દીધાં નહિ? તમારા મહેલમાં આવવાનું સાહસ કરી શકી નહિ. અહીં એકલાં પણ રહેવાતું નથી!"

આંખ દાબનારી સુંદરી તરતજ આંખેથી હાથ લઇ, મેહેરના સમ્મુખ આવી બેઠી. ઉછળતાં રૂપ-તરંગ, છૂટા કાળા વાળ, મ્હોટાં મ્હોટાં ગોળ, મદીરામય ચચળ નેત્રો, સદા પ્રફુલ્લ સુંદર કમળ જેવું મુખ, અતિ સુંદરતા-સહ, મેહેરના સ્હામું ખિલી રહ્યું.

મેહેરના હોઠ ઉપર મધુર હાસ્ય ફરકી રહ્યું. તેણે કહ્યું: "બંદગિ, બાદશાહ બેગમ! મ્હારો ક્ષુદ્ર ઓરડો આજ પવિત્ર થયો. ધન્ય ઘડી ધન્ય દહાડો આજનો! આજે પ્રાતઃકાળમાં કોણ જાણે કોનું મુખ જોયું હશે? તમે જોધપુરના પવિત્ર કુળનાં, દિલ્લીશ્વરનાં પટરાણી છો. આ દીન દાસી પ્રત્યે તમારી

અતિશય કરૂણા છે. સર્વેએ મ્હારો ત્યાગ કર્યો છે. મોતી પણ મ્હને ભૂલી છે છતાં તમે ભૂલ્યાં નથી."

પટરાણી જોધાબાઇ, પોતાની પ્રશંસાથી લજ્જા પામી ગઇ. તે મોતી બીબીની બાલ્ય સખિ હતી. મોતીએ તેમને પત્ર લખી ભલામણ કરી હતી કે: "મેહેરજાન એ મ્હારો 'જાન'–પ્રાણ–મ્હારૂં કલેજું છે. તું જેમ મ્હને ચાહે છે તેમ મેહેરને ચ્હાજે. મહેર ઉપર અતિશય પ્રેમ રાખજે. તેની બરદાસ્ત કરજે." રાજપૂત કન્યા નીચ થઇ શકતી નથી. સરલ હૃદયની જોધાબાઇ લગભગ નિત્ય મેહેરની ખબર લેવા આવતી.

રાજરાજેશ્વરીએ થોડો વખત શાંત બેઠા પછી પૂછ્યુ: "કેમ છે બ્હેન! તે દિવસે રાત્રે મ્હને રંગમહેલમાં કેમ શોધવા ગઇ'તી? હું મ્હારા મહેલમાંજ નિવાસ કરૂં છું. રંગમહેલ પટરાણી માટે નથી."

"ભૂલથી ગઇ'તી. તમારા મહેલમા આવવાનું સાહસ કરી શકી નહિ. મોતી આવી નહોતી. તમને પણ અઠવાડિયા સુધી દીઠા નહોતાં."

જોધાબાઇ મેહેરની પાસે બેઠી હતી. મખમલના એક કટકા ઉપર મેહેરે અતિ સુંદર રીત હીરા–મોતી ભર્યા હતા. પેટીમાથી લાવી તે કટકો મેહેરે દિલ્લીશ્વરીના મુખ આગળ મૂકી કહ્યુ "ગરીબની આ ભેટ રાજ-રાણીને યોગ્ય થઇ પડશે ખરી? દયા કરીને સ્મરણ ચિહ્ન તરીકે રાખશો કે?"

તે સુંદર શિલ્પ ચાતુરી જોઇ મહારાણી જોધાબાઇ મોહ પામી. મેહેર પોતેજ સુંદર હતી. તેનું શિલ્પ અતિ સુંદર હતું. તેનું અભિમાન પણ સર્વ કરતાં સુંદર હતું!

શિલ્પકળામાં જોઇ શકાય છે કે: એક રાજહંસ, કમળને ઉખેડી વેગળે ફેંકી દે છે. જોધાબાઇએ એ કવિત્વમય શિલ્પનો ભેદ જાણી લીધો. તેનું હૃદય કરૂણારસથી ઉછળી ઉઠયું. રમણીએ રમણીનું કષ્ટ અતિ સહજે જાણી લીધું. સ્નેહનો ધર્મ જાણતી હતી તેથીજ સ્નેહીનું અભિમાન સમજી શકી. સુંદર ગોળ નેત્રોમાંથી બે પવિત્ર મુક્તાફળનાં દર્શન થયાં.

મેહેરૂન્નિસાએ નીચું મુખ કરી નમ્રતાથી કહ્યું: "મોતીના કંઇ સમાચાર મળ્યા છે કે?"

"હા, મળ્યા છે."

"ક્યારે આવશે ?"

"ઘણીજ જલદી. ચાર દિવસ પછી બાદશાહનો જન્મોત્સવ શરૂ થશે. રાજા ગજપતિ, બંગાળામાં બળવો સમાવવા રોકાયા છે, છતાં તે દિવસે તેઓ પણ આવી પહોંચશે. રાજા નહિ આવે તો રાણીજી પણ નહિ આવે."

એ સાંભળી મેહેરના મલિન મુખ ઉપર હાસ્ય ફરક્યું. તેણે કહ્યું: "પ્રસંગોપાત આપ આવીને દર્શન દેજો. આટલા મ્હોટા મહેલના એક ખુણામાં કેદીની પેઠે એકલા બેસી રહેવાનું ગમતું નથી. કાંતો મ્હને મુક્ત કરો. ઇચ્છામાં આવશે ત્યાં ચાલી જઇશ."

બાદશાહ બેગમ જોધાબાઇએ મેહેરના ગાલમાં ધીમેથી કોમળ તમાચો મારતાં કહ્યું: "એ શું બોલે છે બ્હેન! હું તો આવીશજ. મોતી આવશે એટલે બન્ને આવીશું. આજ તો રજા લઉં છુ."

જોધાબાઇ ઓરડામાંથી ધીમે ધીમે ચાલી ગઈ. મેહેરૂન્નિસાએ તેની પાછળ જોયા કર્યું. છેવટે એક મર્મભેદી ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું: "રાજપૂત કુળલક્ષ્મી! ત્હારી દયા મેહેરજાન ભૂલશે નહિ. ત્હારી મીઠી મીઠી વાતો આ અભાગિની ભૂલશે નહિ. આ જીવનમાં તો શુ પણ મરણ પછીએ ભૂલીશ નહિ. મ્હારૂં તો સર્વસ્વ ગયું છે. માત્ર તું એક કલ્યાણેશ્વરી રહી છે. તું પટરાણી થવાને લાયકજ છે. ગમે તેમ પણ હિંદુનું પવિત્ર હૃદય છે-ધન્ય રાજપૂત બાળા—"

## અષ્ટમ પરિચ્છેદ.

રાતા પત્થરની વિચિત્ર કારીગીરીથી શોભતા એક મ્હોટા દિવાનખાનામાં, રત્ન જડિત પલંગ ઉપર પાથરેલી સુકોમળ શૈય્યામાં, મહારાણી જોધાબાઇ સુંદર શરીર પાથરી વિશ્રામ કરી રહી છે. સન્ધ્યા સમય થઇ ગયો છે. દિવાનખાનામાં કોઇ સ્થળે ગણપતિની મૂર્તિ, કોઈ સ્થળે કાલિકાની અસુર સંહારિણી મૂર્તિ, કોઇ સ્થળે હિમાલય પહાડપર શંકર પાર્વતિની મૂર્તિ, કોઈ

સ્થળે રતિ અને મદનનો વિલાપ, કોઇ સ્થળે ધ્રુવ અને વિષ્ણુની મૂર્તિ, કોઇ સ્થળે અશોકવનમાં સીતાની કરૂણાજનક મૂર્તિ, કોઇ સ્થળે ભયંકર અરણ્યમાં, રાત્રિએ ચંદ્રના પ્રકાશમાં મહાશ્વેતાનુ વિષાદ્ ભરેલું સંગીત ચાલતું હોય એવું ચિત્ર વગેરે અનેક આકર્ષક ચિત્રો દ્રષ્ટિએ પડે છે.

ભીંત ઉપર વીણા વગાડતી મહાશ્વેતાની છબી આગળ મહારાણી દ્રષ્ટિ નાંખે છે. તેના હૃદયમાં એક મૃદુ સગીત ગુપ્ત રીતે ગવાતું હતું. પ્રસંગોપાત ઝરૂખાની બારીમાંથી, સન્ધ્યા સમયે ઉગેલા બે ચાર ઉજ્વળ તારા તરફ તૃષાતુર દ્રષ્ટિ નાંખે છે. પાસે પડેલી સુવર્ણની પેટીમાંથી સોનેરી વરખવાળી, કસ્તુરી મિશ્રિત, પાનની પટ્ટી લઇને મુખમાં મૂકે છે, જેથી પ્રવાળ જેવા રાતા હોઠ વિશેષ રાતા જણાય છે. કવચિદ્ રૂપાની પિકદાનીમાં, પાનના રસની પિચકારી મારે છે.

આજે બાદશાહે સન્ધ્યા સમય પછી આવવાનો વાયદો કર્યો હતો. કાલે તેમનો જન્મોત્સવ છે. સમસ્ત આગ્રા કાલે ઉત્સવ આનંદમાં મસ્ત બનશે. બાદશાહને આવતાં વિલંબ થયો જાણી મહારાણીને અધીરાઇ થઇ. ભીંતે લટકાવેલી એક વીણા લઇ, તેના તાર ઉપર ધીમે ધીમે કોમળ ચંપા જેવી આગળીઓ ફેરવવા માંડી. તેમાંથી મધુર સ્વર નિકળવા લાગ્યો.

બધા સ્વર બરોબર મળી ગયા. પ્રત્યેક પડદાઓ પર સુંદર આંગળી ફરતાં ષડ્જ, ગાંધાર, રિખવ, ધૈવત, અને પંચમનો આલાપ થવા લાગ્યો. રાણીએ તે સ્વર જોડે પોતાનો કોકિલ કણ્ઠ સ્વર મેળવ્યો. તેમણે ગાવા માંડયું:-

" પિયારે સૈયાં, દિનવા બહુત ગયે બીત,
દિનવા બહુત ગયે બીત-પિયારે સૈંયાં.
જબસે ગયે મોરી, સુધ હુ ન લીની,
કૌન ગાંવ કી રીત-પિયારે સૈંયા.
તન, મન, ધન મોરા, તોહિંકું સોંપ દીયા,
એ કૈસી અન રીત-પિયારે સૈંયાં.
પિ-યા-રે સૈ-યાં, દિનવા, બહુત ગયે બીત,
બ-હુ-ત ગયે બિત, પિયારે સૈંયાં—"

સૂર ધીમે ધીમે પંચમ પર ચઢયો. વિણા અતિ મિષ્ટ સ્વરે, ગળામાંથી નિકળતા શબ્દોનો પ્રતિધ્વનિ કરવા લાગી નિર્જીવ વિણા જાણે સજીવ હોય તેમ વાગી રહી હતી. પડદામાંથી સાંભળનાર તેને બીજી મહારાણી જાણવાની ભૂલ કરે તેમ હતું. અનેક સુંદર ચિત્રવાળા પાષાણના ઓરડામાં પવન દેવતા મહારાણીનો મધુર સ્વર લઇને ફરવા લાગ્યા. અનેક દર્પણોથી સુશોભિત બનેલા ઓરડાની ભીંતો ઉપર, મહારાણીનો મિષ્ઠ સ્વર અથડાવા લાગ્યો, તેથી જાણે ભીંતોને શાંત નિદ્રા આવી હોય-સ્થિર થઇ હોય એવું અનુમાન થતું હતું !

અધ ઉઘડેલા દ્વાર પાસે ઉભું રહીને કોઇ ગાયન સાંભળતું હતું. મહારાણીએ ગુસ્સે થઇ, વીણા બંધ કરી વેગળી મૂકી. તેજ ક્ષણે એક મનુષ્યે તે ઓરડામાં પ્રવેશ કર્યો. મહારાણીએ પાછું વાળી જોયું પણ કોઇને દીઠું નહિ, પરંતુ સ્હામેના આરસામાં તે મનુષ્યનુ પ્રતિબિંબ પડેલુ જોઇ મહારાણી સત્વર ઉભી થઇ ગઇ. તે મનુષ્ય બીજું કોઇજ નહિ પણ દિલ્લીશ્વર પોતેજ હતા.

દિલ્લીશ્વરે પ્રેમપૂર્ણ કણ્ઠે કહ્યું: "હૃદયેશ્વરી ! આટલા દિવસ પછી, આટલી ઉમ્મરે, વસન્તનો વિરહ કેમ જાગ્રત કરી આપ્યો ?"

મહારાણીએ હસતાં હસતાં કહ્યું: "પ્રાણેશ્વર ! એ વિરહ મ્હારો નથી. અન્ય પાસેથી ઉધાર લઇ આવી છું જહાંપનાહ !

જહાંગીરશાહે પણ હસતાં કહ્યું: "એ વેપાર ખોટો નથી પરંતુ તમારૂં એ મારવાડી ગાયન મ્હને ઘણું સારૂં લાગે છે."

જોધાબાઇના કપાળ ઉપરના વાળનાં ગુચ્છાં, તે સમયે મૃદુ મંદ પવન આવતાં, જરા જરા હાલતાં હતાં. અનેક દીપકનો ઉજ્વળ પ્રકાશ, રાણીના પ્રફુલ્લિત મુખ ઉપર પડવાથી અતિ સુંદર જણાતું હતું. જહાંગીરશાહ, રાણીના કપાળ ઉપરના વાળનાં ગુછળાં પોતાને હાથે બરોબર ગોઠવી આપતા હતા. તેમણે સ્નેહપૂર્વક પૂછ્યું: "અત્યારે શા માટે મ્હને બોલાવ્યો મહારાણી ?"

"કાલે આપનો જન્મોત્સવ છે. દેશના આશાબંધી દીન, દરિદ્રીઓ

ભિક્ષા પામશે. હું હિંદુસ્થાનની મહારાણી—આપની પટરાણી છું. આ ઉત્સવ ઉપર આપની પાસે કંઇક ભિક્ષા માંગવી છે."

"શી ભિક્ષા? દિલ્લીશ્વરીને શેની ખોટ છે? તેને શા માટે ભિખારિણી થવું જોઇએ? શું જોઇએ છે મહારાણી?"

"ક્ષમા."

"કોને માટે?"

"મ્હારી પ્રિય સખીને માટે."

"તમારી પ્રિય સખી મોતી રાણીને માટે? તેણે તો કાંઇ અપરાધ કર્યો નથી. ઘણા દિવસથી તેને મ્હેં જોઇ પણ નથી."

"મોતી નથી. એક બીજીજ છે. તે મોતી કરતાં પણ મ્હને વધારે પ્રિય છે. હજુ કેટલા દિવસ ત્હેને એ સ્થિતિમાં રહેવા દેવી છે? કેટલા કષ્ટે વૃક્ષ ઉપરથી ફુલ તોડયુ અને હવે તેનું અપમાન કરી પગ તળે નાંખી દીધું શા માટે?"

જહાંગીરના સમજવામાં આવ્યું કે: મેહેરની વાત થાય છે. આ વાત તેમને સારી લાગી નહિ. તેમણે કહ્યું: "શુ આટલા માટેજ મ્હને બોલાવ્યો છે?"

"હા, જહાંપનાહ! શું દાસીની પ્રાર્થના પૂર્ણ કરશો નહિ?"

"જે દિવસે લાતનું કષ્ટ ભૂલીશ તે દિવસે કરીશ."

"કોણે કહ્યું કે: મેહેરે એ વાત કહી છે?"

"પ્યારી બેગમે. તે ગુપ્તવેશે વર્દ્ધમાન ગઇ હતી. તેણે પોતે એ વાત સાંભળી છે."

"તેને એટલી બધી શી પંચાત?"

"તે પોતાના કામ માટે રાજમહેલ ગઇ'તી. મ્હને કંઇક ખબર મોકલવાની ઇચ્છાથી મીરમુન્શી સાથે વર્ધમાન ગઇ. મેહેરૂન્નિસાનું રૂપ કેવું છે તે જોવાનેજ ત્યાં ગઇ'તી."

"પ્યારી બેગમ જુઠી છે. તે મેહેરની શત્રુ છે."

"તેમ હોઇ શકે પણ મ્હને લાત મારવાની વાત સત્ય. મ્હને વિશ્વાસ

નહોતો પરંતુ જે દિવસે ગુપ્ત રીતે મેહેરને મળવા ગયો-"

જોધાબાઇએ ઉત્તેજિત કણ્ઠે કહ્યું: "જહાંપનાહ ! ક્ષમા કરજો. સ્ત્રી એ સ્ત્રીનું હૃદય જેટલે દરજ્જે જાણી શકે છે તેટલું બીજું કોઇ જાણી શકતું નથી. મેહેર જન્મથીજ અભિમાની છે. અભિમાનીઓને ઘણું માન જોઇએ છે ! પરંતુ તે અંતઃકરણથી નહિ. જે સ્થિતિમા મેહેરે મહેલમાં પ્રવેશ કર્યો તે સ્થિતિ વખતે તેને મળવા જવું ઉચિત નહોતું. તે સમયે પ્રેમાલાપ કરવા ગયા એ સારૂં થયું નહિ."

જહાંગીરશાહ કંઇક વિચાર કરવા લાગ્યા. તેમણે કહ્યું: "હવે શું કરવું ?"

કાલે આપનો જન્મોત્સવ છે. સર્વ બેગમો આનંદ ઉત્સવમાં મસ્ત બનશે. અમીર ઉમરાવની સ્ત્રી, કન્યા, અને ભગિનીઓ વડે રંગમહેલ ભરપૂર થશે. એ મોટા મહેલમાં મેહેર એકલી વિષાદ પામતી પડી રહે એ યોગ્ય કહેવાય ? હૃદયેશ્વર ! તેને આમંત્રણ કરી સર્વ કરતાં વિશેષ માન આપો.

"તમારા કરતાં તેને વિશેષ માન આપીશ તો તમારો જીવ બળશે નહિ ? તમને ઇર્ષ્યા થશે નહિ ?"

"ના, જહાંપનાહ ! હું આપની પટરાણી છું. હું તેને માટે અર્ધું સિંહાસન છોડી દઇશ. ત્યાં તેની જગ્યા કરીશ."

જહાંગીરશાહે મનમાંજ કહ્યું: "ધન્ય છે રાજપૂત કુળબાળા ! રાજપૂતો આવા ઉદારજ હોય છે ! હિંદુઓમાં આવીજ ઉદારતા હોય છે ! શાબાસ છે જોધા ! ધન્ય ત્હારી ઉદારતા !" તેમણે કહ્યુ: "ગમે તેમ કહો પણ તમારી એજ પ્રાર્થના હમણા પૂર્ણ કરી શકીશ નહિ પટરાણી ! મ્હને ક્ષમા કરજો."

જોધાબાઇએ બનાવટી ગુસ્સો અને અભિમાનપૂર્વક કહ્યું: "ઓહો ! જહાંપનાહ ! આપ તો વિશાળ હિંદુસ્થાનના બાદશાહ છોને ! આપ એટલા બધા નિષ્ઠુર થશો તો પ્રજાજન શું કહેશે ! મેહેર રમણીરત્ન છે. તેનું હૃદય આપ પિછાની શક્યા નહિ, એજ દુઃખની વાત ! આજે એક વરસ થયું. અપમાનને ખાતર તે આપનું અન્ન ગ્રહણ કરતી નથી. શિલ્પકળામાં તે

બહુ નિપુણ છે. પોતે જે ભરે છે-ગુથે છે તે વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. તેણે પોતાની કમાણીમાંથી દાસીઓને અને બાંદીઓને જે પોષાક અને ધનરત્ન આપ્યાં છે, તેવાં તો આપની બેગમોની ઘણી દાસીઓ પાસે નથી! ધન્ય છે તેની શિલ્પ ચાતુરીને! ખરી રીતે જોતાં દિલ્લીની પટરાણી થવા માટે તો તેજ યોગ્ય છે."

જહાંગીરશાહને મહેરની આટલી બધી દુર્દશાની ખબર નહોતી. કોઇએ તેમને તે વાત કહી પણ નહોતી. જોધાબાઇને મુખેથી તેની સ્થિતિ સાંભળી શાહને આશ્ચર્ય થયું. તેમના હૃદયમાં છુપાઇ રહેલો પ્રથમનો પ્રેમ આ સમયે જુસ્સામાં પ્રકટી ઉઠયો. બાદશાહે કોમળ સ્વરે કહ્યું: "તમે તેને મહેલે જાઓ છો?"

"હા, ઘણી ખરી વખત જાઉં છું. અભિમાન અને અપમાનને લીધે તે અહિં આવતી નથી. હું તેને ચ્હાઉં છું તેથી ત્યાં જાઉં છું. તેને મળ્યા સિવાય રહી શકતી નથી."

બાદશાહે નમ્રતાપૂર્વક કહ્યું: "કાલે મીરમુન્શીનો દણ્ડ કરીશ. મ્હેં મેહેરને રાજરાણી પેઠે રાખવા કહ્યું હતું."

"મીરમુન્શીનો દોષ નથી. મેહેરે પોતેજ આપનો પગાર લેવાની તેને ના પાડી છે." મ્હેં એક દિવસ તેને પૂછ્યું હતું કે: "ત્હારી બાંદીઓને આટલા બધા સુખમાં રાખે છે અને તું જાતે આટલું બધું કષ્ટ ઉઠાવે છે તેનું કારણ શું?" મેહેરે કહ્યુ કે: "તેઓ મ્હારી બાંદી છે. મ્હારી ઇચ્છા પ્રમાણે તેમને સુખી કરી છે. હું જેની બાંદી છું તેણે મ્હને જેવી રાખી છે તેવી રહી છું."

આ વાત સાંભળી જહાંગીરશાહના પ્રાણમાં એક તીવ્ર આંચકો લાગ્યો. પ્યારી બેગમે કહેલી લાત મારવાની કલ્પિત વાત તેમના હૃદયમાંથી એકદમ ભૂસાઇ ગઇ. શરદ્ પૂર્ણિમાના પૂર્ણચંદ્ર જેવું મેહેરનું યૌવન પ્રફુલ્લ સૌંદર્ય, શાહના, વૈશાખનાં કાળાં વાદળાં જેવા હૃદયના એક ખુણામાંથી ફુટી નિકળ્યું. વાદળાં ધીમે ધીમે વિખરાઇ ગયાં. માત્ર સોળ કળામાં પ્રકાશતો ચંદ્ર શાહની અંધારી હૃદય ગુહાને સંપૂર્ણ પ્રકાશિત કરી રહ્યો. તેમણે મન-

માંજ કહ્યું: " અહો ! તેનામાં એટલા બધા ગુણ છે ? હું મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ." મહારાણીને કહ્યું: " આવતી કાલે તમારી પ્રાર્થના પૂર્ણ કરી શકીશ નહિ. બે ચાર દિવસ પછી તે ઉપર વિચાર કરીશ."

" હૃદયેશ્વર ! જહાંપનાહ ! આ અપમાનથી ત્હેની છાતી ફાટી જશે ! સર્વને આમંત્રણ મળશે અને આનંદ ઉત્સવ ભોગવશે જ્યારે તે જાણશે કે ઉત્સવમાં તેની કોઇએ ખબર લીધી નહિ ત્યારે તે અપમાનને ખાતર મેહેર વિષ ખાશે !"

જહાંગીરે એ વાતનો કશો ઉત્તર આપ્યો નહિ. તેમના હૃદયમાં વિંછીના ડંખ વાગવા જેવી જ્વાળા ઉત્પન્ન થઇ હતી. તે જ્વાળાથી શાહ આકુળ વ્યાકુળ થઇ ઉઠયા હતા. એ સમયે દિલ્હીશ્વરીની સહાયતા તેમને જાણે સારી લાગી નહિ. તે એકાએક ઉઠી ઉભા થઇ બોલ્યા: " પરમ દિવસે સ્હવારે એનો ઉત્તર આપીશ. આજે ઘણું કામ છે."

ઉતાવળે પગલે શાહ દિવાનખાનું છોડી ગયા. જોધાબાઇએ બાદશાહની સ્થિતિ જોઇ જાણી લીધું કે: " ઔષધનો ગુણ લાગ્યો છે!"

---

## નવમ પરિચ્છેદ.

---

આગ્રાથી થોડે વેગળે, વૃક્ષલતાથી આચ્છાદિત થયેલી એક ભાંગેલી મસ્જિદ્ છે. તેમાં અનેક દિવસથી સલિમશાહ નામક એક વૃદ્ધ ફકિર નિવાસ કરતો હતો. લોકો જાણતા હતા કે સલિમશાહ સર્વજ્ઞ છે-ત્રિકાળજ્ઞાનિ છે. પરંતુ તે સ્થાન ભયંકર જંગલવાળુ હોવાથી અને ત્યાં ભૂત પ્રેતનો નિવાસ છે એવી લોકવાયકા હોવાથી, દિવસે સુદ્ધાં ત્યાં જવાનું કોઇ સાહસ કરી શકતું નહિ.

સલિમશાહ, અકબરશાહની સભામાં પ્રસંગોપાત આવ જા કરતા હતા. તેમના મૃત્યુ પછી, કોઇએ ફકિરને રાજમહેલમાં પ્રવેશ કરતા જોયા નહોતા. તે મુસલમાન ફકિર હોવા છતાં હિંદુ જ્યોતિષમાં વિશેષ કુશળ હતા.

એક ઝાંખા દીપકના પ્રકાશમાં બેસી વૃદ્ધ ફકિર, એક ચિત્તે, સફેદા વડે

કંઇક આંકડા ગણે છે, અને એક પાતળા શરીરની, પરમરૂપસુંદરી તેમના સ્હામે જોઇ રહી છે. દીપકનો ઝાંખો પ્રકાશ તેના પ્રફુલ્લ સુંદર મુખ ઉપર પડવાથી તે અતિ સુંદર દેખાતું હતુ. જાણે તેના મુખના પ્રકાશ આગળ દીપક ઝાંખો પડયો હોય એવો ભાસ થતો હતો.

ફકિરે મુખ ઉંચું કર્યું. રમણીએ કોકિલ કણ્ઠે પ્રશ્ન કર્યો: "શુ જણાય છે પ્રભુ ?"

ફકીરે કહ્યું: "બેટા ! ત્હારી ઇચ્છા પરિપૂર્ણ થશે નહિ."

"દિલ્લીનુ સિંહાસન ત્યારે મારે માટે નથી ?"

"ના."

"શા માટે નહિ ?"

"એક બીજી સૌભાગ્યવતી ત્હારા ભાગ્યની આડે આવી છે. તે દૂર ના થાય તો—"

"તેને જડમૂળથી ઉખેડી નાંખીશ."

"અસમ્ભવિત. તેમ કરીશ નહિ. નારી હત્યા મહાપાપ. ત્હારૂં શુ બળ છે કે અદ્રષ્ટ–લેખનું તું ખંડન કરી શકે ?"

"ત્યારે શું થશે પ્રભુ ? મ્હારૂં ભાવી કેવું છે પ્રભુ ? હ્રદયમાં પ્રચંડ જ્વાળા ઉઠી રહી છે !"

"પરિણામ સાંભળીશ નહિ. ભય પામશે."

"જો ભય પામત તો, દિલ્લીશ્વરની પ્રિયતમા બેગમ થઇને આપની પાસે આવત નહિ. ભવિષ્યમાં શું છે તે સ્પષ્ટ રીતે કહો."

"ત્હારા અદ્રષ્ટમાં આપઘાત લખ્યો છે. કાં તો ઝેર કે કાં તો તિક્ષ્ણ ધારવાળી છરી વડે ત્હારૂં જીવન નષ્ટ થશે."

રમણીનાં રૂંવાડે રૂંવાડાં ઉભાં થઇ ઉઠયાં ! તેના શરીરમાં વિજળિક પ્રવાહ વહેવા લાગ્યો. એક નહિ જણાય તેવા દુઃખને લીધે તેના પ્રાણ, પૃથ્વીમાં વહેતા મહાન ઉષ્ણ ધાતુના પ્રવાહની પેઠે જ્વાળામય થઇ ઉઠયા. સત્વર ઉઠી ઉભી થઇ. તેણે કહ્યું: "ચરણમાં નમન કરૂં છું. આજ્ઞા આપો."

ફકિરે કહ્યું "એકલી જશે બેટા ! રાત્રિ બે પ્રહર વીતિ ગઇ છે."

" કંઇ ભય નથી. પણે મ્યાનો તૈયાર છે. "

" નહિ તો હું સાથે આવું. "

" કંઇ જરૂર નથી. "

તે રમણી એકલીજ ચાલી ગઇ. સ્હામે આડાઅવળો, જન શૂન્ય, અંધકારવાળો વિશાળ માર્ગ હતો. એ સમયે કોઇએ પાછળથી તેના લુગડાનો છેડો ખેંચ્યો અને મૃદુસ્વરે કહ્યું: " પ્યારી બેગમ ! "

રમણીએ પાછું વળીને જોયું તો સ્હામું, શરીર ઉપર વસ્ત્ર ઢાંકેલી કોઈ મનુષ્ય મૂર્તિ જણાઇ. કમ્પતે અવાજે પૂછયું: " તમે કોણ છો ? શા માટે મ્હારો માર્ગ રોકો છો ? "

" પ્યારી બેગમ, હું ત્હમારો શત્રુ નથી. મ્હને મિત્ર જાણજો. આટલી રાત્રે ક્યાં ગયાં'તાં ? "

" તે જાણીને ત્હમારે શું કામ છે ? "

" કંઇક કામ છે. કામ ના હોત તો તમને પૂછત નહિ. સલિમશાહ ફકિર આપના ઉપર જે ઉપકાર કરી શકયો નથી તે હું કરીશ. તમારા માર્ગનો કાંટો ઉખેડી નાંખીશ. "

પ્યારી બેગમને આશ્ચર્ય થયું. આવી વિપદ્‌માં તે કદી પણ પડી નહોતી. સાહસ પૂર્વક કહ્યું: " અજાણ્યા મુસાફરનો વિશ્વાસ કરી શકાય નહિ. રાજમાર્ગ ઉપર ઉભા રહી બધી વાતો થઇ શકે નહિ. મ્હારી સાથે ચાલો. "

" કદાચ તમે મ્હને પકડાવી દો તો ? નહિ, પ્યારી બેગમ તેમ થશે નહિ. જૂવો, ઉપર અનન્ત નીલ આકાશ છે, અને તેના ઉપર એક અન્તર્યામી છે. તેને નામે આપણે બન્ને પ્રતિજ્ઞા કરીએ કે કોઇએ કોઇનું અનિષ્ટ કરવું નહિ ! "

પ્યારીએ વિચાર્યું: " એવી પ્રતિજ્ઞા કરવામાં દોષ શો ? " તેણે કહ્યું: " ઠીક, પ્રતિજ્ઞા કરી. ત્હમારી શી ઇચ્છા છે ? "

" પ્યારી, યાદ છે કે ? તમે જે સમયે મેહેરૂન્નિસાને મળવા વર્દ્ધમાન ગયાં હતાં તે સમયે, વૃદ્ધ સેનાપતિ રહમતની આજ્ઞાથી, તમને વર્દ્ધમાન સુધી કોણ પહોંચાડી આવ્યું હતું ? "

"હા, યાદ છે. રૂસ્તમઅલિ સેનાપતિ. પરંતુ તે તો મરણ પામ્યા છે એવું સાંભળ્યું હતું ને ?"

"રૂસ્તમઅલિ મર્યો નથી બેગમ સાહેબ ! તે તો તમારા સ્હામે ઉભો છે." એમ કહી તેણે ઓઢેલું વસ્ત્ર વેગળું કર્યું.

એ જોતાંજ પ્યારી બેગમનુ શરીર કમ્પાયમાન થયું. જુની મસ્જિદમાં ભૂત પ્રેત રહેવાની વાત તેના મન ઉપર તાજી થઇ. તે મનમાં ને મનમાં નબીઓનાં પવિત્ર નામ ભણુવા લાગી.

રૂસ્તમે કહ્યું: "પ્યારિ ! હું મર્યો નથી. જેના હૃદયમાં પ્રેમ છે, તે મરતો નથી. રહમતે મ્હને કેદખાનામાં નાંખ્યો હતો. ત્યાંથી ન્હાસી જઇને હું ગુપ્ત વેશમાં ફરૂં છું. મરણુના સમાચાર મ્હેં પોતેજ ફેલાવ્યા છે. જેના હૃદયમાં આશા છે તે મરે કેમ પ્યારિ !"

"તમારે શુ જોઇએ છે રૂસ્તમ ! હવે તમારો વિશ્વાસ કરી શકીશ."

"શુ જોઇએ છે ? જેને માટે પળે પળે બળી મરૂં છુ, જેને માટે માન આબરૂ સર્વ ખોયું છે, જેને માટે માર્ગમા ચોરની પેઠે ભટકતો ફરૂં છું, જેને માટે પ્રજા જનમા મ્હોડુ બતાવી શકતો નથી; તે જોઇએ છે. જે તમારો શત્રુ છે તે જોઇએ છે."

"તે કોણ ?"

"મેહેરૂન્નિસા."

"સત્યાનાશની વાત ! રૂસ્તમ તમે નક્કી ગાંડા થયા છો. તમને સન્નિપાત થયો છે. તમે બોલો છો શું ? રૂસ્તમ, ત્હમારી વાતનું રહસ્ય સમજી શકતી નથી. એ કામ મ્હારાથી શી રીતે બનશે ? હું શું કરી શકીશ ?"

"ત્હમે સહાયતા કરો પ્યારી ! પછી જો જો મ્હને શું થયું છે તે ? તમે હજુ પ્રેમરસ ચાખ્યો નથી, હજુ તમે કોઇને ખાતર દિવાનાં થયાં નથી, હજુ તમે કોઇનો પ્રેમ અનુભવ્યો નથી એટલે સ્નેહનો મર્મ તમે શુ જાણો ! તમે ધન–રત્નને ચ્હાઓ છો, તેથીજ આવી ભયંકર રાત્રે, અસાધ્ય કર્મ કરવા તૈયાર થયાં છો. હું તે રમણી રત્નને ચ્હાઉં છું, તેને માટે એક

મહાન અસાધ્ય કામ કરીશ. તમે મ્હને કિલ્લામાં લઇ જાઓ. તેનો મહેલ બતાવી દો. હું તમારે માટે પ્રાણ વિસર્જન કરીશ."

પ્યારી બેગમે મનમાં ને મનમાંજ એક નવો સંકલ્પ કર્યો. તે સંકલ્પ સિદ્ધ કરવા માટે દુરાચારી રૂસ્તમનીજ સહાયતા લેવાનું ધાર્યું. કાલે સ્હવારે જગતની દ્રષ્ટિયે, જો મેહેરૂન્નિસા કલંકિત ઠરે તો તેનો માર્ગ સ્વચ્છ થઇ જાય. એવું વિચારી તેણે કહ્યું: "ધારો કે તમને કિલ્લામાં પ્રવેશ કરાવ્યો તો પછી તમે શું કરશો?"

"હું તેને એક વખત જોઇશ. આ જૂવો, મ્હારે હાથે રોપેલા એક ગુલાબનો ગુચ્છ બનાવી તેને પ્રેમની ભેટ આપવા જાઉં છું. તેને એક વખત જોઇને પાછો ફરીશ. ત્યાર પછી જે દિશામાં નેત્રો જશે તે દિશામાં ચાલ્યો જઇશ."

પ્યારી બેગમે કહ્યું: "મ્હારી સાથે આવો. પરંતુ આ ફકિરના વેશમાંજ આવજો."

રૂસ્તમે કહ્યું: "હું સલિમશાહનો શિષ્ય કહેવાઉં છું. જો પકડાઇ જઇશ તો ફકિરને નામે ગુન્હો ઉડાવી દઇશ!"

પ્યારીએ ધાર્યું કે યુક્તિ સારી છે. બન્ને જણ અંધકારનો ગંજાવર ઢગલો મંથન કરતાં ગુપચુપ આગળ ચાલ્યાં.

નજીકમાં એક અમીર મસ્જિદ બંધાવતો હતો. પથરના કેટલાક ઢગલા ત્યાં પડયા હતા. ચતુષ્કોણ, ત્રિકોણ સમચતુષ્કોણ પત્થર ઘણા ભારે હતા. પ્યારીએ કહ્યું: "રૂસ્તમ! એક વખત ઉભા રહો. તમારા હાથમાં કેટલી શક્તિ છે!"

રૂસ્તમ આશ્ચર્ય પામ્યો. તેના કહેવાનો ભાવાર્થ નહિ સમજ્યાથી પૂછ્યું: "અનેક દિવસથી સિપાહીની નોકરી છોડી દીધી છે. તેથી હાલ કહી શકાય નહિ."

"આ મ્હોટો પત્થર ખસેડો."

રૂસ્તમે તેમ કર્યું.

પ્યારીએ કહ્યું: "કિલ્લામાં પેસતાં પહેલાં એક પ્રતિજ્ઞા કરો. તમે

પાછા આવશો તે વખતે હું તમારો માર્ગ સાફ કરી રાખીશ. ત્હમે મેહેરુન્નિસાને લઇને આજ રાત્રેજ બહાર નિકળી આવજો. એક રમણીનો ભાર આ મ્હોટા પત્થર કરતાં વિશેષ નથી. વળી તમે તો તેને ચ્હાઓ છો."

રૂસ્તમે કહ્યું: "ત્હમારી ઇચ્છા જાણી શકયો છું તમે તેને કલંકિની બનાવી તમારો માર્ગ સાફ કરવા માગો છો. પરંતુ પ્યારી! હું તેને ચ્હાઉં છું. તેના ઉપર મ્હારો પ્રેમ છે. પ્રેમીને દુઃખ આપવું એ પ્રેમનો ધર્મ નથી. મ્હારા કલેજાના કટકે કટકા થતાં પણ જો તેને સુખ મળતુ હશે તો તેમ કરવા તૈયાર થઇશ. પ્રેમનો ખરો ધર્મ એજ છે કે પ્રેમીને સુખ આપવું. હું તેનુ સર્વ નાશ કરી શકીશ નહિ."

પ્યારી બેગમને ક્રોધ ચ્હડયો. તેણે રાતાં નેત્રે કહ્યુ: "બસ, ત્યારે અહિંજ રહો. કિલ્લામાં જઇ શકશો નહિ."

સ્હામે રાતા પત્થરનો વિશાળ દરવાજો હતો એજ કિલ્લામા પેસવાનો મુખ્ય દરવાજો છે. હવે વિચાર કરવાનો સમય નહોતો. રૂસ્તમે મનમાંજ વિચાર્યું: "એક તરફ વિરહ, બીજી તરફ મિલન; એક તરફ બેહેસ્ત, બીજી તરફ જહન્નમ્, એક તરફ પવિત્ર નબીઓ, બીજી તરફ દુરાચારી શયતાન?" તેણે શયતાનનું દાસત્વ સ્વીકાર્યું. પ્યારી બેગમના કહેવા પ્રમાણે મેહેરને કલંકિત કરવાનું દુરાચારીએ કબુલ્યુ!

હવે કિલ્લામાં પ્રવેશ કરતાં તેને કોણ રોકે તેમ હતું?

## દશમ પરિચ્છેદ.

રાત્રિ વીત્તતાંજ આગ્રા આનંદ ઉત્સવમાં નિમગ્ન થશે. બેગમ મહેલમાં કોલાહલ મચી રહ્યો છે. પેશવાજ પહેરવાથી કોને સારો દેખાશે, કયો અલંકાર કયાં પહેરવાથી સૌંદર્ય દીપી નિકળશે, રૂપને કેવી રીતે માજી, ઘસી સાફ કરવું? એવી એવી અનેક ચિન્તાઓને લીધે રંગમહેલની રૂપસુંદરીઓનું ચિત્ત ભ્રમિત થયું હતું. દરિદ્રો, ઇચ્છાનુસાર દ્રવ્ય મેળવવાની આશામાં, અમીર ઉમરાવો ચઢતિ પદવી મેળવવાની અને ખેતાબ

આશામાં પ્રફુલ્લિત થઇ રહ્યા હતા. તે સુખી રાત્રિએ અનેક મનુષ્યો સુખનાં સ્વપ્ન જોઇ રહ્યાં હતાં.

આદર નથી, આમંત્રણ નથી, આહ્વાન નથી, અભિમાનિની મેહેર અનાદરથી પોતાની સુખ શય્યામા સુતી છે. ઓરડામાં ઝાંખો દીપક બળે છે. દીપકના ઝાખા પ્રકાશમા તેનુ સુદર પણ ચિન્તાગ્રસ્ત, ફિક્કું મુખ ઉલટું સુંદરજ જણાતું હતું.

ઓરડાના દ્વાર ઉઘાડાં જોઇને, પાપીષ્ટ રૂસ્તમે, ધીમે ધીમે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે જે જોયું તેથી સર્વ ભૂલ્યો, ડૂબ્યો, દિવાનો બન્યો, મર્યો! તે એક વખત આગળ ચાલતો અને દશ વખત પાછળ હઠતો. તેને જોવા છતાં જોવાની આશા મટતી નહોતી. રૂપનાં તરસ્યાં નેત્ર પલક પણ મારતાં નહિ. તેને વારંવાર જોવા છતાં પ્રાણ તૃપ્ત થતા નહિ. અહા! મેહેર કેટલી બધી સુંદર! જન્મ પર્યંત તેને જોવા છતા તૃપ્તિ થાય એમ નથી!

રૂસ્તમના હાથમાં ગુલાબનાં પુષ્પની કળીઓનો ગુચ્છ હતો. તે જાણે એક દિવાનાના નિર્બળ હૃદયમાંથી નિકળેલી દુષ્ટ વાસનાની પ્રેમી ભેટ હતી! રૂસ્તમને ઇચ્છા થઇ કેઃ તેની સાથે કંઇક વાતચિત કરવી. પરંતુ કોઇ જાણે ત્હેનું ગળું દબાવી દઇ કહેતુ હોય કે "છટ્ છટ્! તેની નિદ્રા ભંગ કરીશ નહિ. તેને ઇચ્છા થતી કે મેહેરના કોમળ અંગનો સ્પર્શ કરી સુખી થાઉં." પરંતુ કોઇ જાણે તેના હાથ વિજળિક શક્તિ વડે પકડી રાખતું! તેના ખિલેલા ગુલાબના પુષ્પ જેવા, સુંદર મનોહર ગાલ ઉપર પ્રેમનું ચિહ્ન સ્વરૂપ એક ચુંબન રેખા આંકવાની ઇચ્છા થઇ, પરંતુ કોઇએ જાણે તેના કાનમાં કહ્યુંઃ "છટ્ છટ્ પાપીષ્ઠ! એટલું બધું સાહસ કરીશ નહિ!"

ગુલાબનો ગુચ્છ લઇને રૂસ્તમે ધીમે ધીમે મેહેરની શય્યા પાસે મૂકયો, અને એકી ટસે તેનું સુંદર, મોહિની રૂપ જોવા લાગ્યો. પળે પળે તેનું પાપી હૃદય, દુષ્ટ વાસના પૂર્ણ કરવા આન્દોલિત થઇ ઉઠતું. તેની નસેનસમાં જાણે વિજળિક પ્રવાહ વેહેવા લાગ્યો. લોહીના ધબકારામાંથી "પ્યારી, મેહેર, પ્યારી મેહેર." એવા શબ્દો તેને સભળાવા લાગ્યા. પ્યારી બેગમે તેને જે કહ્યું હતુ તે કામ કરી શકયો નહિ. નિદ્રાવસ્થ થયેલું મેહેરનું

શરીર ઉપાડી લઇ જવાની વાત તો વેગળે રહી પણ તે તેના શરીરને સ્પર્શ સુદ્ધાં કરી શક્યો નહિ ! જાણે કોઇએ તેના નેત્ર સ્હામુ નરકનો પડદો ઉઘાડી નાંખ્યો. તે ભયંકર દ્રષ્ય જોઇ જાણે તે પાપીષ્ઠ કમ્પાયમાન થઇ ઉઠયો !

સમય નથી! હવે ઢીલ કરવાથી તેનુજ મરણ આવી પહોંચે એમ હતું. પ્યારી બેગમ ઘણો વખત સુધી તેની વાટ જૂવે તેમ નહોતું. ઘણી મુશીબતે આકાંક્ષા પૂર્ણ, અતૃપ્ત હૃદયે, રૂસ્તમ પાછો ફર્યો. તેના હૃદયમાં અગ્નિ ભડકવા લાગ્યો. તેણે પ્યારી બેગમની પાપી માંગણીને લાત મારી! ગળગળે કણ્ઠે બોલ્યોઃ પ્યારી! સત્યાનાશિની ! ત્હારી માંગણીને લાત મારૂં છું. મ્હારી મેહેર, મ્હારી જાન, આટલી બધી પવિત્ર, આટલી બધી સુંદર, જેને હું કેટલો બધો ચ્હાઉં છું, તેનું સર્વનાશ કરૂં ! છટ્ છટ્ ! પ્યારી મેહેર ! મ્હારા કલેજા ! હમેશાં ત્હારી પ્રેમી મૂર્તિ મ્હારા કલેજાપર કોતરી રાખીશ, પણ ત્હને કલંકિત કરીશ નહિ. બેહેસ્તની હુરી ! હું જીવન પર્યંત ઝુરી ઝુરીને વિરહાગ્નિમાં બળી મરીશ. ક્ષણે ક્ષણે બળી મરીશ. પરંતુ શયતાનજાદી પ્યારી બેગમની વાત સાંભળીશ નહિ !"

ગાંડાના જેવો રૂસ્તમ મેહેરનું નિદ્રામાં ઘેરાયલું સુંદર મુખ જોતો જોતો ઓરડામાંથી બહાર નિકળી ગયો.

* * * *

બહાર નિકળતાંજ સ્હામું જોયું તો દ્વાર આગળ કોઇને ઉભેલુ દીઠું. તેણે ધાર્યું કે તે પ્યારી બેગમ હશે તેથી તેણે કહ્યુંઃ "પ્યારી ! વિલમ્બ થયો છે. ક્ષમા કરજો. હું તમને મદદ કરી શકાશ નહિ."

પ્યારી બેગમને જે વાત કહી તેનો રૂસ્તમને ઉત્તર મળ્યો નહિ. ગાઢ અંધકારમાં રૂસ્તમે બરોબર જોયું તો જણાયું કે તે પ્યારી બેગમ નથી. પ્યારી બેગમ ઠીંગણી છે, આ ઉચ્ચ છે. તે રમણી છે, આ પુરૂષ છે. રૂસ્તમ ભયને લીધે કમ્પી ઉઠયો.

દ્વારમાં ઉભેલા પુરૂષે પ્રશ્ન કર્યોઃ "તમે કોણ છો ?"

રૂસ્તમે પૂછ્યુંઃ "તમે કોણ છો ?"

એનો ઉત્તર નહિ દેતાં અજાણ્યો પુરૂષ આગળ ધસ્યો અને સખ્ત

મુઠીમાં રૂસ્તમનો હાથ પકડી કહ્યું: "પાપીષ્ઠ! શયતાન! આટલી રાત્રે મેહેરૂન્નિસાના ઓરડામાં શા માટે ગયો'તો?"

સત્યાનાશ! તે સ્વર-ને મૂર્તિ હતભાગી રૂસ્તમ ઓળખતો હતો. તેણે જાણ્યું કે મૃત્યુ સ્હામેજ આવી પહોંચ્યુ છે. તેણે કમ્પતાં કહ્યું: "જહાંપનાહ! જગતના બાદશાહ! શહેનશાહ! મ્હારો વધ કરો. હું અતિ પાપીષ્ઠ છું વિશ્વાસઘાતક છુ!"

તે ગુપ્ત વેશધારી પુરૂષ બીજો કોઇજ નહિ પણ સ્વયં દિલ્લીશ્વર હતા. દિલ્લીશ્વરે અનેક વિચારો કર્યા પછી મધ્ય રાત્રે, ગુપ્ત રીતે મેહેરૂન્નિસાને આમત્રણ આપવા-મનાવવા-જતા હતા. તેમણે જોયુ કે તેના ઓરડાનાં બારણાં ઉઘાડાં છે. કોઇ ફકિર જેવા પુરૂષને મેહેરૂન્નિસાની શય્યા પાસે ઉભેલો જોતાંજ સ્તબ્ધ થઇ તેઓ તેનાં કૃત્ય જોતા ઉભા હતા. ફકિર જ્યારે ઓરડામાંથી બહાર નિકળ્યો ત્યારે શાહ બારણાં આગળ ઉભા હતા. મહેલમાં જવા આવવા માટે તે માર્ગ સિવાય અન્ય માર્ગ નહોતો.

જહાંગીરે ગંભીર સ્વરે કહ્યું: "રૂસ્તમ! તું પાપીષ્ઠ છે! શયતાન કરતાં પણ અધમ છે! જે મહેલમા એક માખી પણ પ્રવેશ કરી શકે નહિ, તે સ્થળે તેં કોની સહાયતાથી પ્રવેશ કર્યો? પ્યારી બેગમનું નામ શા માટે બોલતો હતો?"

રૂસ્તમે ઉત્તર દીધો નહિ. થરથર કમ્પવા લાગ્યો. બાદશાહે તેનો હાથ છોડતાં કહ્યું: "રૂસ્તમ! ત્હને યોગ્ય જાણીને અને ત્હારા મૃત પિતાના ગુણના સ્મરણાર્થે, ન્હાની વય છતાં ત્હને ઉચ્ચ પદ્દી આપી હતી. તેં તેનો સારી પેઠે દુરૂપયોગ કર્યો છે. જે મ્હારૂં હૃદયનું ઇચ્છિત ધન, જેનાં દર્શન કરવાને હું સાહસ કરી શકતો નથી તે મેહેરૂન્નિસાનો પવિત્ર ઓરડો ત્હારા પાપીષ્ઠ પગથી કલંકિત થયો છે! ત્હેનો પવિત્ર દેહ, ત્હારા અપવિત્ર હાથના સ્પર્શથી—"

રૂસ્તમે ઉત્તેજિત કણ્ઠે કહ્યું: "પ્રભુ! દિલ્લીશ્વર! મ્હારા કહેવા ઉપર વિશ્વાસ રાખશો? મેહેરના પવિત્ર દેહનો સ્પર્શ કરવાનું મ્હારા જેવા અધમને માટે અસંભવિતજ. પરંતુ નજરે જોવામાં કઇ પાપ છે ખરૂં?"

"સત્ય કહે. ત્હને મેહેલમાં આવવા કોણે સહાયતા કરી?"

રૂસ્તમ કમ્પિત શરીરે નીચે બેસી ગયો. અશ્રુ પૂર્ણ નેત્રે બોલ્યો: "દુનિયાના માલિક! જે દણ્ડ આપવો હોય તે મને ફરમાવો. હું વિશેષ કહી શકીશ નહિ. આપની કમ્મરે લટકતી તરવાર વડે હમણાંજ મ્હારા બે કટકા કરી નાંખો!"

"મૃત્યુ એ તો ત્હારે માટે ઘણો ઓછો દંડ થઇ પડશે. ત્હને જીવતો દટાવી ત્હારૂં શરીર કૂતરાંને ખવડાવી દઇશ. ત્હારૂં પાપી શરીર અગ્નિમાં અર્ધું બાળી, ધોરી રસ્તા પર ફેંકાવી દઇશ."

રૂસ્તમે મૃત્યુને સન્મુખ જોઇ શુષ્ક કણ્ઠે કહ્યું: "તે પણ સહન કરીશ જહાંપનાહ! પરંતુ વિશ્વાસઘાતક થઇશ નહિ. એક વખત વિશ્વાસઘાત કર્યો છે એમ જાણી વારંવાર તેમ કરીશ નહિ."

જહાંગીરશાહે કઠોર અવાજે કહ્યું: "કોણ છે રે?"

બે જાડા શરીરવાળા પહેરેગીરોએ આવી સલામ કરી. બાદશાહે આજ્ઞા ફરમાવી: "આ હતભાગીને લોઢાની બેડીઓ પહેરાવી, કેદખાનામાં નાંખી દો. ન્યાય પછીથી થશે."

રૂસ્તમે રડતાં રડતાં કહ્યું: "પ્રભુ! આપની શિક્ષા માથે ચ્હડાવું છું. મૃત્યુ ઓસિકે છે. અસત્ય બોલીશ નહિ. માથા ઉપર જગતનો બાદશાહ બધું જોઇ રહ્યો છે. મેહેરૂન્નિસા પવિત્ર છે, નિષ્કલંક છે, ખુદા સાક્ષી છે."

રૂસ્તમને પહેરેગીરોએ કેદખાનામાં પૂરી દીધો. હાથે પગે લોઢાની બેડીઓ પહેરાવી દીધી. બાદશાહ મેહેરના ઓરડામાં ગયા નહિ.

---

## એકાદશ પરિચ્છેદ.

કોઇના દિવસો સુખમાં જાય છે, ને કોઇના દુ:ખમાં જાય છે. જેના સુખમાં જાય છે તે એમજ સમજે છે કે ચિરકાલ આવાજ દિવસો વીતશે. જેના દુ:ખમાં જાય છે તે એવોજ વિચાર કરે છે કે: હવે કદી સુખના દિવસો આવશે નહિ. પરંતુ દિવસો કોઇના બંધાયેલા નથી!

બાદશાહના જન્મોત્સવને દિવસે, તે દિવસના પ્રાતઃકાળે, આનંદ સહિત આગ્રાના રાજમેહેલમાં દર્શન દીધાં હતાં. હવે તે દિવસ ચાલ્યો ગયો છે! બાદશાહનો જન્મ દિવસ હોવા છતાં તે એક દિવસ પણ વધારે ટક્યો નહિ! બાદશાહની સર્વ ઉપર સત્તા ચાલે છે પણ તેના ઉપર સત્તા ચાલતી નથી! તે દિવસે સમગ્ર નગરીની, વિચિત્ર ધજાપતાકા વડે સુશોભિત થયેલી વિચિત્રતા હજુ પણ શોભા આપતી હતી. એ સુખનો દિવસ, માત્ર બે પ્રાણીઓએ દુઃખમાં વીતાડયો હતો. સર્વને મહાન આનંદ થયો હતો, ત્યારે તે બે જણને માત્ર શોકમાં સમય ગાળવો પડયો હતો. તે બેમાંથી એક જેના જન્મોત્સવથી એટલો બધો આનંદ થયો હતો તે દિલ્લીશ્વર તથા બીજી અપમાન પામેલી, અણમાનિતી થયેલી, નિરાશાના ઉંડા ખાડામાં પડેલી અભાગિની મેહેરૂન્નિસા હતી!

રાત્રિ એક પ્રહર વીતિ ગઇ છે. મેહેર પોતાના ઓરડામાં બેઠી બેઠી દિલગીર ચ્હેરે વિચાર કરે છે: "બસ, હવે થઇ ચૂક્યું એમ સમજાય છે. આનંદને દિવસે એમણે સર્વને સુખી કર્યા અને મ્હેં એમનું શુ બગાડ્યું હતું? અપમાન અને તિરસ્કાર પામેલી બંદિની પેઠે દિવસો વિતાડતાં હૃદય ભડભડાટ બળે છે મોતી–મ્હારી પ્રિય સખી મોતી, તે પણ એક વખત આવી નહિ. હાય અદ્રષ્ટ!"

"જે જીવન શૂન્યવત્ છે તે હવે ધારણ કરવાનું કારણ શું? જીવન પર્યંત હૃદયમાં અગ્નિ જ્વાળા ભરી રાખવા કરતાં તેને ઓલવી નાંખવી એ શું યોગ્ય નથી? આશા, ભરોંસો, પ્રેમ, સૌભાગ્ય, અને માન; સર્વ ગયું છે. હવે મ્હારો જીવન દીપક આજેજ ઓલવી નાંખીશ. મોતીએ તો કહ્યું છે કે: "અપમાન મળે તો વિષ ક્યાં જતું રહ્યું છે?"

મેહેરે ગદ્ગદ્ કણ્ઠે આકાશ તરફ દ્રષ્ટિ રાખી. તેના ફિક્કા ગાલ ઉપર આંસુની ધારા ચાલી રહી હતી. હૃદયમાં મર્મભેદક દીર્ઘ શ્વાસ ચાલે છે, પ્રાણમાં અનન્ત દુઃખ થાય છે, જીવનમાં નિરાશા છવાઇ રહી છે, અને સ્હામું ઝેરનો પ્યાલો પડયો છે! મેહેરે વિચાર્યું: "આજે સર્વ શાંત નિદ્રામાં સૂતાં છે. બાંદીઓને આનંદ કરવા રજા આપી છે. આજના જેવો સારો

લાગ પુનઃ ક્યારે મળશે ? બસ, આજેજ મરીશ. હે જગદીશ્વર ! હે દયામય ! હે નોધારાના આધાર ! હે દીનબંધુ ! તમે સાક્ષી છો. હવે આ અતિશય દુઃખ વેઠાતું નથી. હવે આ તિરસ્કાર પામેલી જીંદગી મ્હને સારી લાગતી નથી. ત્હમે ક્યાં છો હૃદયેશ્વર ? પ્યારા ! વ્હાલા ! અતિ પ્રેમથી હૃદય ઉપર રાખતા હતા, એક પળ પણ મ્હારાથી વિખૂટા થતા નહિ, આજ ત્હમારી કક્ષ પાસે સુઇને, સુખી-આનંદી વર્દ્ધમાનમાં મરણ પામી શકી નહિ એટલુંજ દુઃખ થાય છે ? દુનિયાના બાદશાહ, અસીમ શક્તિવાન ! ધન્ય તમારૂં મનુષ્યત્વ !"

સ્હામું ઝેરનો પ્યાલો પડયો છે. એક વખત પીવાથી બધી આશા શાંત થશે, બધાં દુઃખ નાશ પામશે, અવિચળ શાંત મળશે. મેહેરને એજ કામ વ્હાલું લાગ્યું. શાન્તિ મેળવવાનો લોભ તે ભૂલી શકી નહિ. ત્હેણે ધીમે ધીમે પ્યાલો હોઠે અડકાડયો. તીવ્ર ઝેરનો એક ઘુંટડો તેના ગળામાં ગયો. તેનું માથું ફરવા લાગ્યું. એ સમયે એકાએક કોઇ મનુષ્યે દોડી આવી મેહેરના હાથમાંના પ્યાલાને ઝડપ મારી વેગળે ફેંકી દીધો !

મેહેરને હજુ ચૈતન્ય હતું. તેણે જોયું કે પ્યાલો ઢોળાવી દેનાર તેની પ્રિય સગી મોતી બીબી હતી મોતી, મેહેરને ગળે વળગી રડતાં રડતાં બોલીઃ " બ્હેન ! શુ કરતી હતી ? શા માટે સત્યાનાશ વાળતી હતી ? હાય ! હું અભાગિની જરા વહેલી આવી હોત તો સારૂ થાત ! "

મેહેરે કહ્યુંઃ " બ્હેન ! હવે બસ થયું. ત્હારા ખોળામાં માથું રાખી મરણ પામીશ એટલુંજ બસ છે. એ આનન્દ કંઇ જેવો તેવો નથી. તું કાલે આવવાની હતી. જો વહેલી આવી હોત—"

મોતીએ ઉત્તર દીધોઃ " દૈવેચ્છાથી અવાયું નહિ. રાજાનું શરીર બગડયું છે. હવે ઉપાય શો ? હકીમ બોલાવું છું. "

મેહેરના વિશુદ્ધ હોઠ ઉપર નિરાશાનું હાસ્ય આવ્યું. તેણે કહ્યુંઃ "કોને ખબર છે કે કેટલું ઝેર પેટમાં ગયું ? બહુ દુઃખ થાય છે. હકીમ મ્હને શું કરશે ? "

મોતીએ પોતાની દાસીને જોધાબાઇ પાસે મોકલી એ સમાચાર કહાવ્યા. ખબર સાંભળતાંજ દિલ્લીશ્વરી એક વૃદ્ધ હકીમને લઇ મેહેર પાસે આવી પહોચ્યાં.

હકીમ સાહેબે મહેરની નાડી જોઇ કહ્યું: "ભય નથી થોડું વિષ પેટમાં ગયું છે. દવા આપું છું. જરા ઉલટી થઇ એટલે ચૈતન્ય આવશે."

મેહેરનું માથુ મોતી પોતાના ખોળામાં લઇ બેઠી હતી. મહારાણી પોતે દવા વાટવા બેઠાં. દવા ખવડાવી ઉલટી થયા પછી મેહેરનુ શરીર સારૂં થયું. મોતી અને મહારાણી જોધાબાઇએ, મેહેરને ઉંચકી શય્યામાં સુવાડી.

મેહેરને ઉંઘતી જોઈ મહારાણી ત્યાંથી ચાલ્યાં ગયાં. તેમણે કહ્યું હતું કેઃ "હું પાછી આવીશ ખરી પરંતુ મ્હને થોડી થોડી વારે સમાચાર કહાવજો."

× × × × ×

રાત્રિનો દ્વિતીય પ્રહર વીતી ગયો છે. મેહેરનું શરીર ઘણું સુધર્યું છે. તેને પુનઃ ચૈતન્ય આવ્યું છે જાણી મોતીના મુખ ઉપર હાસ્ય ફરકી રહ્યું છે. મોતીએ મેહેરને ગળે આલિંગન દઇ કહ્યું: ' મેહેર જાન, પ્યારી ! શરીરે કેમ છે ? "

" ઘણું સારૂં છે પરંતુ મ્હને બચાવી શા માટે બ્હેન ! મરવાથીજ અતિ શાંતિ થાત. "

" જા, જા, એવું બોલીશ નહિ. મરવું એમાં શી નવાઇની વાત છે ? હું થોડી વાર મોડી આવી હોત તો સત્યાનાશ વળી જાત ! તું સારી થઇ જા, પછી આ પાપી મહેલ હું છોડી જઇશ. હમણાં નિદ્રા લે. "

મેહેરે નેત્રો મિચ્યાં. મોતી તેને પંખા વડે પવન નાખવા લાગી. ગાઢ નિદ્રા આવેલી જોઇ મોતીએ એક બાંદીને ત્યાં બેસાડી પોતે બહારના કઠેરામાં જઇ આમ તેમ ફરવા લાગી.

શાંત મહેલના વિશાળ સ્તંભ ઉપર અષ્ટમીના ચંદ્રનો ઝાંખો પ્રકાશ જણાય છે. ઓટલા અને ઝરૂખું અંધકારમાં ડૂબ્યાં છે. મોતીએ જોયું કેઃ કોઇ એક મનુષ્ય દ્વાર તરફ આવે છે. તે મૂર્તિ પુરૂષની છે. મોતીનું શરીર કમ્પી ઉઠયું. તે દ્વાર પાસેજ ઉભી રહી.

તે મૂર્તિએ પણ આગળ આવીને જોયું કેઃ દ્વાર પાસે એક સ્ત્રી ઉભી છે. જાણે તે દ્વારને અઢેલી ઉભી છે. ઝાખા પ્રકાશમાં મોતી તે પુરૂષને ઓળખી શકી પરંતુ કંઇ બોલી નહિ.

આવનાર પુરૂષ સંકોચાઇ બોલ્યોઃ "તમે કોણ છો? દ્વારથી વેગળાં ખસો."

મોતીએ કઠોર હાસ્ય સહિત કહ્યું: "મ્હને ઓળખી શક્યા નહિ જહાંપનાહ?"

હવે જહાંગીરશાહે તેને ઓળખી. આગ્રહપૂર્વક કહ્યુંઃ "મોતી! મોતી બીબી! આવ્યાં છો કે! ત્હમે અહિ ક્યાંથી?"

"દુનિયામાં જેનું કોઇ નથી તેની સેવા કરવા માટે વિધાતાએ મને આ સ્થળે મોકલી છે. આપનું અહિં શું કામ પડયું છે જહાંપનાહ?"

"મોતી! સાભળ્યું છે કે અપમાનને ખાતર મેહેરે ઝેર ખાધું છે, એ વાત સાચી છે કે?"

"આપે જે સાંભળ્યું છે તે સત્યજ છે જહાંપનાહ! બધું ગયું! આપની કીર્તિમાં ઉલટો વધારો થયો છે?"

"મોતી! હાસ્યનો આ સમય નથી. શું બધું ગયું?"

"આ દાસી દિલ્લીશ્વર સાથે હાસ્ય કરવા યોગ્યજ નથી."

"માર્ગમાંથી ખસી જાઓ. એક વખત તેને જોવાની ઇચ્છા છે. આટલા દિવસ થયા તેને જોઇ નથી. આજે જોઇશ. આટલા દિવસ થયા તેના પ્રત્યે જે અત્યાચાર કર્યો છે તેનું પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો છું. છેલ્લી વખત તેનું સુંદર મુખ જોઇ, જીવન પર્યંત હૃદયમાં વિરહની વિષ જ્વાળા સહન કરવા આવ્યો છું. દ્વારમાંથી ખસી જાઓ મોતી!"

મોતીએ તેમને ઉત્તર દીધો નહિ. મનમાંજ વિચાર કર્યો કે એકદમ વધારે સતાવવામાં સારૂં નથી. આ પ્રેમ જ્વાળા અને આ દર્શનની આકાંક્ષા, આટલા દિવસ ક્યાં હતી? તે જીવતી હતી ત્યારે તેને જોવાની ઇચ્છા થતી નહોતી. આજે તે મરવા બેઠી છે ત્યારે તેને જોવાની પ્રબળ ઇચ્છા કેમ?"

બાદશાહનું હૃદય અધીરૂં થઇ ઉઠયું હતું. ઢીલ પતી તે તેઓ સંહન કરી શકતા નહોતા. તેમના મનમાં થતું કે મોતીને ધક્કો મારી બળપૂર્વક દ્વારમાં પેશી જાઉં: પરંતુ તેમ કરવાથી અસભ્યતા ગણાય!

તેમ છતાં પણ બાદશાહ ઢીલ સહન કરી શકતા નહોતા. જેમ જેમ

ઢીલ થતી તેમ તેમ તેમના હૃદયમાં દર્શન આકાંક્ષા વિશેષ વધતી હતી તે મરણ પામી છે, તે તેમનેજ માટે મરણ પામી છે. જીવન પર્યંતને માટે એક વખત તેનાં દર્શન કરવાં છે તેમાં અટકાવ શા માટે ? વાંધો શા માટે ? આવી દુષ્ટતા શા માટે ? બાદશાહે કઠોર સ્વરે કહ્યું: " મોતી બીબી ! રસ્તો છોડી દો."

મોતી કંઇક વધારે રમુજ જોવાનો લોભ થોભાવી શકી નહિ. હજુ ચંદ્રનો પ્રકાશ તદ્દન બંધ થયો નહોતો. ઝરૂખામાંથી આવતો ચંદ્રનો પ્રકાશ, ઉલટો બાદશાહના મુખ ઉપર પડતો હતો. મોતીએ આશ્ચર્ય સહિત જોયું કે, દિલ્લીશ્વરના નેત્રોમાંથી આંસુ પડે છે. હોઠ કમ્પે છે. મુખ ગુસ્સાથી રાતું થયું છે. મોતી મ્હોડું બંધ કરી હસવા લાગી. તેણે કહ્યું: " જહાંપનાહ ! મ્હારી પ્રિય સખી મેહેર, મૃયુ પહેલાં આગ્રહ કરી ગઇ છે કે: જેના હૃદયમાં તેના ઉપર પ્રેમ નથી એવો પુરૂષ, તેના મૃત દેહને સ્પર્શ કરે નહિ. રમણીના છેલ્લા આગ્રહની આપને કીંમત નથી એ શી રીતે કહી શકું ?"

જહાંગીરશાહ બાળકની પેઠે અધીરા થઇ ઉઠયા હતા, મોતી બીબીની વર્તણુક તેમને બહુ વિસ્મયજનક લાગી ક્રોધે શાહનું આકુળ હૃદય ઘેરી લીધું. તેમણે કહ્યું: " મોતી બીબી ! હજુ પણ દ્વાર છોડો. ખસી જાઓ, નહિ તો હથિઆરની સહાયતાથી માર્ગ કરવો પડશે. હવે વિલંબ સહન થશે નહિ."

મોતી મ્હોટેથી હસી પડી. હજુ પણ તે બેદરકારજ હતી. તેણે કહ્યું: " જહાંપનાહ ! મરવાનો ભય હોત તો દિલ્લીના બાદશાહ સાથે આટલા સાહસથી વાત કરત નહિ. સ્ત્રીઓ મરવાનો ભય રાખતીજ નથી. આપે જોયું ને ? એક સુંદરી કેવી રીતે ચાલી ગઇ ? હું ગળું ધરૂં છું. તીક્ષ્ણ ધારવાળી તરવાર વડે તે વેગળું કરી આપનો માર્ગ મોકળો કરો. પરંતુ હું જીવતી હોઇશ—"

તેનાથી વિશેષ બોલાયું નહિ. બાદશાહની કમ્મરે લટકતી, એક ચળકતી તરવાર મ્યાનમાંથી બહાર નિકળી, ચંદ્રના ઝાંખા પ્રકાશમાં ચળક ચળક થતી હતી. શાહના નેત્રોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. મોતીની

છાતીમાં તરવાર ઘોંચી દેવાને શહેનશાહ આગળ ધસ્યા.

પરંતુ દૈવીઇચ્છાથી મોતી મરી નહિ. કોણ જાણે ક્યાંથી, છૂટા વાળ-વાળી એક રાજરાજેશ્વરીએ આવી, શાહના હાથમાંથી તરવાર ઝુંટવી લીધી. જહાંગીરશાહે પાછું વળીને જોયું તો ત્યાં મહારાણી! ગુસ્સામાંજ કહ્યું: " રાણી! તમે અહિં ક્યાંથી ? "

મહારાણીએ હસતાં હસતાં કહ્યું: " જહાંપનાહ ! પ્રથમ કહો કે આપ અહિં કયાથી ? જે ચાલી ગઇ છે તેને માટે આટલો બધો પ્રેમ શા માટે ? એક દિવસ હતભાગિની મેહેરને માટે આપનાં ચરણ પકડી આગ્રહ કર્યો હતો, તે સમયે આ પ્રેમ કયાં ગયો હતો ? આજે તેનેજ માટે એક નિર્દોષી રમણીનો પ્રાણ નાશ કરવા તૈયાર થયા છો ? "

તે મરણ પામી છે ? અસ્ત પામતા ચંદ્રની ક્ષિણ જ્યોતિ કહે છે કેઃ તે મરણ પામી છે ! રાત્રિનો પવન કહે છે કે તે મરણ પામી છે ! નક્ષત્રના મુકુટવાળી રાત્રિ કહે છે કેઃ તે મરણ પામી છે ! પત્થરની દિવાલોમાં બળતો દીપકનો ઝાંખો પ્રકાશ કહે છે કેઃ તે મરણ પામી છે ! મહારાણી કહે છે કેઃ તે મરણ પામી છે ! મોતી બીબી કહે છે કેઃ તે મરણ પામી છે ! આટલા બધા સાક્ષીઓ અને આટલુ બધું પ્રમાણ હોવાથી બાદશાહ તે વાત ઉપર અવિશ્વાસ કરી શક્યા નહિ.

અનેક દિવસ થયાં બાદશાહે હૃદયમાં સંતાડી રાખેલી સ્મૃત્તિ ઉપરથી કઠોર પડદો ખસી ગયો. યુવાવસ્થામાં જે રૂપના મોહમાં પડયાથી તેના મનનું સુખ ગયું હતું, શયનમાં અને સ્વપ્નમાં તેઓ જે રૂપ ભૂલી શકયા નહોતા, જેને માટે એક દિવસ રાજ્ય સુખ તુચ્છ જાણ્યું હતું, જેને માટે બાદશાહ નિર્દોષ નરરક્ત વડે હાથ રાતા કરવા અચકાયા નહોતા, જેને મેળવવા માટે, આટલું બધુ કષ્ટ વેઠયા છતાં છેવટે જેને અપમાન આપ્યું, જેના ચિન્તાયુક્ત મલિન મુખ તરફ બાદશાહે, આજ એક વરસ થયાં જોયું નહોતું, જે રાજરાણી થવા આવી હતી છતાં જેણે એક બાંદીની પેઠે જીવન વ્યતીત કર્યું, તે આજ તેમનેજ માટે મરણ પામી છે ! મ્હોટું કલંક ! ઘણોજ અત્યાચાર ! એ કલંક તેમના જીવનમાં કદી પણ ભૂલશે નહિ !

તે તો હસતાં હસતાં ચાલી ગઇ છે, પરંતુ શાહ ! અત્યંત નિર્લજ ! તેથીજ તે જીવતી હતી તે વખતે તેને મળવા આવ્યા નહિ, મરણ પછી તેને મળવા આવ્યા છો ! બાદશાહે જોયું કેઃ વિશ્વની સમસ્ત વસ્તુઓ પણ તેમનો તિરસ્કાર કરે છે ! વાયુ કહે છેઃ " દિલ્લીના બાદશાહ, સત્ય-પ્રેમનું રહસ્ય જાણતા નથી." અંધકારમાંથી પુષ્પ કલિકાઓ કહે છે કેઃ " છટ્ છટ્ ! બાદશાહ થયા તેથી શું થયું ? તમારા હૃદયમાં શુદ્ધ-પ્રેમ નહોતો ! ઝાંખો દીપક પ્રકાશ જાણે કઠોર હાસ્ય કરતાં કહે છે કે. " જાઓ, જાઓ, તમે અતિ નિર્લજ છો ! તેથીજ હજુ પણ આ સ્થળે ઉભા છો !" યમુનાનાં કલ કલ સંગીત કરતાં જળ, જાણે વેગળેથી કહે છે કેઃ " ધિક્ છે તમારા પુરૂષત્વને ! ધિક્ છે તમારા બાદશાહ થવાને ! સુંદરી રમણીના પવિત્ર હૃદયની તમે પરીક્ષા કરી શકયા નહિ ! તેને માન અને સંતોષ આપી શકયા નહિ ! અનેક બેગમોને લાવી, પાંજરાપોળનાં ઢોરની પેઠે એકઠી કરવામાંજ સમજ્યા ! પવિત્ર હૃદયના પ્રેમ-ભોક્તા થયા નહિ. એ જીવનને ધિક્કાર નહિ તો બીજું શું ? મ્હારા કાળાં જળ ઉપર દોડતાં તરંગો તરફ નજર કરો, તેમનો એક બીજાનો પ્રેમ કેવો છે તેની પરીક્ષા કરો, એક બીજા ઉપર કેટલા પ્રેમથી પડે છે તેનો ખ્યાલ કરો, એક તરંગ બીજા તરંગને એક ક્ષણ પણ વેગળું કરી શકતું નથી. એક બીજાના ઉપર વારંવાર પડયાંજ કરે છે. એનું નામ પ્રેમ ! બાદશાહ, એવા પ્રેમમાં વિરહ વ્યથા કેવી ! તમે તેને અપમાન આપી તેના હૃદયના ચૂરેચૂરા કરી નાંખ્યા છે ! આજે તેનાં દર્શન શા માટે ? "

બાદશાહનું હૃદય આકુળ વ્યાકુળ થઇ રહ્યું હતું. તે આશાભંગ થયેલા, બળહીન થઇ એક ભીંતને અઢેલી ઉભા રહ્યા. પશ્ચાતાપને લીધે હૃદયમાં પ્રચંડ જ્વાળા બળી રહી હતી. જે થયું છે તે મિથ્યા થવાનું નથી. હવે ઉપાય શો ? માત્ર એક વખત તે સુંદર મુખનાં દર્શન ! નેત્ર વડે જોવામાં હરકત શી ?

મહારાણી અને મોતીએ બાદશાહની વ્યાકુળતા જાણી લીધી. તે બન્નેએ નેત્ર વડે, ગુપ્ત રીતે, કંઇક સલાહ મસલત ચલાવી લીધી. મોતી બીબીએ હાથ જોડી કહ્યુંઃ " પધારો, જહાંપનાહ ! મૃત દેહ જોવાથી પણ આપને તૃપ્તિ થતી હોય તો તેમ કરો. હું અડચણ કરીશ નહિ. "

મોતી આગળ અને બાદશાહ પાછળ. બાદશાહે ગુન્હેગારની પેઠે, મલિન મુખે ઓરડામાં પ્રવેશ કર્યો. તેમનું હૃદય કમ્પવા લાગ્યુ. હૃદયમાં એક પ્રકારનું દુઃખ ઉત્પન્ન થયું. તેમણે જોયું કે: "એક સફેદ શય્યાપર મેહેરનું સુકોમળ, સુંદર શરીર પડી રહ્યું છે. મોતી બીબીએ પાસે ઉભા રહીને કહ્યું: "મેહેર જાન! પ્યારી!"

બાદશાહને આશ્ચર્ય થયું. મનમાંજ વિચાર્યું. "મોતી બીબી દેવી છે કે પિશાચી? જે મરણ પામ્યું છે તે કોઇના બોલાવવાથી જીવે ખરૂં?" તેમણે કહ્યું: "મોતી બીબી! આ શુ કરો છો? મેહેર જીવતી નથી તો પછી કોને બોલાવો છો?"

મોતીએ હસતાં હસતાં કહ્યું. "જહાંપનાહ! આપ જો સ્ત્રી જાતિની શક્તિ સમજતા હોત તો આજે આપને આટલી બધી વ્યાકુળતા થાત નહિ. આ જીવનમાં એક દિવસ હવે તે જાણવા યત્ન કરજો! જેઓ વિરહને લીધે મરણ પામે છે તે પ્રેમનું મિલન થતાં સજીવન થાય છે. વળી મ્હારી પાસે એક સજીવની મંત્ર છે. તેનું ફળ હમણાંજ બતાવી આપુ છું."

મોતીએ કોમળ કણ્ઠે બૂમ પાડી: "પ્યા...રી!"

જાણે તેનું મૃત-દેહ, મોતીના પ્રેમી શબ્દો સાંભળી સજીવન થયું! કોઇએ સુકોમળ વિણા જેવા સ્વરે ઉત્તર દીધો: "કે...મ...પ્યા...રી?"

મોતીએ કહ્યું: "એક વખત નેત્ર ઉઘાડી જો. આ કોણ આવ્યું છે?"

મેહેર ધીમે ધીમે ઉઠીને બેઠી થઇ. તેણે જોયું કે: બાદશાહ સ્હામું ઉભા છે. દિલ્લીશ્વરનું મુખ ઝાંખું થયું છે, નેત્ર ફિક્કા પડયાં છે, ચ્હેરો રંક જેવો દેખાય છે, હોઠ કમ્પે છે! તેણે મનમાંજ વિચાર્યું: "ઉફ્! શું તેજ દિલ્લીશ્વર આ?" નિર્બળતાને લીધે મેહેરને નિદ્રા આવી હતી. બહારની વાત તે જાણતી નહોતી.

જહાંગીરશાહે જાણ્યું કે: મોતી બીબી મંત્ર જંત્ર ભરેલી છે. મેહેરે ઝેર ખાધું હતું એ વાત સત્ય પરંતુ તેને મોતીએ બચાવી દીધી! બાદશાહે કહ્યું: "મોતી બીબી"!

બાદશાહે જોયું કે મોતી ત્યાં નથી. વખત જોઇને તે ચાલી ગઇ છે.

## દ્વાદશ પરિચ્છેદ.

બસ, હવે શરમ છૂટી ગઇ.

એકાંત ઓરડામાં ઉભેલા બાદશાહે પૂછ્યું: "મેહેર ! પ્યા–રી ! કેમ છે શરીરને ?"

મેહેર ઉત્તર દઇ શકી નહિ. હોઠ આગળ આવતાંજ ઉત્તર પાછો ગળામાં ઉતરી પડતો. લજ્જા જાણે તેના હૃદયમાં છવાઇ ગઇ છે. અભિમાન જાણે મનમાં ફુંફાડા મારી, ધુમાડાના ગોટેગોટ ઉત્પન્ન કરી, સ્થિર વિચારોને ગુંચવી નાંખે છે અભિમાન હોવા છતાં હવે ક્રોધ ઉત્પન્ન થયો નહિ. માત્ર નેત્રમાં આંસુ આવ્યાં. મેહેરના સુકોમળ ગાલ ઉપરથી આંસુની ધારાઓ ચાલે છે. તે આંસુનું મૂલ્ય કરવા કોઇ શક્તિવાન નથી. તેનું મૂલ્ય અમૂલ્ય ! તેમાં અનેક કવિતાઓનું રહસ્ય સમાયલું છે. તે આંસુ ભાવપૂર્ણ, પ્રેમપૂર્ણ, અને કરૂણાપૂર્ણ છે !

દિલ્લીશ્વર, સાહસપૂર્વક ધીમે ધીમે મેહેરની શય્યા પાસે બેઠા. તૃષાતુર નેત્રે, એક વખત તેના સુંદર મુખ ઉપર દ્રષ્ટિ નાંખી. હમણાં તેમનું પાષાણ જેવું કઠિન હૃદય, કોમળ પુષ્પ જેવું નરમ થઇ ગયું હતું. પ્રેમે તેમને પોતાનું ગૌરવ સમજાવ્યું છે. તેમનાં બન્ને નેત્રો ભિંજાયલાં છે, કણ્ઠ રૂંધાયો છે, દ્રષ્ટિ કરૂણાજનક છે. મરૂભૂમિમાં પણ વૃષ્ટિ થાય છે. પાષાણના હૃદયમાં પણ શીતળ જળધારા છુપાયલી હોય છે.

બાદશાહનાં નેત્રોએ જોયું કે: "અપમાનથી અભિમાનીતી અને તજા-યલી હોવા છતાં, મેહેરની સુંદરતા વિશેષ ઝળકી ઉઠી છે. તેના સુકાયલા દેહ ઉપર રૂપના તરંગો રમ્યા કરે છે. તેના બદામની બીજ જેવાં સફેદ નેત્રો, પીઠ સુધી લટકતા છુટા વાળ, સુંદર બે હાથ, ચંપા જેવી સુંદર–સુશોભિત દેહકાંતિ અને મલિન હાસ્ય છતાં સુંદરતા જેવી ને તેવીજ છે. બાદશાહે જોયું કે: "મેહેરની રૂપ જ્યોતિ આગળ, રંગમહેલની અનેક સુંદ-રીઓનું સૌંદર્ય મલિન છે !"

રૂપનું કાર્ય રૂપે કર્યું. ત્યાર પછી સ્પર્શ ! બાદશાહે ભયભિત ચિત્તે, અતિ

સંકુચિત હૃદયે, મેહેરનો કોમળ જમણો હાથ પ્રેમપૂર્વક પોતાના હાથમાં લીધો. તે સમયે તેમનું શરીર કમ્પી ઉઠયું. તે દેવીસ્વરૂપ, અસામાન્ય સુંદરીના સુગંધીમય શ્વાસમાં, કોમળ પુષ્પ જેવા હાથના સ્પર્શમાં, જાણે કેટલીએ કોમળતા! તે સૌંદર્યમાં જાણે કેટલીએ મધુરતા! વિરહાગ્નિથી બળતા વ્યાકુળ હૃદયમાં જાણે આજેજ ઠંડા બરફનો સ્પર્શ થયો!

તે પણ એક દિવસ હતો અને આજે પણ એક દિવસ છે! બાદશાહની યુવાવસ્થામાં પ્રથમ નેત્રનુ મિલન થયું હતું, તે એક દિવસ ચાલ્યો ગયો છે! ભરયુવાવસ્થામાં, આગ્રાના મેહેલમાં પ્રથમ દર્શન થયાં હતાં તો પણ મનને સંતોષ થયો નહોતો, તે દિવસ અહો, કેટલો સુખી દિવસ? શયન, સ્વપ્ન, આહાર અને વિહાર સમયે બાદશાહ જે મોહિની મૂર્તિનું ગુપ્ત રીતે હૃદયમાં વિહ્વળ ચિત્તે ધ્યાન ધરતા હતા, તેજ મનોહર, સર્વાંગ સુંદર મૂર્તિ, આજે તેમની પાસે બેઠી છે! આજે તેમણે તેનો કોમળ હાથ પકડયો છે! જહાંગીરશાહ વિચારતા હતા કેઃ પોતે સ્વર્ગની કઇ અપ્સરા સાથે, એકાંતમાં વાતચિત કરે છે! અહો! ઘણા દિવસની, લાલસા, ઇચ્છા આજે તૃપ્ત થઇ છે! આજેજ જાણે આગ્રામાં સ્વર્ગ આવ્યુ છે! શાહના અરણ્ય જેવા હૃદયમાં આજેજ જાણે નંદનવન પ્રફુલ્લિત થઇ ઉઠયું છે!

બાદશાહથી બોલાતું નહોતું. હવે મુખ ઉઘડયું. તેમણે કહ્યુંઃ " મેહેર, પ્યારી, દિલોજાન; હું અપરાધી છું. ત્હારી પાસે ક્ષમા માગવા આવ્યો છું."

અભિમાનિની મેહેરે ઘણે યત્ને બોલવાનો યત્ન કર્યો. જાણે કમળની બે પાંખડીઓ ઉઘડી ગઇ હોય તેમ હોઠ ઉઘડયા. ધીમે ધીમે કહ્યુંઃ " જહાંપનાહ—"

જાણે તેના મુખમાંથી શબ્દો બહાર નિકળવા ચ્હાતા નહોતા. તે સ્થળે કોઇ નહોતું, તોપણ કેટલી શરમ! જાણે કોઇ તેનું ગળુ દબાવી રહ્યું છે! બાદશાહે મેહેરના કોમળ ગાલ ઉપર મૃદુ તમાચો મારતાં પ્રેમ ભરેલે શબ્દે કહ્યુંઃ " હૃદયેશ્વરિ! "

બાદશાહે પુનઃ કહ્યુંઃ " હૃદયેશ્વરિ! હું બાદશાહ છતાં મનુષ્ય છું. મનુષ્ય ભૂલને પાત્ર છે, પ્યારી બેગમની ખોટી ભંભેરણીથી આટલું બધું

તોફાન થયું છે. તે પાપિણીને કેદખાનામાં નાંખી છે. આજથી તુંજ દિલ્લીશ્વરી થઇ છે, પરંતુ કહે કે તું મ્હને ક્ષમા કરશે?"

મેહેરૂન્નિસા નમ્ર સ્વરે ગદ્દગદ્દ કણ્ઠે બોલી. "જહાંપનાહ! દાસી અતિ ક્ષુદ્ર છે. ક્ષુદ્ર પાસે મહાનનો અપરાધ હોય નહિ. આપે આપને મ્હોડે અપરાધ સ્વીકાર્યો એજ આપની મહાન ઉદારતા બતાવી આપે છે. અદ્રષ્ટ દોષને લીધે જે કંઇ બન્યું છે તે સહજમાં ભૂલી શકાશે."

ત્યાર પછી બન્ને વચ્ચે અનેક વાતચિત થઇ ઘણા દિવસનું વ્હાલું મુખ, બાદશાહ તૃષાતુર નેત્રે નિરખી તૃપ્ત થવા લાગ્યા. બસ, વાંચક! એ પ્રેમીઓનાં બધાં કામનું અવલોકન કરવું એ આપણો ધર્મ નથી.

જહાંગીરશાહે મેહેરૂન્નિસાને દ્રઢ આલિંગન કર્યું. બન્નેના મુખ ઉપર હાસ્ય રમી રહ્યું છે.

મોતી અને મહારાણી, ઓરડા બહાર ઉભાં ઉભાં બન્ને પ્રેમીઓ વચ્ચે ચાલતી વાતચિત સાંભળતાં હતાં. મોતીએ દિવાનખાનામાં પ્રવેશ કરી, ઘુંટણીએ નમી માનપૂર્વક કહ્યું: "જહાંપનાહ! આપની તો મેહેર ઉપર કૃપા દૃષ્ટિ થઇ છે. તે સમયે હું અપરાધી થઇ હતી, હવે મ્હને પણ ક્ષમા આપો."

મોતીને જોતાંજ શહેનશાહ જરાક વેગળા બેઠા. મોતીને લીધેજ તેઓ મેહેરને પુનઃ મેળવવા પામ્યા છે. શરમાતે મુખે કહ્યું: "મોતી બીબી! આજ સપડાઇ ગયો છું. તમારી સખિ પાસે ક્ષમા માગી છે. તમે પણ મ્હને ક્ષમા કરજો."

મોતી હસતાં હસતાં બોલી: "જહાંપનાહ! દાસીનો અપરાધ ક્ષમા કરજો. આપની કૃપા હોવાને લીધેજ દ્વાર રોકયાં હતાં."

મહારાણી જોધાબાઇએ પ્રસન્ન મુખે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેઓ જહાંગીરશાહની જમણી બાજુએ બેઠાં અને હસતાં હસતાં કહ્યું: "પ્રિય બ્હેન મેહેર! ત્હારે માટે મ્હેં સિંહાસનનો ત્યાગ કર્યો છે. મ્હારો આશિર્વાદ છે. તું સુખી થશે."

મેહેરૂન્નિસા મહારાણીનો ચરણ સ્પર્શ કરવા ઉઠી. મહારાણીએ તેને

અટકાવીને કહ્યું: " નહિ, નહિ બ્હેન ! એવું કરશો નહિ."

મેહેરૂન્નિસાના નેત્રમાં આંસુ આવ્યાં. તેણે કહ્યું: "દેવી ! આપની ઉદારતા જીવનપર્યંત ભૂલીશ નહિ. હું સિંહાસનપર બેસીશ તો તે કલંકિત થશે. તમે પટરાણી છો. સિંહાસન આપને યોગ્યજ છે."

એક નકસીદાર ન્હાનકડી પેટીમાંથી પટરાણીએ એક જોડ "હીરક-કંકણ" બહાર કાઢયાં અને મેહેરના બન્ને કોમળ સુંદર હાથમાં પહેરાવી દીધાં. બન્ને હાથની સુંદરતા જાણે વિશેષ સુંદર જણાવા લાગી. જોધાબાઈએ હસતાં હસતાં કહ્યું: " આ હીરકકંકણો, તમારા બન્નેના મધુર મેળાપના સ્મરણ-ચિહ્ન-સ્વરૂપ બે હાથેજ પહેરી રાખજો."

મેહેર પોતાના જીવનમાં, એ બન્ને હીરક-કંકણનું સ્મરણ ભૂલી શકી નહિ.

રાત્રે બાદશાહે મેહેલને શણગારવાની આજ્ઞા કરી. મેહેલ સંપૂર્ણ શોભાયમાન, દેદીપ્યમાન જણાવા લાગ્યો. આટલા દિવસ ફિક્કા શરીરે ઉભેલો મહેલ આજ જાણે નવજુવાન સુંદરયુવક હોય તેમ શોભવા લાગ્યો. મેહેર અને બાદશાહે રાત્રિનો સમય અનહદ આનંદમાં વ્યતીત કર્યો. એ આનંદનું વર્ણન થઇ શકે તેમ નથી ! એ સ્વર્ગીય આનંદની છબી ચિતરવાને અનેક ચિતારાઓ નાલાયક ગણાયા છે !

બીજે દિવસે પ્રાતઃકાળમાંજ સૂર્યનાં કિરણ ફુટવાની સાથેજ બાદશાહે આગ્રા શહેરમાં ઢંઢેરો ફેરવ્યો કે: "મેહેરૂન્નિસાને "નુરજહાન" નો ખેતાબ અને દિલ્હીશ્વરીનું પદ આપ્યું છે.

× × × ×

નુરજહાંન બેગમની ઉદારતાથી રૂસ્તમ કેદખાનેથી છુટી પુનઃ સેનાપતિની પદ્દિ મેળવી શક્યો છે. હતભાગિની પ્યારી બેગમે, કેદખાનામાંજ ઝેર ખાઇ આપઘાત કર્યો છે ! નુરજહાંન બેગમે તેને મુક્ત કરાવવાનો યત્ન કર્યો હતો છતાં તે પ્રયત્નમાં સફળતા થઇ નહિ. પરંતુ અંતે સત્ય પ્રેમનોજ જય થયો છે.





# ૩—પ્રેમનો જય.

૧

ગંભીર રાત ! ચારે દિશામાં અંધકાર છવાયો છે. વર્ષાદનાં કાળાં વાદળાંએ અંધકારને વધારે ગાઢ બનાવ્યો છે. વચમાં વચમાં વિજળીના ચમકારા થઇ આંખને આંજી નાંખે છે. આ સમયે રાજમહેલની બાજુમાં વેહેતી ગંગા નદીની છાતી ઉપર કેટલીક હોડીઓ તરતી તરતી પેલે પાર જાય છે. પવન વધવાથી નદીનાં જળ ઉછાળા મારવા લાગ્યાં. વાદળાંઓ આમથી તેમથી ભેગાં થઇ વરસાદ પડવા લાગ્યો. વિજળીએ તોપનું રૂપ ધારણ કરી ગર્જના કરી દિશાઓને કમ્પાવી મુકી. વિજળી, પવન અને વરસાદ, એ ત્રણેએ એકસંપ કરી એકાદ ન્હાનો પ્રલયકાળ થવાની સુચના આપી. હોડીઓ આમ તેમ ઝોલાં ખાતી મહામુશીબતે પેલે કિનારે પહોંચી ગઇ. મુસાફરોએ કિનારો જોતાંજ જાણે જીવ ફરીથી આવ્યો તે માટે ઇશ્વરનો ઉપકાર માન્યો.

હોડીઓ કિનારે આવી ખરી પણ પવન અને વરસાદ બંધ થતાં સુધી કોઇ પલળતા તો કોઇ અર્ધા પલળેલા, ઝાડની ઓથમાં ભરાઇ રહ્યા. હવે પવન અને વર્ષાદ બંધ થયો. એટલે કેટલાક મુસાફરો પાલખીમાં અને કેટલાક હાથી ઉપર, કેટલાક ઘોડા ઉપર અને કેટલાક બળદના ગાડામાં બેસી ટોડાના કિલ્લા તરફ ચાલવા લાગ્યા. તેમના આવવાના સમાચાર જાણતાંજ દરવાનોએ દરવાજા ઉઘાડી નાંખ્યા. મ્હોટી સાંકળોના ઝણકાર થવાની સાથે બારણાં ઉઘડી ગયાં. મુસાફરો ઝડપબંધ કિલ્લામાં પેઠા. વર્ષાદે કોઇ કોઇને થોડા ઘણા પણ પલાળ્યા હતા. કિલ્લામાં પેઠા એટલે તેઓને નવો જીવ આવ્યો. થોડી વારમાંજ કિલ્લાનાં બારણાં ક્ચુડ ક્ચુડ ધ્વાન કરતાં બંધ થયાં.

આ મુસાફરો કોણ હતા તે જાણવાને માટે વાંચક વર્ગને અધિરાઇ ઉત્પન્ન થઇ હશે. અમે હમણાંજ તેમની ઇચ્છા તૃપ્ત કરીશું.

માણ માણેકથી ભરેલા મયુરાસનની ઉજ્વળતા ઉપર મોહ પામીને બાદશાહ શાહજહાંનનાં છોકરાઓમાં મ્હોટું તોફાન ચાલી રહ્યું હતું. તે આસન માટે ઘણાંનાં લોહી રેડાયાં હતાં પણ છેવટે ઔરંગજેબને ફતેહ મળી. તે મયુરાસન ઉપર બેસવાને ભાગ્યશાળી થયો હતો. મ્હોટા ભાઇ દારાનો પરાજય કરી વચલા ભાઇ સુજાની સાથે લડવા આગળ ધસ્યો હતો. અલાહબાદની પાસેના કજવા નામક સ્થાનમાં સુજાને પરાજિત કરી ઔરંગજેબે ત્હેને બંગાળા તરફ હાંકી મુકયો હતો. સુજા આ વખતે બંગાળાનો સુબેદાર હતો. તે પોતાની રાજધાનીના રાજમેહેલમાં આવી પહોંચ્યો. ઔરંગજેબે પોતાના પુત્ર સુલતાન મહમ્મદ અને સેનાપતિ મીરજુમ્લાની સરદારી નીચે એક મ્હોટું લશ્કર મોકલ્યું. તેઓએ રાજમેહેલને ઘેરો ઘાલ્યો. તોપોના ગોળાથી રાજમેહેલની મજબુત ભીંતો તુટવા લાગી. આખું નગર કમ્પાયમાન થયું સુજા, રાજધાનીનું રક્ષણ કરી શકયો નહિ. તેથી કુટુંબકબીલાને અને ધન સમ્પતિને લઇને મુસાફરના વેશમાં ગંગા પાર ઉતરી પડયો. અંધારી રાતે હોડીઓમાં બેઠેલા મુસાફરો તે એજ હતા. હવે વાંચકને સમજાયું હશે કે વરસાદમાં પલળેલા પેલા મુસાફરો કોણ હતા!

ટાડાના મેહેલમાં ગયા પછી શાહસુજાએ અને તેની બેગમ પ્યારીબાનુ તથા બીજા કુટુંબીઓએ ભીંજાયલાં લુગડાં બદલી નાંખ્યાં. તે સમયે બેગમ પ્યારીબાનુના જેવી સુંદરતા હિંદુસ્તાનમાં બીજી નહતી. તેની બુદ્ધિ પણ અતુલનીય હતી. સુવાના ઓરડામાં જઇને સુજા અને પ્યારીબેગમ, પોતાના ભાગ્યની દશા ઉપર વિચાર કરતાં બેઠાં.

સુજાએ કહ્યું: "પ્યારી, બધી આશાઓ અને બધો વિશ્વાસ, હમણાં તો પાતાળના જળમાં જઇ બેઠાં છે! હવે ઉપાય શો?"

પ્યારી: "ઉપાય તો કાંઇ જણાતો નથી."

સુજા: "નશીબમાં હજુ પણ શું લખ્યું છે તે કોણ જાણે છે? તખ્તે તાઉસ (મયુરાસન)ની આશા છોડી દીધી છે. હવે તો વખતે બંગાલાની

સુબેદારી પણ ચાલી જાય!"

"રાજમેહેલ ગયો તેથી શું બધા બંગાળાની આશા છોડી દેવી ?"

"અવશ્ય, બંગાળાની આશા એકદમ છોડી દેવાય નહિ એ ખરૂં છે પણ તેનું રક્ષણ કરવાનો ઉપાય શું ?"

"હા તે ખરૂં, ખાસ ઉપાય જણાતો નથી. છતાં હજુ પણ એક વખત યત્ન કરી જોવાથી આપણું શું જશે ?"

"શું યત્ન કરૂં ? લશ્કર બધું ઘટી ગયું છે. ઔરંગઝેબ હમણાં બાદશાહ છે. તે જો ધારે તો પાયદળ લશ્કર વડેજ બંગાલા દેશ કચડી નાંખે! મહમ્મદ અને મીરજુમ્લા જોડે જે લશ્કર આવ્યું છે તેનેજ અટકાવવા માટે અનેક લશ્કરી સિપાહીઓની જરૂર છે."

"શું તેઓ ગંગાને આ કિનારે અહિં પણ આવી પહોંચશે ?"

"કહી શકાય નહિ પણ જલદી આવવાનો સંભવ નથી."

"કેમ ?"

"આજથી વર્ષાદ પડયો છે. દિવસે દિવસે નદીનાં જળ વધતાં જશે. વર્ષાદના દહાડામાં તેઓ નદીને પાર આવી શકશે નહિં."

"ત્યારે તો આપણે એટલા વખતમાં લશ્કર ભેગું કરી શકીશું."

"યત્ન કરવાથી બની શકે ખરૂં."

"યત્ન કેમ નહિ થાય ?"

"થશેજ, યત્ન કરવોજ પડશે. પહેલાં આપણે ફિરંગીઓની મદદ લેવી પડશે. તેઓની તોપના ગોળા વગર મીરજુમ્લા અને મહમ્મદને હઠાવી શકાશે નહિ."

"ત્યારે તેજ ગોઠવણ કરો."

"તેમજ થશે પ્યારી! પરંતુ જે વિચાર કર્યો છે તેનો તો કાંઈ ઉપાય જણાતો નથી."

"કઈ વાત કહો છો ?"

"મહમ્મદ અને આયેસાના મેળાપની આશા તદન છોડીજ દેવી ?"

"છોડાય કેમ ?"

સુજા હસતા હસતા આમ તેમ ફરવા લાગ્યો. પછી બોલ્યો:

" ત્હારી વાત સાંભળી હસવું આવે છે. એક તરફ મહમ્મદ સાથે આપણે લડાઇ કરીશુ. બીજી તરફ આયેસાને મહમ્મદ સાથે મેળવી પણ આપીશુ ! "

પ્યારી બેગમે સુજાના તરફ જોઇ નેત્રકટાક્ષ કરતાં કહ્યું: " ત્હમે તો પુરૂષ છો. સ્ત્રીઓના પ્રપંચમાં શું સમજો ?"

" ત્હારો પ્રપંચ ત્હારી પાસે રહેવા દે, પણ મ્હને કંઇક સમજણ તો પાડશે ?"

"જ્યારે સમય આવશે ત્યારે બધુ સમજાવીશ "

" સમય શું કાંઇ નવો આવવાનો છે ! આજેજ સારો વખત છે. મહમ્મદ શુ આપણી પાસે આવી શકશે ? "

" ત્હેને માટે ત્હમારે કાંઇ પણ ચિન્તા કરવી નહિ. હું તેનો ઉપાય કરીશ."

" શો ઉપાય કરશે પ્યારી ? "

" પછીથી જાણી શકાશે. "

" હમણા જાણવામાં શુ કાંઇ હરકત છે ?

" ના, હમણાં જાણવાની કાંઇ જરૂર નથી. તેમ છતાં પણ એક વાત જાણી રાખવી કે " પ્રેમનો જ જય " થાય છે. કોઇ ગમે તેવો વીર પુરૂષ કેમ ન હોય પણ પ્રેમની પાસે ત્હેને માથુ નમાવવુંજ પડશે ! "

" એ પ્રેમ કેવો ? કઇ દિશા તરફનો ? "

" પ્રેમ એક પ્રકારનો હોતો નથી તેમજ પ્રેમ એક દિશા તરફનો ન હોવો જોઇએ. બે દિશામાંથી–બે અંતઃકરણમાંથી–પ્રેમની ધારાઓ છુટે છે ત્યારેજ તે પ્રેમનું મધુર-મિલન થાય છે. ત્યારે તે પ્રેમ અમૃતમય થઇ પડે છે."

" ત્હારા કહેવામાં સમજણ પડતી નથી. મહમ્મદે તો એક વખત લગ્ન કર્યું છે. "

" તેની હરકત નહિ. એક લગ્ન થવાથી આપણું કાંઇ જતુ આવતું નથી. છતાં નિર્મળ " પ્રેમનો જય " થશેજ થશે."

" હુ કાંઇ પણ સમજી શકતો નથી."

"

"તમને હજુ પણ સારી પેઠે પ્રેમની કેળવણી મળી નથી. ત્હમે પ્રેમની નિશાળે બેઠા નથી. તેથીજ ત્હમને તેની ખબર નથી."

"શું પ્યારી બાનુ જેવી ચતુર સ્રીની પાસે રહેવા છતાં પણ હજુ હું પ્રેમને જાણતાં શીખ્યો નહિ ?"

"પાસે રહેવાથી શીખી શકાય છે પરન્તુ ખુદાએ તેમ થવા દીધુ નથી."

"તે વાત સત્ય છે. નશીબ બે મિનિટ પણ મ્હારા મનને સ્થિર રહેવા દેતું નથી. પણ કહે કે મહમ્મદ સાથે તું આયેશાને શી રીતે મેળવશે?"

"મ્હેં એક વખત કહ્યું કે પછીથી સમજાશે. ત્હમે જોશો કે "પ્રેમનો જય" થશેજ થશે."

"ઠીક, તેમ થવા દે. પ્રેમનો જય થવા દે. પણ આવ, મ્હારી પ્યારી, આજે આપણે નિશ્ચિંત જીવે નિદ્રા લઇએ."

એટલું કહી બન્ને પોત પોતાના બિછાનામાં સૂતા.

આ સ્થળે કેટલીક વાત અમારે કહી દેવી જોઇએ. સુજાની કન્યા આયેશા સાથે ઔરંગજેબના પુત્ર મહમ્મદનો વિવાહ થવાની વાત, કેટલાક દિવસ થયા ચાલતી હતી. આયેશાનુ જેવું રૂપ હતું તેવાજ ત્હેના ગુણ હતા. જ્યારે તેને કોઇ જોતું ત્યારે ત્હેને ઇંદ્રના દરબારની અપ્સરા કહેતું. અહા ! શો ત્હેનો મુખ ચંદ્ર ? કેવી ત્હેના મુખની નિષ્કલંક બનાવટ ! કેવું લાવણ્ય! ત્હેના નેત્રોમાં કેટલો પ્રેમ ભર્યો છે ? ત્હેના શરીરની કેવી સુડોલ રચના થઇ છે ? ત્હેને ન્હાનપણથી જોતાંજ મહમ્મદને પ્રેમ ઉત્પન્ન થયો હતો. જેમ જેમ તે મ્હોટી થતી ગઇ તેમ તેમ મહમ્મદનો પ્યાર ત્હેના ઉપર અતિશય થતો ગયો. જ્યારે તેઓ આગ્રામાં મળતાં ત્યારે એક બીજાને વિશુદ્ધ પ્રેમથી ચ્હાતાં હતાં. તેની નિશાનીઓ આપતાં. તેવા હાવભાવ અને કટાક્ષ થતા. બન્નેના નેત્રો એક બીજાના હૃદયમાં પ્રેમ તરંગ ઉત્પન્ન કરતાં. એક બીજાના હૃદયમાં તેમણે ઘર કર્યું હતું. જોકે મહમ્મદે પિતાની આજ્ઞાથી ગોવળકોન્ડાના બાદશાહની કન્યા રજીયા સાથે લગ્ન કર્યું હતું છતાં હજુ પણ તે સ્વર્ગની અપ્સરા આયેશાને જરા પણ ભૂલતો નહિ. વારંવાર આયેશાની મનમોહક મૂર્તિ, ત્હેનાં હૃદય-ભેદક નેત્રકટાક્ષ, ત્હેનું પ્રેમ રસાળું યાદ આ-

વતું. ત્હેના હાથે બનાવેલા બકુલ ફુલની માળા પહેરાવવી, મહમ્મદના શરીર ઉપર અત્તરનો છંટકાવ કરવો, અને છુટાં પડતી વખતે પોતાના નાજુક, કોમળ હાથમા મહમ્મદનો હાથ લઇ વારવાર ચુંબન કરવાં. આ બધુ એક પછી એક મહમ્મદની નજર આગળ ઉભુ થતું તે વખતે તે ભાન ભૂલી જતો. આજે પણ તે આયેશાને સંભારી ભાન ભૂલે છે. આયેશા ત્હેને મનઃ પ્રાણથી વ્હાલી. ત્હેના હૃદયમા મહમ્મદનો ખીલેલો મનોહર ચ્હેરો કોતરાઇ રહ્યો હતો. તે ઘડી ઘડીમાં મહમ્મદના ધ્યાનમાં સમાધી ચઢાવી દેતી! ભાન ભૂલી જતી. પ્યારી બાનુ આ વાત સારી પેઠે જાણતી હતી. તેથીજ તે સાહસપૂર્વક કહેતી હતી કે "પ્રેમનો જય થશે." જો કે ઔરંગઝેબ અને સુજાની વચ્ચે કલેશ ઉભો થયો છે, તો પણ તેને વિશ્વાસ હતો કે મહમ્મદ અને આયેશા વચ્ચે જે ગાઢ પ્રેમ બંધાયો છે તેથી નક્કી તેઓનો મેળાપ થશેજ. પ્યારી બાનુનું અનુમાન સાચુ હતું તે અમારા વાંચકને આગળ સમજાશે.

૨

વર્ષાદના દિવસો હતા. ગંગા નદીમાં રેલ આવી હતી. બન્ને કિનારા છલ્લોછલ ભરાયા હતા. નાચતાં કુદતા જળતરંગો મ્હોટાં વહાણોને પણ ઉંધા વાળી દેતાં હતા. ચારે દિશામા પાણીજ પાણી! આકાશમાંથી પણ મુશળધાર વર્ષાદ પડે છે. રાજમેહેલની બાજુમાં વેહેતી ગંગાએ બધાંને ચિન્તા ઉપજાવી હતી. થોડે વેગળે આવેલી પર્વત માળામાંથી પાણીના ધસારાએ આવી ગંગાજીનું શરીર ભયંકર બનાવી દીધું છે! સુલતાન મહમ્મદ અને મીરજુમ્લા, પોતપોતાના લશ્કર સાથે મ્હોટી ફિકરમાં પડયા હતા. તેમના તંબુઓ ભિંજાઇ જવાથી રહેવાને માટે નાલાયક થઇ પડયા હતા. આ પ્રલ્લયકારક વર્ષાદ વખતે ઝુંપડાઓ પણ રહેવાને માટે નાલાયક થયાં હતાં!

વર્ષાદે બાદશાહના લશ્કરથી વિરૂદ્ધ વર્તન કર્યું પણ સુજાને માટે તે અનુકૂળ થઇ પડયું. બાદશાહનું લશ્કર ગંગાને પાર આવી શકશે નહિ એમ જાણીને તેણે લશ્કર ભેગું કર્યું. બંગાલાના જુદા જુદા દેશોમાંથી લશ્કરનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. વરસાદના જળથી ઉભરાઇ જતી ગંગા નદીની

છાતી ઉપરથી લડાયક વહાણો વેગમાં ચાલવા લાગ્યાં. સુજાની ઉદારતા ઉપર મોહ પામીને ફિરંગીઓનાં ટોળેટોળાં લશ્કરમાં ભેગાં થયાં. સુજાએ તેઓને ગોલન્દાજ–તોપચીના લશ્કરમાં નિમ્યા. તેમના હાથમાં સુજાની તોપો આવતાં તેઓએ ભયંકર ગર્જના કરી. બાદશાહી લશ્કરને કમ્પાવી નાંખવા લાગ્યા. વર્ષાદનું જોર ઓછું થતાં, સુજા પ્રસંગોપાત લડાયક વહાણુ લઇ ગંગાને પેલે પાર જતો, અને દુશ્મનોની છાવણી તાકીને અતિશય ગોળા મારતો. ફિરંગીઓને હાથે વાગતી તોપોના સચોટ ગોળા બાદશાહી છાવણીમાં પડતાં તેઓને ગભરાવી નાંખ્યા. કોઇ કોઇ દિવસ તો રાતે હુમલો કરીને સુજાના લશ્કરે, બાદશાહી લશ્કરની છાતી કમ્પાવી મુકી હતી. અંધકારમેય રાતે જ્યારે સુજાની તોપોના ગોળામાંથી અગ્નિનો વર્ષાદ વર્ષતો અને બાદશાહી છાવણીમાં વિજળી પડી હોય તેમ થતું તે વખતે બાદશાહી લશ્કરે પોતાના જીવ બચવાની પણ આશા છોડી. વર્ષાદનો વેગ ઓછો થયો ખરો પણ બરોબર નહિ, તેથીજ મહમ્મદ કે મીરજુમ્લા પોતાનું લશ્કર લઇ ગંગા પાર જવાનું સાહસ કરી શકતા નહતા. વળી તેમની પાસે લડાયક વહાણો પણ નહોતાં તેથી તેમણે જલદી પાર જવાની આશા છોડી હતી. આવો લાગ જોઇને સુજાએ પોતાના વહાણોમાંથી અસંખ્ય તોપના ગોળા છોડયા અનેક લશ્કરનો ઘાણ કહાડી નાખ્યો. તેમનું ઘણું લશ્કર ઓછું થઇ ગયું.

લશ્કરી સિપાહીઓ ઓછા થઇ ગયાની વાત જાણતાં મીરજુમ્લા અને મહમ્મદ વિચાર કરવા લાગ્યા.

મહમ્મદે કહ્યું: " સેનાપતિ ? લશ્કરનો બચાવ થવો મુશ્કેલ છે, હવે શો ઉપાય ? "

સેનાપતિ: " વર્ષાદ બંધ રહે નહિ ત્યાં સુધી દુશ્મનો ઉપર હુમલો થઇ શકે નહિ. "

" તે તો હું સારી પેઠે જાણું છું પણ હવે ઉપાય શો ? "

" કાંઇક ઉપાય કરવોજ પડશે. "

" હવે ઢીલ કરવાથી તમારો કે મ્હારો એક પણ સિપાહી બચશે નહિ."

" મ્હને પહેલાંથીજ તે ફિકર છે, પરંતુ આવા વર્ષાદમાં સુલતાન સુજાએ શી રીતે લશ્કર ભેગું કર્યું હશે ? "

" તે બંગાળાનો સુબેદાર છે. પોતાના રાજ્યમાં જઇ યોગ્ય ગોઠવણ કરી હશે ! "

" આપણે જોઇએ છીએ કે ફિરંગીઓ ગોળા ફોડે છે. ફિરંગીઓને તેણે શી રીતે વશ કર્યા ? સુજાએ ફિરંગીઓના વિરૂદ્ધ વિચારો બતાવ્યા છે."

"તેઓ ઘણા દિવસથી આ દેશમાં આવી રહ્યા છે. તેઓ બહાદુર છે. સાહસિક છે. પૈસાથી લલચાયા હશે એમ જણાય છે. વળી ઉપકારના ભાર નીચે દબાયલા હોવાથી તરત મદદે આવ્યા છે."

" હવે આપણું રક્ષણ કરવાની ગોઠવણ કરો. "

" શાહજાદા ! મ્હેં પહેલાંથીજ તે વિચારો કરી રાખ્યા છે. ચિન્તા કરશો નહિ. "

" જ્યારે પહેલાંથીજ તે વિચારો કરી રાખ્યા છે ત્યારે લશ્કરને શા માટે મરવા દો છો ? "

"હુ જોતો હતો કે વર્ષાદ ઓછો થાય તો દુશ્મનો ઉપર હુમલો કરી શકાય છે કે નહિ ? '

" વર્ષાદ ઓછો થતાં પણ નદીનો વેગ એકાએક ઓછો થશે નહિ. સુજાના જેવાં લડાયક વહાણો ક્યાં છે ? સ્હામે પાર જવાને વહાણોની પણ જરૂર પડશે. "

" મળી શકશે પણ હમણા તો તેની મોટી ખોટ પડી છે."

" હુ પહેલાથીજ તે ભેગાં કરવાના યત્નમાં છું."

" બંગાલાનાં વહાણો મળશે એ ધારવુ નહિ. સુજાએ તે ભેગાં કરી લીધાં છે."

" કરવા દો, બાદશાહી લશ્કર માટે પણ મળી રહેશે."

" ત્યારે શું તમે ગંગાને પેલે પાર જવાનો વિચાર રાખો છો ? "

" ના, જ્યારે વર્ષાદ ઓછો થયો નહિ ત્યારે હવે તે વિચાર બંધ રાખ્યો."

" ત્યારે લશ્કર બચાવવાનો ઉપાય શો ? "

"હું રાજમેહેલથી વેગળે તંબુ નાંખીશ. તમે રાજમેહેલના કિલ્લામાં પ્રવેશ કરો. એક લશ્કર રાજમેહેલના કિલ્લામાં સારી પેઠે રક્ષણ મેળવશે. તમારા લશ્કરનેજ ત્યાં રાખો. રાજમેહેલમાં નહિ હો તો રક્ષણ થશે નહિ."

"એ યુક્તિ ખોટી નથી. તરત તેનો બંદોબસ્ત કરો."

"તરત શું? આ પળેજ કરૂં છું." એટલું કહીને મીરજુમ્લા ત્યાંથી ચાલ્યો ગયો, અને પોતાના લશ્કરને લઇને નદીના કિનારા પરના રાજ-મેહેલથી થોડેક વેગળે જઇ તંબુઓ ઠોક્યા. સુલતાન મહમ્મદ કિલ્લામાં જઇ નિશ્ચિંતપણે રહેવા લાગ્યો. હવે તોપોના ગોળા ફોડવાથી નિષ્ફળ જશે જાણીને સુજાએ પણ તોપો ફોડવી બંધ કરી.

એક દિવસ, બે દિવસ કરતાં કરતાં મહમ્મદ દિવસો ગુજારવા લાગ્યો. આટલા દિવસ તે યુદ્ધ કરવાના ઉત્સાહમાં ઉન્મત્ત હતો. હવે તે ઉત્સાહ બતાવવાનો સમય નહિ હોવાથી તેના મનમા અનેક બાબતોનુ આન્દોલન થવા લાગ્યું. પહેલાંની બાબતોનું સ્મરણ થઇ આવતું અને તેના મન પ્રાણ વ્યાકુળ થઇ ઉઠતાં સૌ કરતાં તેના હૃદયમાં ચિત્રાયલી આયેશાની છબી યાદ આવતી. તેનો પ્રેમ યાદ આવતો. તે વારવાર તેને યાદ આવવા લાગી. "અહા! તે સુંદર મુખ? અહા! તે સુંદર નેત્રો! અહા! તેની સુંદર દેહ આકૃતિ? અહા! તે નાજુક હાથ! અહા! તે નાજુક નાક! બહુજ સુંદર! બહુંજ સુંદર! તે સઘળી સુંદરતા, હસ્તું મુખ, મધુરાં નેત્ર કટાક્ષ, હૃદયસ્પર્શી મંજુલ શબ્દધ્વનિ, મધુરૂં હંસગમન!" તે જાણે આ વખતે આયેશાનેજ જોઇ રહ્યો હોય તેમ મનમાં બબડતો હતો. પાછો શુદ્ધિમા આવતાં તે બોલ્યો કે: "રજીયા સાથે લગ્ન કર્યાં છે પરંતુ બાલ્યાવસ્થાથી આયેશાની કોમળ મૂર્તિ હૃદયમાં સ્થાપન કરી છે તે કદી પણ ભૂલી શકાતી નથી. તેની પ્રેમથી ભરેલી લાગણી, પ્રેમથી ભરેલા શબ્દો, ભૂલાતા નથી, તેણે વિચારજ કર્યો હતો કે સુજાનો પરાજય કરી આયેશાને મેળવીશું પરન્તુ તે આશા પુરી પડવાનો સમ્ભવ નથી. તેથી તેનું ચિત્ત અધીરૂં થઇ ઉઠયું. આયેશા ઉપરના અતિશય પ્રેમે તેના વીર-હૃદયમાં આન્દોલન કરી મુક્યુ. તેની લડાઇ કરવાની વાસના દબાઈ ગઇ. અંતે પ્રેમનોજ જય થયો.

૩

ટાડાના કિલ્લામાંના એક સુસજ્જિત દિવાનખાનામાં બેઠેલી શાહજાદી આયેશા સ્હામેના એક આરસામાં પોતાના સુંદર સ્વરૂપને નિહાળી રહી છે. "અહા! મ્હારામા કેટલી સુંદરતા છે? સર્વાંગ સુંદર! મ્હારા શરીરમાંથી કોણ ખોડ કાઢી શકે એમ છે? ઇંદ્ર સભાની પરીઓ પણ મ્હારા રૂપ આગળ તુચ્છ છે!" એમ કહી અહંકારમાં ફુલાતી આયેશાએ નાકની નથનુ મોતી હોઠ ઉપર ફરકતું જરા ઉંચું કર્યું. તે દુષ્ટ મોતી વારંવાર તેના લાલ પરવાળા જેવા કોમળ હોઠને ચુંબન કરતું હતું તે જોઇ મોતીને ઠપકો દેતી બોલી કે: "અય દુશ્મન! તું વારંવાર મ્હારા હોઠને શા માટે ચુંબન કરે છે? શું એ હોઠ ઉપર ત્હારો અધિકાર છે? ના, ના, એ ત્હારે માટે નથી. ત્હારૂં તો માત્ર નાકની શોભા વધારવાનુંજ કામ છે. તું એમ કરી મ્હને મ્હારા દિલોજાનની યાદ દેવડાવે છે. એ યાદ મ્હારા શરીરમાં વિરહ અગ્નિ પેદા કરે છે! દુષ્ટ મોતી! ત્હને ખબર નથી કે ત્હારી એવી મશ્કરી મ્હને કેટલો સંતાપ આપે છે! અંહ!" એમ કહી તે સોફા ઉપર આડી પડી ગઇ. છાતીપર હાથ મારી એક નિઃશ્વાસ મુકયો.

આયેશાની ખીલતી યુવાનીનો વિકાશ થયો હતો. તેના રૂપસાગરમાં અનેક ઉન્મત્ત તરંગો લહરો લેતાં હતાં. હૃદય પણ તેથીજ ઉછળતું હતું. બાલ્યાવસ્થાથીજ તેણે પોતાના ભવિષ્યના સુખનું જે ચિત્ર દોર્યું હતું તેમા વિધિએ પ્રસંગોપાત ડાઘાડુઘી પાડી વિકૃત કર્યું હતું. મહમ્મદ સાથે રજીયાનું લગ્ન થયુ તે વખતેજ તે મનોહર ચિત્ર ઉપર એક ખરાબ ડાઘ પડયો હતો પરન્તુ ઔરંગઝેબ સાથે સુજાને લડાઇ ઉભી થઇ ત્યારે તે ચિત્ર તદ્દન બેડોળ બની ગયુ! તેમ છતાં પણ શાહજાદી આયેશાના હૃદયમાં જે સ્વર્ગીય પ્રેમનો રસ ભર્યો હતો તે પડેલા ડાઘા કહાડી નાંખી વખતે આશાનાં નવાં કિરણો ફેલાવતો અને તે ચિત્રને ઉજ્જવળ બનાવતો. તેમ છતાં પણ નિરાશાની છાયા એકદમ મટી ગઇ નહતી.

નિરાશાની છાયા એકદમ મટી ગઇ નહતી છતા હમણાં આશાનો પ્રકાશ, આયેશાના હૃદયમાં નાના પ્રકારની રમત રમતો હતો. તે મનમાં

વિચારતી હતી કે: "ઘણા દિવસે, હૃદયના આરાધ્ય દેવતા જ્યારે નજીક આવ્યા છે ત્યારે તેના દર્શનનો લાભ એક વખત પણ કેમ ન લેવો? યત્ન કરવાથી તે મનમોહનનાં દર્શન અવશ્ય થશેજ. આટલા દિવસથી હૃદયમાં જે પ્રેમનો ઝરો રોકી રાખ્યો છે તેને છોડી દેવાથી પાષાણ પણ પીગળી જાય, ત્યારે શું મહમ્મદનું હૃદય તેના કરતાં પણ વધારે કઠિન હશે? એક દિવસ તો તે હૃદયમાંથી પણ પ્રેમનો ઝરો વહેતો હતો. શુ ત્યારે તે ઝરો સુકાઇ ગયો હશે? અથવા શું રજિયાના પ્રેમે તે ઝરાને અટકાવી રાખ્યો હશે? કવિ હાફિઝ કહેતો હતો કે "પ્રેમનો ઝરો કદી પણ સુકાતો નથી. તે ગમે તેટલે દિવસે પણ ફુટી નિકળે છે." આ શુ સત્ય હશે? હા તે મહાપુરૂષનું વાક્ય સત્યજ હોવું જોઇએ. મહમ્મદના હૃદયમાં પણ તેજ પવિત્ર પ્રેમનો ઝરો હોવોજ જોઇએ. ગમે તેમ હો પણ એકવાર યત્ન કરી જોઇશ. ત્યાર પછી નશીબમાં લખ્યું હશે તે થશે."

"વળી એક વાત્ત છે. મહમ્મદ આ વખતે પિતાના વિરૂદ્ધ છે. સત્ય છે, પિતાજી સાથે ભલે તેને વિવાદ હોય પણ મહમ્મદ સાથે મ્હારે ક્યાં શત્રુતા છે? મ્હેં એનું શુ બગાડયુ છે? એણે મ્હારૂં શુ બગાડયું છે મહમ્મદ પોતાના પિતાની આજ્ઞાથી મ્હારા પિતા સાથે લડવા આવ્યો છે. સારી વાત છે, ભલે તે પિતાની આજ્ઞા પાળે. પરતુ પિતા અથવા મ્હારી સાથે ત્હેને શત્રુતા કેમ થાય! ઔરંગઝેબ હમણાં બાદશાહ છે, મહમ્મદ યુવરાજ છે, તે નવું રાજ મેળવવા આવ્યો છે. પરન્તુ તેનુ હૃદયરાજ શુ જય કરી શકાશે નહિ? પ્રેમાસ્ત્રથી હું તેમ કરી શકીશ. ગમે તેવી તોપોના ગોળાનો ભયંકર અગ્નિ, પ્રેમના નિર્મળ જળમાં શાન્ત કરી શકીશ. અવશ્ય તેનું હૃદય હું જીતી શકીશ. તે બંગાળાનું રાજ્ય જય કરવાની આશાથી ભલે આવ્યો, હું પણ જોઉં છું કે તેના હૃદયનું રાજ્ય હું જય કરી શકું છું કે નહિ? દિગ્વિજયી શાહજાદા તરફ પ્રેમનું અસ્ત્ર ફેંકતાંજ તે પરાજિત થશેજ થશે જગતમાં નિર્મળ પ્રેમનો જયજ છે. પ્રેમે મ્હોટા મ્હોટા યોદ્ધાઓને, તપસ્વીઓને હરાવ્યા છે. પ્રેમનો જય થશેજ થશે."

શાહજાદી આમેનાનું હૃદય આવા વિચારોમાં ગુંથાયું હતું તેજ વખતે

તેની બ્હેનપણી મોતી બીબી તે ઓરડામાં દાખલ થઇ. મોતીએ આયેશાને ચિન્તામાં બેઠેલી જોઇ પૂછ્યું:–

"કેમ બ્હેન, આજકાલ હૃદયમાં કોનું ચિત્ર દોરે છે? કોના વિચારો કરે છે?"

"વરસો વધે તેમ વિચારો પણ વધે છે. ચિત્ર પણ સુંદર રીતે ચિત્રાય છે."

"શુ ઇચ્છાપૂર્વક તે ચિત્ર નજર આગળ લાવી શકાય નહિ?

'સ્થિતિ તો અનુકૂળ હોવી જોઇએ?"

"એવી શું સ્થિતિ થઇ છે કે તે માટે રાતદિવસ ચિન્તાના પ્રવાહમાં તણાવું પડે છે?"

"મોતી, તુ દહાડે દહાડે બાળક થતી જાય છે? અમારી સ્થિતિ તું જોતી નથી?"

"હુ તો વધારે કાઇ સમજતી નથી. સુલતાન સુજા પાસેથી બંગાળાનુ રાજ્ય કોઇ લઇ શકે એમ નથી.'

"લઇ શકે નહિ એ ખરૂં પણ લેવાનો યત્ન તો થઇ રહ્યો છે?"

"કોણુ લઇ શકશે? શાહજાદો મહમ્મદ? ઠીક, તે જોઇ લેવાશે."

"તું શું જોઇ લેશે મોતીયા?"

"તે આપણુને જીતે છે કે આપણે તેને જીતીએ છીએ તેજ જોઇ લઇશુ."

"આપણો જય થવાની આશા ક્યાં છે? તેઓ રાજમેહેલના કિલ્લામા ભરાઇ ગયા છે એટલે આપણી તોપો નકામી પડી છે."

"હું તોપો કે બંદુક વડે તેને જીતવાની વાત કરતી નથી." આયેશાએ જરાક હસીને કહ્યું.

"ત્યારે શી રીતે જીતાશે?"

"આપણી પાસે એક એવું હથિયાર છે કે તે વડે શાહજાદાને જીતી લઇ, બાંધીને અહિ લાવીશું."

"તે કયું હથિયાર મોતી?"

"તે હથિયારનું નામ શાહજાદી આયેશા."

"જુઠ્ઠી—તું—જુઠ્ઠી—મરવાનોજ રસ્તો!"

"જુઠ્ઠી કે સાચી તે વાત બાજુ મુક. મરવું કે જીવવું બેમાથી એક; પણ તું જોજે કે એ હથિયાર હું ચલાવી શકું છું કે નહિ?"

"શુ તું મ્હને તોપમાં પુરીને ચલાવશે?"

"પહેલાંજ કહ્યું કે તોપ, બંદુક સાથે મારે કાંઇ સંબંધ નથી."

"ત્યારે શુ મ્હને રાજમેહેલમાં ફેંકી આવશે?"

"તેમ પણ થાય. જો શાહજાદો થોડી મેહેનતે માનશે નહિ તો! પણ હથિયાર તો ચલાવવુંજ પડશે."

"એ શી વાત મોતી! શુ મ્હારે શાહજાદા પાસે ભિખારિણી થઇને ભિક્ષા માંગવા જવું પડશે?"

"આ વખતે અહંકાર રાખવાનો નથી. જે ઉપાયે બને તે ઉપાયે પણ શાહજાદાને જીતવોજ પડશે. જરૂર પડશે તો ત્હારે રાજમેહેલમા જવુ પડશે. તે વખતે બ્હીક રાખવી નહિ. પહેલાં હું તને મોકલીશ નહિ. હથિયાર ચલાવતાં પહેલા એક વખત સંધિ કરવાની વાતચિત કરવી પડે છે."

"તે શુ?"

"ત્હને ખબર છે કે લડાઇ થતાં પહેલાં એક દૂત જઇને પત્ર આપે છે?"

"પત્ર કોણ લખશે!"

"તે પણ કહું છું." એટલું બોલીને મોતીબીબી પત્ર લખવાનો સર્વ સામાન લઇ આવી અને બોલી:—

"હું જે કહું તે ધ્યાન દઇને સાંભળ."

"ત્હારી શું ઇચ્છા છે?"

"ઇચ્છા કાંઇ નથી. શાહજાદી આયેશાના પવિત્ર હાથના અક્ષર જોઇએ છે."

"ત્યારે શુ તું મ્હનેજ પત્ર લખવાનુ કહે છે?"

"હા, બ્હેન, હા. તું તે વળી પત્ર લખે? તને તો શાહજાદાની દરકાર નથી. પ્રેમની સાંકળમાં તો જાણે મેંજ તને બાંધી રાખી છે?"

"મર રે તું?"

"હા, મરેલીજ છું તો ! શાહજાદાને બાંધી લાવી હારા મ્હોં આગળ ઉભો કરીશ ત્યારેજ જીવતી થઇ જાણીશ. ચાલ, ઝટ પત્ર લખ. જો શાહજાદી, નકામો વખત ગુમાવવાથી કાંઇ ફાયદો નથી. અમારો ઘણા દિવસનો શુભ વિચાર નષ્ટ થવા બેઠો છે. હારા હૃદયમાં પણ નાના તરંગ ઉઠે છે. અમે સારી પેઠે જાણીએ છીએ કે: " તેં શાહજાદાને હારો પવિત્ર પ્રેમ અર્પણ કર્યો છે એટલે બીજા કોઇ સાથે તું કદી પણ પરણશે નહિ. પક્ષી જ્યારે આપણી પાસે આવી પહોંચ્યુ છે ત્યારે તેને પકડવાની જાળ પાથરવામાં ઢીલ શા માટે કરવી ?"

"પરન્તુ તે પકડી શકાશે ?"

"પકડાશેજ, તે માટે યત્ન તો કરવોજ જોઇશે ?"

"હેના મનના વિચારો શી રીતે જાણી શકાશે ? તેનો પહેલાં જેવો પ્રેમ હજુ રહ્યો છે કે બદલાયો છે તે કોણ જાણે ? બંગાળ જીતવાની આશાનો પ્રવાહ તેને કઇ દિશામાં તાણી જશે તે પણ કોણ જાણે ?"

"શાહજાદી, તે બધી આકાશ પાતાળની ચિન્તા મનમા લાવવાથી કાંઇ કામ થશે નહિ. મ્હને ખાત્રી છે કે હારા હૃદયનો નિર્મળ, દ્રઢ પ્રેમ તેને ખેંચીને લાવશેજ, જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે તેમ પ્રેમી હૃદય બીજા પ્રેમીને ખેંચે છેજ."

"તે તો હમણાં દિગ્વિજયી વીર પુરૂષ છે. શુ વીર પુરૂષનાં હૃદયને સ્ત્રીનો પ્રેમ જીતી શકે છે ?"

"ગમે તેવો વીર પુરૂષ હોય પણ પ્રેમની પાસે તેનો પરાજયજ થાય છે. જગતમાં પ્રેમનોજ જય થાય છે."

"સારી વાત છે કે જગતમાં પ્રેમનો જય જણાય છે પરન્તુ મ્હારા ક્ષુદ્ર પ્રેમની શક્તિ શાહજાદાના વીર હૃદયને કમ્પાવી શું શકશે ? વળી હમણા તે રજિયાના પ્રેમપાસમાં બધાયો છે."

"હું તારી તે કલ્પના માનતી નથી. રજિયાની સાથે માત્ર શાહજાદાનું લગ્નજ થયું છે. તેનું હૃદય હારા જેવું પ્રેમથી ભરેલું છે કે નહિ તે કોણ કહી શકે છે ?"

"ગમે તેમ હશે, હવે તું શું કહે છે?"

"હું એજ કહું છું કે હમણાં તું એક પત્ર લખ. તેમાં તમારો પહેલાંનો પ્રેમ અને હમણાંની સ્થિતિ અસરકારક શબ્દોમાં લખ. તે પત્ર મોકલીને તેના મનની સ્થિતિ પ્રથમ જાણી લેવી અને પછી બીજો ઉપાય કરીશું."

"અનેક દિવસ થયા હું તેને મળી નથી. શી રીતે પત્ર લખું? તેજ વિચાર કરૂં છું."

"વિચાર બાજુપર રાખ. હમણાં તો હું જેમ કહું છું તેમ તું કર."

"કદાચ મ્હારો પ્રેમ ને ભૂલ્યો હશે તો?"

"પ્રેમ તો કદી પણ ભૂલાતોજ નથી. પ્રેમનાં મૂળ હૃદયમાં ઉડાં હોય છે."

"પત્ર કોણ લઇ જશે?"

"તેની હું વ્યવસ્થા કરીશ."

"ઠીક, ત્હારા ઉપર મ્હને વિશ્વાસ છે."

આયેશાએ સુલતાન મહમ્મદને પત્ર લખ્યો. પત્ર પૂરો થયા પછી તેણે હસતાં હસતાં અને શરમાતા શરમાતાં મોતીના હાથમાં આપ્યો. મોતીએ વાંચીને હસતાંજ કહ્યું.—

"ઘણોજ સારો, ઘણોજ અસરકારક લખ્યો છે, આવી ચતુરાઇ અને આટલો પ્રેમ જોઇને સુલતાનનુ હૃદય પીગળી જશે. આ પત્રના એક એક શબ્દ તેના વીર હૃદયને વીંધી નાંખશે. તેને પ્રેમ બંધનમાં બાંધીને લાવશે."

આયેશાએ કહ્યું "બસ, હવે પ્રશંસા કરવી બંધ કર. હવે મને બીજું કોઇ કામ કહેતી નહિ."

"હમણાં જરૂર નથી. જરૂર પડેથી ત્હને કહીશ. હુ જાઉં છુ.' એટલું કહીને મોતી ચાલી ગઇ. આયેશા પાછી વિચારમાં પડી.

મોતી પત્ર લઇને પ્યારી બાનુની પાસે ગઇ. પ્યારી બાનુએજ મોતીને, આયેશા પાસેથી પત્ર લેવા મોકલી હતી. પ્યારી બાનુએ પત્ર વાંચ્યો, અને દુઃખ તથા આનંદના આવેગમાં બે બિન્દુ આંસુ પડી ગયા! તેણે મોતીને પુરૂષના પહેરવેશમાં પત્ર લઇ જવાની આજ્ઞા કરી. મોતી પણ પુરૂષનાં વસ્ત્ર પહેરી, કેટલાક વિશ્વાસુ ખલાસીઓને લઇ વહાણમાં બેસી પેલે પાર ગઇ.

પ્યારી બાનુએ આ બધી વાત શાહસુજાને કહી મોતીની બહાદુરી માટે શાહ તેની પ્રશંસા કરવા લાગ્યો.

૪

નિર્મળ જળવાળી ગંગાની છાતી ઉપર પોતાની છબી પાડતો રાજમેહેલ શોભી રહ્યો છે. દિલ્હી અને આગ્રા, જેના શિલ્પ-પ્રેમને માટે હમેશાં અમર થઇ રહ્યાં છે તે શહેનશાહ શાહજહાં બાદશાહનો પુત્ર થઇ, સુલતાન સુજા પણ પિતાના પ્રેમનો પરિચય આપે તેમાં આશ્ચર્ય શું? તેથીજ તેણે બંધાવેલા રાજમેહેલની અનેક અટારીઓ, અને અનેક કારીગીરી ગંગાના જળમાં છબી પાડી રહી છે. વર્ષાદના જળવડે આનંદમાં-ઉલ્લાસમાં આવેલાં ગંગાના જળ, રાજમેહેલને અથડાઇ શોભા આપે છે અને મેહેલની ભીંતો સાથે આનંદપૂર્વક, મધુરૂં યુદ્ધ કરે છે. કહો કે બે યોદ્ધાઓ મલ્લકુસ્તી કરી રહ્યા છે!

આરસપહાણના સુંદર પત્થરો વડે બાંધેલા, કારીગીરીવાળા એક ઝરૂખામાં બેઠેલો સુલતાન મહમ્મદ ગંગાની શોભા જોઇ રહ્યો છે વર્ષાદનાં કાળાં વાદળાઓને ખસેડી, ચંદ્ર દેવતા, વચમાં વચમા પોતાનો સ્નિગ્ધ પ્રકાશ ગંગામાં પાડે છે. તેથી મસ્ત તરંગો ફેંકતી ગંગાની શોભા વધે છે. મહમ્મદના હૃદયમા પણ તેમ થાય છે. ચિન્તાથી ભરેલા હૃદયમાં વખતે ગાઢ અંધકાર જણાય છે અને વખતે આયેશાના સુંદર મુખની છબી નજર સ્હામે જોતા હૃદયમા પ્રકાશ પડે છે. ગંગા નદીમાં ચંદ્રનો પ્રકાશ પડે છે. મહમ્મદના હૃદયમાં આયેશાની છબી ઝળકી ઉઠી છે.

જે સમયે સુલતાન મહમ્મદ ઝરૂખામાં બેસી ગંગાજીની શોભા જોતો હતો તે સમયે એક પહેરેગીરે આવી સલામ કરી.

મહમ્મદે કહ્યું: "શી ખબર છે?"

"જહાંપનાહ! સેનાપતિ મીર જુમ્લા પાસેથી સમાચાર લઇને એક યુવાન તમને મળવા આવ્યો છે. તે આપ નામદારનેજ મળવા માંગે છે."

"ઠીક તેને અહિં લઇ આવ."

"જો હુકમ." કહીને પહેરેગીર ચાલ્યો ગયો.

થોડી વારમાંજ તે એક સુંદર યુવકને લઇ પાછો આવ્યો. વાંચક ! શું તમે આ યુવકને ઓળખી શકો છો ? પ્યારી બાનુની આજ્ઞા પ્રમાણે મોતીએ પુરૂષ વેશ પહેર્યો હતો તેજ એ યુવક પોતાને મીર જુમ્માનો માણુસ કહે છે. તેણે પોતાનો સ્ત્રી વેશ એવી રીતે છુપાવ્યો છે કે જેથી તેને કોઇ પણ માણુસ પુરૂષજ જાણતો.

સુલતાન મહમ્મદે તેને પૂછ્યું: "તું શા સમાચાર લાવ્યો છે ?"

"સુલતાન, હું તે સમાચાર તદન એકાંતમાં કહી શકીશ."

સુલતાને પહેરેગીરને કહ્યું કે: "તું અહિંથી ચાલ્યો જા."

સુલતાનની આજ્ઞા થતાંજ પહેરેગીર ત્યાંથી ચાલ્યો ગયો. મોતીએ હાથ જોડી કહ્યું: "શાહજાદા, મ્હારો અપરાધ ક્ષમા કરવાનું અભય વચન આપો તો હું બધી વાત કહું."

"કોઇ પણ જાતની બ્હીક વગર જે કહેવું હોય તે કહે."

"હું સેનાપતિ મીર જુમ્માની પાસેથી આવતો નથી."

મહમ્મદ ચમક્યો, અને આસપાસ પડેલી ન્હાની બંદુક હાથમાં લઇ બોલ્યો: "ત્યારે તું ક્યાંથી આવે છે ?"

"હું ટોડાથી આવું છું."

"ટોડાથી આવે છે ત્યારે જુઠું શા માટે બોલ્યો ?"

"મ્હારા કાર્યની સિદ્ધિ માટે."

"ત્હારૂં કયું કાર્ય છે ? તને સુલતાન સુજાએ મોકલ્યો છે ?"

"ના, શાહજાદા."

"ત્યારે તને કોણે મોકલ્યો છે ?"

"હું શાહજાદી આયેશા પાસેથી આવ્યો છું."

હવે શાહજાદો ઠંડો પડ્યો. હાથમાંની ન્હાની બંદુક બાજુમાં મૂકી દીધી. તેના ચ્હેરા ઉપરની ભય કરતા બદલાઇ ગઇ. તે હાસ્ય ભરિત ચ્હેરે ઉતાવળે બોલ્યો: "શું આયેશા પાસેથી ? તેણે શું ત્હને અહિંજ મોકલ્યો છે ?"

"તેણેજ મ્હને શાહજાદા પાસે મોકલ્યો છે."

"તેણે શું કહ્યું છે તે કહે."

"તે મ્હારે કહેવું પડશે નહિ, તેણે પોતે જાતેજ કહ્યું છે."

"તે શું કહે છે?"

"શાહજાદાની આજ્ઞા થતાંજ તેનો પત્ર આપી શકીશ."

"શું તેણે પત્ર મોકલ્યો છે?"

"શાહજાદાનું અનુમાન સત્ય છે."

"ત્યારે ઢીલ શા માટે કરે છે? તે પત્ર મને ઝટ આપ."

"આજ્ઞા," કહીને મોતીએ પોતાના ગજવામાંથી એક પત્ર કહાડી શાહજાદાના હાથમાં આપ્યો. તેજ સમયે ચારે દિશામાં ચંદ્રનો પ્રકાશ પડયો. સઘળી દિશાઓ જાણે હસવા લાગી. ઉતાવળે હાથે પત્ર ફોડી, કમ્પતે હાથે મહમ્મદ પત્ર વાંચવા લાગ્યો:—

"પ્રાણાધિક!

તે વખતની વાત મનમાં આવે છે કે? તેજ તમે અને તેજ હું, જ્યારે ન્હાનાં હતાં તે વખતે હૃદયમાં અનેક આશાનાં ઘર બાંધતાં હતાં. પ્રિય, આપણી તે આશાની છબી કેવી સુંદર જણાતી હતી! સર્વ શક્તિમાન ઇશ્વરે તમારી નજર સ્હામે તખ્તે-તાઉસનો ઉજ્વળ પ્રકાશ રાખ્યો છે, પરંતુ અભાગિની આયેશાની નજર સ્હામે હમેશાં અંધકાર કરી મૂક્યો છે. તમે રઝિયાના હૃદય આસન ઉપર બેઠા છો, અને કાલે સ્હવારે તખ્તે-તાઉસ તમને આલિંગન કરશે, પરન્તુ ઘણા દિવસથી એક ન્હાનકડું આસન તમારા ચરણ સ્પર્શને માટે પુષ્પ ચન્દન લઈને વાટ જુવે છે; શું તમને તેની ખબર છે? અને શું તમારાં પવિત્ર પગલાં વડે તે આસન એક વખત પણ પવિત્ર થશે? તેમ નહિ થશે તો તે આસન દરિયામાં ડુબી જશે પણ બીજું કોઇ ત્હેનો સ્પર્શ કરી શકશે નહિ! તમે ભરતખંડના રાજા થયા છો. અમે રસ્તામાં ટુકડા માગનાર ભિખારી થયાં છીએ? પિતાનો શો અપરાધ છે કે તખ્તે-તાઉસની આશા છોડવા છતાં પણ જંગલે જંગલ ભટકે છે? તેણે તો બધુંજ છોડયું છે. પરન્તુ ન્હાનકડું બંગાલનું રાજ્ય પણ અમારૂં પેટ ભરવાને રહેશે નહિ? અથવા શું તેમના નશીબમાં મ્હોટા કાકા દારા શિકોહના જેવું લખાયું છે? મ્હારા ભાગ્યમાં શું છે તે તો

હું જાણુતીજ નથી. બાદશાહ શાહજહાંનના કુટુંબીઓના નશીબમાં આવું લખ્યું હશે તે કોણ જાણુતું હશે! આજે તેનો વચલો છોકરો સુલતાન સુજા, ચોરની પેઠે જંગલે જંગલ ભટકતો ફરે છે! રસ્તામાં ભટકતા ભિખારીની પેઠે, તેનો કુટુંબ પરિવાર ભીખ માંગે છે' રડે છે, અને તેમ છતાં પેટ ભરાતુ નથી! શુ બંધુઓ ઉપર બધુ દયાહીન હોય? ઈશ્વરે દયાનો જન્મ આપ્યો છે તે કોને માટે? દુઃખી ઉપર દયા ન કરવી? આપણા પવિત્ર ધર્મશાસ્ત્રમાં કહ્યુ છેઃ 'જાતિભાઈ ઉપર દયા કરવી. તેને જીવિતદાન આપવું.' પણ હુ જોતી નથી કે દુનિયામાં 'દયા' છે. અમારી કેવી દુર્દશા છે તે નજરે જોવાનું આમંત્રણ કરૂં છું. એકવાર પધારશો? એકવાર આવી જાઓ અને જુઓ કે અમે કેટલુ દુખ ભોગવીએ છીએ. સુલતાન સુજા, પ્યારી બાનુ, અને તેના કુટુંબીઓની કેવી અવદશા છે તે નજરે જોવાનો વખત મળશે કે? પ્રિય, તમારી એક વખતની વહાલી આયેશાની અવદશા જોવાનું તો મન થશે કે તે પણ નહિ? બાલ્યાવસ્થામા તમે એક દિવસ મ્હારા ગાલ ઉપર તમાચો માર્યો હતો અને મ્હારો ગાલ લાલ થઈ ગયો હતો તે યાદ છે કે? તે વખતે મેં રડી દઈ, ગુસ્સામા આવી એક ફુલ તમને માર્યું હતું તે યાદ છે કે? પ્રિય, મ્હે તમને કેટલી ફુલની માળાઓ પહેરાવી છે તથા તમે મ્હને કેટલાં અત્તરો વડે ન્હવડાવી દીધી હતી તે યાદ છે કે? તમને જોવાને હું કેટલા કેટલા યત્ન કરતી હતી અને આપણે બન્ને વાતોમાં કેટલી રાત ગુમાવી છે તે યાદ છે કે? પ્રિય, એ બધું તમે ભુલી ગયા છો એમ જણાય છે! આ જગતમાં ખરો પ્રેમ છેજ નહિ એમ જણાય છે. તમને સુખી કરવાને મારી કેટલી તીવ્ર ઇચ્છા હતી તે તમને યાદ આવે છે કે? તેજ તમારી આયેશાની દુર્દશા જોવા આવો! પ્રિય એકવાર આવો. નહિ આવશો તો પણ તે દાસી એક વખત તમારા ચરણ તળે આવી પડશે તે વખતે તમે તેને ગંગાજીમાં ફેંકી દેજો. એજ.

**અભાગિની આયેશા."**

આ પત્ર વાંચતાં વાંચતાં મહમ્મદની આંખમાં આંસુ આવી ગયાં! એક બે ટીપાં ગાલ ઉપરથી સુરવાલ ઉપર પરી પડયાં. મોતીએ કહ્યું:—

"શાહજાદા, કાંઇ ઉત્તર મળશે કે ?"

"મળશે. જરા વાર થોભી જા. તને મારે કાંઇક પૂછવું છે."

"આપની ઇચ્છા હોય તે પૂછો."

"ખરેખર, શું આયેશાએજ આ પત્ર મોકલ્યો છે ?"

"શાહજાદા, હું સત્ય કહું છું કે શાહજાદીએજ પોતાને હાથે આ પત્ર લખી મોકલ્યો છે."

"ત્યારે આ પત્ર તેના પોતાના હાથનોજ લખેલો છે ?"

"હા, શાહજાદા."

"હને એક વાત પૂછવાની ભૂલી ગયો છુ, હારૂ નામ શું ?"

"મ્હારૂં નામ આસમાન."

મોતીએ પોતાનું ખરૂં નામ છુપાવીને નવુંજ નામ કહ્યું. મહમ્મદે એક નોકરને બોલાવી મોતીને રહેવા માટે એક ઓરડો આપવા આજ્ઞા ફરમાવી, અને ત્યાર પછી પોતે પણ ત્યાંથી ચાલ્યો ગયો.

પોતાના ખાનગી ઓરડામાં ગયા પછી મહમ્મદે પોતાના લશ્કરી આગેવાનોને બોલાવ્યા. તેઓ આવી પહોચ્યા એટલે મહમ્મદે કહ્યું:-

"હુ તમને એક વાત કહેવા માગું છુ તમે તે સાંભળશો ?"

બધામાંથી એક જણે આગેવાની લઇ ઉત્તર આપ્યોઃ-

"સુલતાનની આજ્ઞા અમે માથે ચઢાવીશુ."

"હમે સુલતાન સુજાની સ્થિતિ કેવી છે તે જાણો છો ?"

"કેમ ? તેઓ તો સારી સ્થિતિમાં છે. હમણાં તો તેણે ઘણું લશ્કર પણ એકઠું કર્યું છે."

"તેમ હશે પરન્તુ તેના લશ્કર વડે શુ તે બાદશાહી લશ્કર હરાવી શકશે?"

"નહિજ, નહિજ."

"ત્યારે તેની સ્થિતિ શી રીતે સારી કહેવાય ? ખરી રીતે જોતાં તેની સ્થિતિ સારી નથી. જુવો, તેને દુઃખી કરવા માટે બાદશાહે કેટલા ઉપાયો લીધા છે? દરિયાના ઉછળતા તરંગો જેટલું લશ્કર મોકલી આપ્યું છે. સેનાપતિ મીરજુમ્લાને અને તમને તેમજ મને મોકલ્યા છે, અને જરૂર

પડશે તો હજુ પણ લશ્કર આવી પહોંચશે. સેનાપતિ આવશે અને બાદશાહ પોતે પણ આવશે, પરન્તુ સુલતાન સુજાનો અપરાધ શો ? તેણે તખ્તે તાઉસની આશા છોડી દીધી છે, પરન્તુ બાદશાહ, કોણ જાણે શા વિચારથી તેના જીવનનો આધાર થઇ પડેલો બંગાળા દેશ તેના હાથમાંથી લઇને સુલતાન સુજાને રસ્તાનો ભિખારી કરવા ચ્હાય છે ? હું ઘણા દિવસથી વિચાર કરતો હતો કે બાદશાહનું આ કાર્ય તદ્દન અન્યાય ભરેલું છે. હમણાં સેનાપતિ પાસે નથી. તેથી મેં નિશ્ચય કર્યો છે કેઃ ન્યાય અને ધર્મને ખાતર હું સુલતાન સુજાની તરફેણમાં જઇશ, અને પ્રાણ જતાં સુધી તેને મદદ કરીશ. તમે મ્હારી મદદમાં આવવા તૈયાર છો કે ?"

મહમ્મદની વાત સાંભળતાંજ પહેલાં તો બધા અમલદારો સ્તબ્ધ થઇ ગયા. કેટલીક વાર સુધી વિચાર કર્યા છતાં જવાબ દીધો નહિ એટલે મહમ્મદે કહ્યું:-

"તમે ચુપ કેમ રહ્યા છો ? શું તમે મ્હારા વિચાર પ્રમાણે વર્તવા રાજી નથી ? તમે મ્હારી મદદમાં નહિ આવશો તો પણ મેં તો જે ધાર્યું છે તે હું કરીશ એમજ જાણજો."

મહમ્મદના છેલ્લા શબ્દો સાંભળતાંજ તેમની વિચારમાળા તુટી પડી. તેઓ એક બીજાના મ્હોં સ્હામુ જોવા લાગ્યા અને પોતાની મરજી નહિ છતાં પણ મહમ્મદને ખુશી રાખવા માટે બોલ્યાઃ "અમે સુલતાનની આજ્ઞા પાળવાને હમેશાં રાજી છીએ. આજ્ઞા કરો, અમારે શું કામ કરવાનું છે ?"

"હું હમણાંજ ટોડાના કિલ્લા તરફ જઇશ. તમે ત્યાં કાલે જવાની વ્યવસ્થા કરો. મ્હારૂં બધું લશ્કર એકદમ ત્યાં આવી પહોંચવું જોઇએ. સેનાપતિને આ વાતની ખબર પડે નહિ."

"સુલતાનની આજ્ઞા જરૂર પાળીશું." એટલું કહીને અમલદારો ત્યાંથી ચાલ્યા ગયા. મહમ્મદ ઓરડામાંથી બહાર નિકળ્યો અને બુમ પાડી કેઃ "આસમાન."

પળવારમાં મોતી આવીને હાજર થઇ, તેણે પૂછ્યું: "શાહજાદા શી આજ્ઞા છે ?"

"ત્હારી સાથે વહાણ છે?"

"હા, શાહજાદા."

"ઠીક, તું વહાણ ઠીક કર. હું હમણાંજ ત્હારા વહાણમાં બેસી ત્હારી સાથે આવું છું."

"જી, હુજુર." કહીને મોતી ત્યાંથી ચાલી ગઈ. મહમ્મદે પોતાના એક નોકરને એક જુદા વહાણમાં આવવાનું કહ્યું, અને પોતે મોતીના વહાણમાં બેઠો. વહાણે ગંગાની છાતી ઉપર સડસડાટ ચાલવા માડયું.

૫

ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશ વડે ગંગાના પાણી ચળકી રહ્યાં છે. વાદળાંની વચમાં હાસ્ય કરતો ચંદ્રમા, આકાશના ખોળામાં બેઠો બેઠો પ્રકાશનો ફુવારો ફોડી રહ્યો છે. તેમ થવાથી ચારે દિશા સ્નિગ્ધ થઈને હસી ઉઠી છે. એક બે કાળાં વાદળા, ચંદ્રની પાસે આવી પહોંચ્યા છતા સફેદ થઇ ગયાં. નીલ આકાશ, પોતાની વિશાળ છાતી પાથરીને, પ્રકાશનાં તરંગો પોતાનામાંજ સમાવવાનો યત્ન કરી રહ્યું છે. પ્રકાશ પણ બ્હીને ન્હાસતો ગંગાના જળમાં પડી ગયો છે. તેજ વખતે નદીના હૃદયમાં રૂપેરી તરંગો ઉઠવા લાગ્યા અને હૃદય ભેદીને રૂપેરી ધારાઓ જાણે તળીઆને સ્પર્શ કરવા લાગી. વર્ષાદનાં વાદળાં વિખરાઇ ગયાથી, નિર્મળ ચાંદરણાના પ્રકાશથી જ્યારે દિશાઓ હસી ઉઠી, ત્યારે પૃથ્વી ઉપર સ્વર્ગની છબી આવી પડી હોય તેમ જણાતું, અને વિશેષ કરીને નદીના હૃદય ઉપર તે પ્રકાશની રમત એક અતીવ સૌન્દર્ય બતાવી, જોનારને મુગ્ધ કરી નાંખતું.

"આસમાન્! ચન્દ્રના પ્રકાશમાં, વહાણમાં બેઠાં બેઠાં એક ઇચ્છા થઇ આવી છે. શું તું તે પુરી કરશે?"

"થઇ શકશે તો અવશ્ય કરીશ."

"આસમાન્, શું તું ગાયન જાણે છે?"

મોતીએ પહેલાં તો હા, ના, કહી પણ પછી કહ્યું.–

"થોડુંક આવડે છે."

"ત્યારે ત્હારૂં ગાયન સાંભળવાની મ્હારી ઇચ્છા થઇ છે."

"આપની આજ્ઞા પાલન કરવી એ મ્હારો ધર્મ છે." એટલું કહીને મોતીએ એક ગાયન શરૂ કર્યું.

"છવાઇ વાદળી હૃદયે, નિરાશાની ભરેલી જે,
"છતાં આશા, નથી જાતી, મૂરત મધુરી ઠરેલી છે.
"હૃદય મન્દિરમાં પ્રેમે, કુસુમે, ને ચન્દને પૂજે,
"જીવન દોરી, જીવન આશા, ઘડી ઘડી અતરે ધ્રુજે.
"નથી પ્રેમની કિમ્મત ને, નથી કિમ્મત મહોબ્બતની,
"નથી કંઇ દાદ કે ફરીઆદ, જગતમાં પ્રિય સોબતની.
"હસે છે મનરૂ કોઇનું, રૂવે છે દિલ બીજાનુ,
"છતા કયાં જઇ કહેવું એ, પીએ છે ખુન ત્રીજાનુ.
"જહાં છે પ્રેમ ત્યહાં જીભત, સદા એ ભોગવે આદમ,
"લીઓ લ્હેજત જરા ચાખી, સનમ ઉભી ઉભે કદમ."

× × × ×

મોતીના કોમળ કણ્ઠમાંથી નિકળતો ધ્વનિ, શાંત રાત્રે, વેગળે સુધી જઇ વાયુમાં મળી જતો. તેના સંગીત ઉપર સુલતાન મહમ્મદ મોહ પામ્યો. ત્હેણે પૂછ્યું:-"આસમાન્! તું પુરૂષ છે કે સ્ત્રી ?"

"કેમ શાહજાદા ? તે સવાલ પૂછવાનું શુ કારણુ ?"

"આવો કણ્ઠ પુરૂષનો કદી સાંભળ્યો નથી."

"અભ્યાસ કરવાથી પુરૂષનો પણુ આવો કણ્ઠ સ્વર નિકળી શકે."

"તું કોની પાસે શીખ્યો છે ?"

"પ્યારી બાનુએ મ્હને થોડું થોડું શીખવ્યુ છે."

"આ ગાયન શું ત્હેનીજ પાસેથી શીખ્યો છે ?"

"ના, શાહજાદા, આ ગાયન તો મ્હને શાહજાદી આયેશાએ બનાવીને શીખવ્યું છે."

"શું તે કોઇ કોઇ વખત આ ગાયન ગાય છે ખરી કે ?"

"તેને મ્હોડેથી આ ગાયન હમેશાં સાંભળુ છું અને ઘણીવાર તેની આંખોમાંથી આંસુ પણુ પડે છે."

"શુ ત્યારે તે આ ગાયન મ્હારે માટેજ ગાય છે?"

"તે હું શી રીતે જાણું શાહજાદા? હવે તો તમે ત્યાંજ જાઓ છો, એટલે તેને પૂછી જોજો."

"તું કેટલા દિવસથી તેની પાસે નોકરી કરે છે?"

"હુ ન્હાનપણુથીજ તેમની પાસે રહું છુ."

"શું તે કોઇ દહાડો મ્હારી વાર્તા કરે છે ખરી?"

"હા, શાહજાદા. તે વારંવાર આપનીજ વાત કરે છે. અરે વાત કરતાં કરતાં મૂર્ચ્છા ખાઇ પડે છે અને ગાંડી જેવી બની જાય છે. તે વારંવાર તમારૂંજ નામ દે છે. એટલુંજ નહિ પણ તેના ઘરનાં બધાંને મ્હોડે આપનું નામ સાંભળ્યું છે."

"શાહજાદી આયેશા કાઇ વિશેષ કહે છે કે?"

હા, તે કહે છે કે: "શાહજાદા મ્હને ભૂલી ગયા પણ હું તેમની મનોહર મૂર્તિને કદી પણ ભૂલીશ નહિ. શાહજાદા, તે તમારે માટે દિવાની બની છે. તમારા પ્રેમમા તે ભાન ભૂલી છે. રાત દિવસ તે તમનેજ ઝંખે છે. તમે તેને શુ કાંઇ જાદુ કર્યો છે. ત્હેને તો ચિતભ્રમ વાયુ થયો હોય તેમ થયું છે."

"ત્હને કેમ ખબર પડી?"

"તે શાહજાદી હોવા છતાં ઉદાસ ને ઉતરેલે ચ્હેરે આમતેમ ફરે છે. તેને પહેરવાના સારા વસ્ત્રાલંકારો છતાં જાણે તે જોગણ હોય તેમ એક સફેદ લુગડું પહેરે છે. તેને જમવાના સારા સારા પદાર્થો છતાં તે કોઇ એકજ સ્વાદ વગરની વસ્તુ જેમ તેમ ખાઇ લે છે અને તેને સુવાને પલંગો છતાં માત્ર એક સાદડી ઉપર આખી રાત પાસાં ઘસે છે! સુગંધી ફૂલો તથા અત્તરોને તે હાથ પણ લગાડતી નથી! જાણે તેને એ બધી વસ્તુઓ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો હોય તેમ જે જે વસ્તુને જુવે છે તે વસ્તુ જોઇને મ્હોઢું કટાણું કરે છે! તેથીજ હું જાણું છું કે તે આપના દર્શનને માટેજ દિવાની બની રહી છે."

"શું તું આ બધુ સત્ય કહે છે?"

"શાહજાદાની પાસે જુઠું બોલવાનું પ્રયોજન નથી."

"તે મ્હારે માટેજ વિચારો કરે છે એ શી રીતે જાણ્યું?"

"શાહજાદા, તે વાર વાર કહે છે કેઃ હું અને શાહજાદો જ્યારે ન્હાનાં ન્હાનાં હતાં ત્યારે એક બીજા ઉપર બહુ પ્રેમ રાખતાં. હું તેના વાળમાં તેલ નાંખતી, તેના શરીરે અત્તર લગાડતી. તેના ગળામાં પહેરવાની ફુલની માળા ગુંથતી અને મ્હારે હાથે પહેરાવતી. તેના હાથમાં હાથ ભેરવી બગીચામાં ફરવા જતી. જ્યારે તે બપોરે ઉંઘી જતો ત્યારે મ્હને જરા પણ ગમતું નહિ તેથી હું તેને થોડીવારે ઉઠાડવા જતી, અને તે વખતે મ્હારો ઠંડો હાથ તેના સ્વચ્છ કપાળ ઉપર મૂકતી. તે વખતે શાહજાદો આંખો ઉઘાડી થોડું થોડું હસતો, મારા હાથ ઝાલી લઇ તેના ઉપર ચુંબનો કરતો. કોઇ વખતે તો હુ તેના કપાળે હાથ મૂકી તરતજ પલંગ નીચે ભરાઇ જતી. શાહજાદો આંખ ઉઘાડી મ્હને આમ તેમ શોધતો વળી આંખો મીંચતો, વળી પાછી હું જઇ તેના કપાળ ઉપર હાથ મૂકતી એટલે તે ઓચિંતો મ્હારા હાથ ઝાલી લઇ ચુબનો કરતો. મ્હારા નાજુક હાથ તેને બહુ વહાલા લાગતા. અમે બન્ને સાથે કાવો પીતાં, સાથે જમતાં, સાથે ફરતાં. તે મ્હને પ્રેમની મીઠી નજરે જોતો. તે જરાક આડું જોઇને મ્હારી સાથે વાત કરતો ત્યારે મ્હને બહુ સારૂં લાગતું. જાણે તે મ્હારા ચિત્તને પોતાની તરફ ખેંચી લેતો. તે બદામ, પીસ્તાં, અને દ્રાક્ષ લાવી મ્હારા મ્હોઢામાં મૂકતો. હું તેના હાથમાંથી લઇ લઇ તેના મ્હોંમાં મૂકતી. અમે બન્ને આનંદપૂર્વક ફરતા અને રહેતાં. મ્હને તેના વગર એક પળ પણ ચેન પડતું નહિ. તે મારી સાથે લાડ કરતો. વખતે રિસાઈ જતો, ત્યારે હું તેને વિધવિધ પ્રકારે મનાવતી. તેના માતા પિતાથી મનાતો નહિ પણ જ્યા હું તેની પાસે જઇ ઉભી અને તેના હાથમા હાથ ભેરવી ધીમે વાતો કરતી ત્યારે તે ઝટ મનાતો. તે કોઇ કોઇ વખત તો કહેતો કેઃ મારૂં માથું દુઃખે છે ત્યારે તો મ્હારૂં કાળજું કુમાઇ જતું. મ્હારા ખોળામાં તેનું માથું લઇ હુ તેને માથે ઠંડી દવાઓ ઘસતી. અહા! જે વખતે તે મ્હારા ખોળામાં સુતો અને મ્હારા સ્હામુ જોઇ રહેતો ત્યારે હું સ્વર્ગનું સુખ ભોગવતી. તે ના કહેતો છતાં હું તેના કપાળ

ઉપર દવાઓ ઘસ્યાજ કરતી. હું તેના માથાને મ્હારા ખોળામાં રાખી દબાવી દબાવીને ઘસતી તે મ્હારા હાથ ખસેડી નાંખી ઉઠવા જતો પણ હું તેના હાથ પકડી રાખી કહેતી કે: 'હજુ અહિં દવા ઘસવાની છે હજુ આ બાજુ દવા ઘસવાની છે. હજુ આ બાજુ દવા રહી ગઇ છે, ઘણીવારે તે મ્હારા મનમોહનને હું મ્હારા ખોળામાંથી ઉઠવા દેતી. અહા! હું કેટલું સંભારૂં ? જ્યારે તે મ્હારા ખોળામાંથી ઉઠતો ત્યારે તે મ્હારા હાથ દબાવતો! અહા! તેને મારી કેટલી દયા? તે મ્હને જોવાને તલપાપડ થઇ રહેતો. હુ તેને જોવાને વિજળીની ઝડપે તેની પાસે દોડી જતી. અરે, અમે મોડી રાત સુધી સુતા સુતા વાતો કરતાં. જ્યારે તે ઉંઘી જતો ત્યારેજ હુ ઉંઘતી.' આવું કહેતાં કહેતાં તેની આંખોમાંથી ચોધાર પાણી પડતાં. 'શાહજાદા, તમે પરણ્યા પછી તેની જરા પણ ખબર લીધી નહિ. તે તમારે માટે કલ્પાત કરી રહી છે. પણ તમે તો તે બધું ભૂલીજ ગયા! તમે આવા કઠોર, આવા નગુરા, આવા કઠણ હૈયાના! જાઓ જાઓ, પુરૂષોનો વિશ્વાસ શો?" એટલુ કહીને મોતીએ ડપકા ભરેલી આંખે તેના સ્હામુ જોયું શાહજાદાનુ હૃદય ધડક ધડક ઉછળવા લાગ્યું. તેને ન્હાનપણની બધી વાતો યાદ આવી. તેના મ્હો આગળ જાણે શાહજાદી આયેશા રડતી ઉભી હોય તેવું જણાયું. જાણે તે ગુસ્સામાં ઉભી હોય અને તેમ છતાં પણ તેના નેત્રમાં સ્વર્ગીય પ્રેમ ભરેલો હોય એવું જણાયું. અહા! તે કેવું આનંદદાયક સ્વપ્ન! તે કેવું મનોહર ચિત્ર!

તેજ વખતે ખલાસીએ વાંસને પાણીમા નાંખ્યો. પાણીમાં ધબકારો થતાંજ શાહજાદાની મોહનિદ્રાનો ભગ થયો, તે ચમકયો અને શાન્ત સ્હેરે મોતીને પૂછ્યું: "આસમાન્! શાહજાદીને મ્હારા ઉપર એટલો બધો પ્રેમ, એટલો બધો મોહ થવાનુ કારણ શુ? તે આટલી બધી ચિન્તા શા માટે કરે?"

"શાહજાદા, ન્હાનપણમાં જે માણસો સાથે રહે છે તેમનો નિઃસ્વાર્થ અને નિર્મળ પ્રેમ બંધાય છે. એ પ્રેમ, ગમે ત્યારે પણ જતો નથી. એ પ્રેમનું મનોહર ચિત્ર, એક બીજાના હૃદયમાંથી કદી પણ ભુસાતું નથી. તે સ્વર્ગીય પ્રેમની સ્નિગ્ધ જ્યોતિ કદી પણ ઝાંખી પડતી નથી. પછી બન્ને

પ્રેમીઓ ગમે તેટલાં જુદાં પડે પણ એક બીજાના હૃદયમાં, પોતાના પ્રેમની પૂજા કર્યાજ કરે છે. તમે રજિયાને પરણ્યા ત્યારથી શાહજાદી વિખુટી પડી, અને ત્યારથી તમારાં દર્શન કરવાની તેને તક મળી નહિ. એટલે તે વધારે ને વધારે મુઝાવા લાગી. એજ કારણ હવે સમજ્યા ?"

"આસમાન્! તું ચતુર છે. બુદ્ધિમાન છે. અમારા બેના પ્રેમને સારી પેઠે સમજનાર છે. વારૂ, પણ વળી એક વાત પુછું છું. મ્હારા પિતા સાથે આયેશાના પિતાને દુશ્મનાવટ છે છતાં તે મ્હારા ઉપર આટલો બધો પ્રેમ રાખે છે તેનું કારણ?"

"શાહજાદા, જેને દુશ્મનાવટ છે તેને ને તમારા બન્નેના પવિત્ર પ્રેમને શું લાગે વળગે છે? તમારી સાથે તો દુશ્મનાવટ થઇ નથી ને?"

શાહજાદાએ ધીમેથી જવાબ આપ્યો: "ના."

આશમાને આગળ ચલાવ્યું કે: "જેના હૃદયમાં એક વખત નિર્મળ પ્રેમનો ચંદ્ર ઉગે છે તે કદી પણ અસ્ત થતો નથી. પછી બન્ને પરણે કે ગમે તેટલાં વેગળાં રહે તો તેથી શું થયું ?"

શાહજાદાએ આ વખતે એક નિશ્વાસ નાંખ્યો અને પોતે શાહજાદીના પ્રેમને ઓળખી શક્યો નહિ તેને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેણે પૂછ્યું: "આસમાન, મ્હેં શાહજાદીનો ગુન્હો કર્યો છે. એ પાપ થયું છે. હવે પાપનું પ્રાયશ્ચિત્ત શી રીતે કરવું ?"

આસમાન: "તેનો ઉપાય મ્હારી શાહજાદી બતાવશે."

શાહજાદો: "સારૂ, તે કહેશે તેમ હું કરીશ. પણ આ પત્ર ત્હારી સાથે મોકલવાનું શું પ્રયોજન ?"

આસમાન: "મ્હારી ઉમ્મર ન્હાની છે. વખતે આપની સાથે કંઇ વધારે ઓછું બોલાય તો તમે માફ કરો માટે."

શાહજાદો: "જો મેં તે પ્રમાણે ત્હારો ગુન્હો માફ ના કર્યો હોત તો ?"

આસમાન: "તો શું ? શાહજાદીને ખાતર દુઃખ ભોગવત. હું તેનું નિમક ખાઉં છું."

શાહજાદો: "તેં દુઃખ ભોગવવાનો નિશ્ચય કર્યો હતો ?"

આસમાનઃ "ના, શાહજાદા, હું જાણતો હતો કે જેમ શાહજાદી આયેશા તમને ચ્હાય છે તેમ તમે પણ તેને ચ્હાઓ છો. મોટી ઉમ્મર થવાથી તમે એક બીજાને પોતાના પ્રેમની પરીક્ષા આપી શક્યા નહિ. છતાં તમારા બન્નેના હૃદયમાં પવિત્ર પ્રેમ હતો એતો નક્કીજ. પ્રેમનો એવો નિયમજ છે કે જેવો નિર્મળ પ્રેમ એકના હૃદયમાં હોય છે તેવોજ નિર્મળ નિઃસ્વાર્થ પ્રેમ બીજાના હૃદયમાં પણ હોય છે. માત્ર મ્હોડેથી તેઓ બોલી શકતાં નથી એટલુંજ. શાહજાદા, જગતમાં નિર્મળ પ્રેમનોજ જય થાય છે."

શાહજાદોઃ "વાહ, આસમાન, તું એ બધી ચતુરાઇ શીખ્યો છે ખરો. શાબાશ છે ત્હને! નોકર તો ત્હારા જેવોજ જોઇએ. તું સાચુંજ કહે છે કે જગતમાં પ્રેમનોજ જય થાય છે."

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં મોતીએ કહ્યું: "શાહજાદા, વહાણ કિનારે આવી પહોંચ્યું છે."

શાહજાદો મહમ્મદ કિનારે ઉતર્યો. મોતી પણ ઉતરી. તે સ્થળે સુજાનો પુત્ર બુલન્દઅખ્તર, કેટલાંક માણસો લઇને શાહજાદાને માન આપવા, તેડવા, આવ્યો હતો. સુજા અને પ્યારી બાનુએ તેમને પહેલાંથીજ ત્યાં જવાનો હુકમ આપ્યો હતો. બુલન્દ અખ્તરે શાહજાદાને નમન કરી, હસતે ચ્હેરે અભિવંદન કર્યું. મહમ્મદે તેના ગળામાં હાથ ભેરવી આલિંગન કર્યું. ત્યાર પછી બધા ટોડાના કિલ્લામાં ગયા. શાહ સુજાને ખબર પડતાંજ તે કિલ્લાના બારણાં આગળ આવ્યો અને શાહજાદાને ભેટી ચુંબન લીધું. શાહે કહ્યું:

"બેટા! મ્હારી આંખોના તારા, સારો તો છે? તું મ્હારી પાસે આવશે એવી મ્હેં આશા રાખી નહોતી."

શાહજાદાએ મોટા કાકાના ચરણને હાથ લગાડી તે હાથ આંખે લગાડયા. તે વિશેષ બોલી શક્યો નહિ. કિલ્લામાં ગયા પછી પ્યારી બાનુને મળવા ગયો. પ્યારી બાનુએ તેને જોતાંજ હસતાં હસતાં તેના ઓવારણાં લઇ આંગળાના કકડા ફોડયા. તે બોલીઃ "બેટા, આજે અમારે ઘેર સોનાનો સુરજ ઉગ્યો. ઠીક થયું તું આવ્યો છે ત્યારે અમારી સ્થિતિ જોઇ જજે બેટા."

મહમ્મદ તેને પગે લાગ્યો. તે કંઇ પણ જવાબ આપી શક્યો નહિ. તેના નેત્રમાંથી પાણી પડવા લાગ્યું. ગમે તેમ થયું પરન્તુ મહમ્મદના આવવાથી દાદાના રાજમેહેલમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો.

૬

આજે શાહજાદી આયેશાનું મનોહર દિવાનખાનું દીપમાળા વડે શોભાયમાન થઇ રહ્યું છે. સંગેમરમરના પત્થરો જડેલી જમીન ઉપર દિવાઓનો પ્રકાશ પડવાથી તે ચળક ચળક થાય છે. ભીંતની સાથે જડેલી ચિત્તાકર્ષક છબીઓ, દિવાઓના પ્રકાશમાં હસી રહી છે. અત્તર અને ગુલાબ વડે દિવાનખાનું બ્હેક બ્હેક થઇ રહ્યું છે. અપૂર્વ કારીગરીવાળા સુંદર ગાલીચા ઉપર ફુલની માળાઓ પડેલી છે. તેની સુગંધ અત્તરની સુગંધ સાથે મળી બહાર બંગળે સુધી ઉડી રહી છે. વર્ષાદનો ઠંડો પવન, દિવાનખાનામાં આવી ડડક કરી રહ્યો છે, અને દિવાનખાનાની સુગંધ ચોરી લઇ ધીમે રહીને બહાર ન્હાસી જાય છે. તે વખતે ચંદ્રના પ્રકાશવડે ચારે દિશાઓ પ્રકાશી રહી છે. પરંતુ દિવાઓના પ્રકાશની બ્હીકને લીધે, ચાંદનીનો પ્રકાશ દિવાનખાનામાં પેસી શકતો નથી. ચંદ્રનો પ્રકાશ દિવાનખાનામાં નહિ પડવા છતાં દિવાઓના પ્રકાશને લીધે શાહજાદી આયેશાના સુંદર સ્વરૂપનો પ્રકાશ ફુટી નિકળ્યો છે.

ગાલિચા ઉપર બેઠેલી આયેશા સુંદરી જાણે કંઇક વિચારોમાં ગુંથાઇ છે. આજે તેણે સુંદર વસ્ત્રાલંકારો ધારણ કર્યા છે. ગળામાં ધારણ કરેલી સુગંધિત પુષ્પમાળા, વાયુના સ્પર્શથી હાલતી ડોલતી નાસી રહી છે. આયેશા વિચાર કરતી હતી એ સત્ય પરંતુ એ વિચારોમાં કંઇક નવીનતા હતી. કારણકે એ વિચારોએ તેના મુખ ઉપર ચિન્તાની કાળી છાપ પાડી નહોતી. ઉલટું તેની પ્રસન્નતાને લીધે તેનું મુખ મંડલ પ્રફુલ્લ થઇ ઉઠયું હતું. આજે તેના મુખ ઉપર પ્રસન્નતા ફેલાવવાનું કારણ કદાચ વાંચકો જાણી શકયા હશે. આટલા દિવસ સુધી આયેશા, હૃદયમાં જે સુખનું ચિત્ર ચિતરતી હતી. તે આજે આશાના પ્રકાશમાં ઉજ્વળ થઇ ઉઠયું છે. તે પ્રકાશ જાણે તેના વદન મંડલ ઉપર પ્રસરી જતો હતો. તેના રૂપની જ્યોતિ ઝળ-

હળી રહી હતી. પ્રિય મહમ્મદના આવવાના સમાચાર જાણી આયેશાનુ હૃદય થરથર થતું હતું. આયેશા ઓરડામાં પ્રિયતમ મહમ્મદની વાટ જોઇ રહી હતી.

થોડીવાર વાટ જોયા પછી મહમ્મદને આવતાં વિલંબ થયેલો જાણી આયેશાનું હૃદય ચચળ થઇ ઉઠયુ હતું એ સમયે ઓરડામાં મોતીએ પ્રવેશ કરી કહ્યું—

"બહુ ઉતાવળાં થઇ રહ્યાં છોને! '

"શાથી જાણ્યું ?"

"તમારૂં મુખ જોઇને."

"મ્હને વિહ્વળ થયેલી જોઇ શકે છે ખરૂં વારૂં ?"

"તમે નહિ પણ તમારા મન પ્રાણ વિહ્વળ થઇ રહ્યા છે તે તો કલ્પી શકાય છે."

"તું મન પ્રાણમાં ડુબકી મારી શકે છે ખરૂં કે ?"

"તમારા મન–પ્રાણમાં તો અનેક દિવસ થયા ડુબકી મારી છે પરતુ કાલે આખી રાત ત્હમારા પ્રાણેશ્વરના હૃદયમા ડુબકી મારી હતી."

"ત્યારે તો ત્હેનુ હૃદય જીતી લીધુ હશે કેમ ?"

"વાહ, વાહ તેમ કરવા હું ગઇ'તી કે? ત્યાં સ્થાન પણ ક્યાં છે હવે ?"

"એટલા મ્હોટા હૃદયમાં એક ખૂણે પણ સ્થાન મળ્યું નહિ ?"

"તે તો બધું આયેશાએ જીતી લીધુ છે. તેમાં કિંચિત્ સ્થાન હશે તો તેમાં રજીયા સુંદરી ભરાઇ બેઠી હશે. પરંતુ હું ધારૂં છું ત્યાં સુધી બધું આયેશાએજ જીતી લીધું છે."

"ત્હેં શી રીતે જાણ્યું ?"

"કહ્યું ને, કે કાલે આખી રાત તપાસ કરી છે."

"મોતી, તેં મ્હને બધી વાત સ્પષ્ટ કહી નથી."

"ત્હને સાંભળવાનો વખત પણ ક્યાં છે ?"

"ના, બ્હેન કહે જોઉં."

"હમણાંજ ત્હારા હૃદયની ચોરી કરનાર આવી હાજર થશે તેની પાસથી બધું સાંભળજે."

"પ્રથમ ત્હારે મ્હોડે તો સંભળાવ."

"વધારે કઇ કહી શકીશ નહિ. ત્હારૂં પ્રાણથી પ્યારૂં ગાયન ત્હારા પ્રાણેશ્વરને સંભળાવી દીધું છે."

"ત્હેં ગાઇ સંભળાવ્યું હતું કે?"

"શાહજાદાએ કહ્યું તેથી ગાઇ સંભળાવ્યું."

"ત્યારે તો ત્હને ઓળખી શક્યા હશે?"

"એકદમ ઓળખી શક્યા નથી પરંતુ કંઇક સદેહ ગયો છે ખરો."

"ધન્ય ત્હારા સાહસને."

"એટલું સાહસ ના હોત તો ત્હમારા મન ચોરને બાંધીને લાવી શકત કે? હવે મ્હને શુ ઇનામ આપો છો?"

"હમણાં તો લે, આટલું આ આપુ છું. પછી વળી બીજું કાંઇ આપીશ." એમ કહીને આયેશાએ મોતીને ગાઢ આલિંગન દીધું અને તેના ગાલ ઉપર એક ચુંબન સુદ્ધાં કર્યું."

મોતીએ ગાલ લૂછતાં કહ્યું: "આવુંજ ઇનામ હમેશાં આપતાં રહો એજ પ્રાર્થના છે. બીજુ કંઇ જોઇતું નથી."

બન્નેની વાતચીત ચાલતી હતી એટલામાં મહમ્મદે તે ઓરડામાં પ્રવેશ કર્યો. એક બાંદીએ તેને તે ઓરડો બતાવ્યો હતો. મહમ્મદ મોતીને જોઇ આશ્ચર્યપૂર્વક પૂછ્યું: "ત્હમેજ આસમાન કે?"

"આસમાન તો આસમાનમાં મળી ગયો છે. હવે શાહજાદાએ મ્હને શાહજાદીની સખિ મોતી તરીકે ઓળખવાની તસ્દી લેવી." મોતીએ ઉત્તર દીધો.

"તુ આયેશાની સખિ છે ત્યારે તો તું મ્હને ઠગે એમાં આશ્ચર્ય શુ? એકે મ્હારૂં હૃદય ચોર્યું. બીજીએ મ્હને વેશમાં ઠગ્યો! અહા! મોતી! તેં કેવો સુંદર પુરૂષ વેશ ધારણ કર્યો હતો!"

"તે માત્ર શાહજાદીને ખાતરજ શાહજાદા, હવે હું રજા લઉં છું." સમયે આવીશ. હમણાં આપનો અમૂલ્ય સમય નષ્ટ કરવાની ઇચ્છા નથી."

એટલું કહી મોતી ત્યાંથી બહાર નિકળી ગઈ. શાહજાદો મહમ્મદ આયેશાની પાસે ગાલિચા પર જઈ બેઠો. તેનો કોમળ હાથ પોતાના હાથમાં લઈ કહ્યું:

"પ્રિય આયેશા, મ્હને ક્ષમા કર. ત્હને અતિશય કષ્ટ આપ્યું છે પ્યારી."

આયેશાના નેત્રમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું.

"જેના ચરણ સ્પર્શથી આ ગૃહ પવિત્ર થયું તેનાં દર્શન કરીને અમે સર્વે ભાગ્યશાળી થયાં છીએ. આપને મ્હોડે એવી વાત શોભે નહિ."

"ના પ્યારી આયેશા, હું સત્યજ કહુ છુ. મ્હેં ત્હારો અપરાધ કર્યો છે. મ્હને ક્ષમા આપવીજ પડશે."

"પ્રાણાધિક! આપે શો અપરાધ કર્યો છે?"

"ત્હને નાહક દુઃખ આપ્યુ છે, પ્રાણેશ્વરી!"

"મ્હને કષ્ટ થયુ છે ખરૂં પરંતુ હવે તેનુ સ્મરણ પણ થતું નથી."

"એ તો ત્હારા હૃદયની સરલતા છે પ્રિયે."

"પરંતુ પ્યારા, ત્હમારાં દર્શન કરવાની સ્વપ્ને પણ કયાં આશા હતી?"

"કેમ પ્રિયે! હુ તો ત્હને ભૂલ્યો નહોતો?"

"પ્રથમ એવું ધાર્યું નહોતું. હવે જાણી શકુ છું કે આપ કહો છો તે સત્ય છે."

"અદ્રષ્ટ સંયોગે મ્હારે ઘણે વેગળે રહેવાનું થતું હતું."

"એજ અદ્રષ્ટ સંયોગે તો અમે હેરાન હેરાન થઇ ગયાં છીએ."

"હૃદયેશ્વરી આયેશા! એ વાત યાદ કરી હવે મ્હારો જીવ બાળશો નહિ. જો, મ્હેં ત્હારે માટેજ બધું છોડી દીધું છે. પિતાની આજ્ઞા ઉલંઘન કરી છે. ભારત સામ્રાજ્ય, લાત મારી વેગળું ફેંકી દીધું છે! ત્હારા નિર્મળ પ્રેમને ખાતર સમસ્ત જગત્ પરિત્યાગ કર્યું છે! એટલુંજ નહિ પણ હું ત્હારા પિતાની પાસે ઉભો રહી બાદશાહી લશ્કર સાથે યુદ્ધ કરવા પણ તૈયાર છું. હજુ પણ શું તું મ્હારો વિશ્વાસ કરશે નહિ?"

"પ્રાણાધિક! એવું શું બોલો છો? હું શું આપના ઉપર અવિશ્વાસ રાખું છું. જો તેમ હોત તો મોતી સાથે પત્ર શા માટે મોકલત? મેં તો લખ્યુંજ હતું કે: તમે નહિ આવો તો હું તમારા ચરણ આગળ હાજર થઇશ."

"તેથીજ મ્હેં જાણ્યું હતું કે: પ્યારી આયેશાના હૃદયમાં હજુ પણ મ્હારૂં સ્થાન છે."

"પ્રાણેશ્વર! આ હૃદયમાં આપના સિવાય અન્ય કોઈ કદી પણ પ્રવેશ કરે એમ નથી."

"આ હૃદયમાં પણ તેમજ જાણજે પ્રિય!"

"આપના હૃદયમાં તો રજીયા સુંદરીનો કંઇક અધિકાર છે."

"અધિકાર બિલકુલ નથી તેમ છતાં થોડા સ્થળની તે અધિકારિણી છે ખરી."

"તેનો અધિકાર અન્યાયપૂર્વક નથી."

"મોતીને મ્હોડેથી ત્હારૂં ગાન સાંભળતાં જણાય છે કે મ્હારા તરફ ત્હેં અન્યાય કર્યો છે."

"નારી-ચિત્ત હમેશાં દુર્બળ હોય છે તેથી તેમાં પ્રસંગોપાત અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થતી હતી."

"હવે કહે કે મ્હારો અવિશ્વાસ કરશે નહિ."

"તે તો પ્રથમથીજ કબૂલ્યું છે પ્યારા."

"હું તે શી રીતે માનું દિલારામ?"

આયેશાએ પોતાના ગળામાંથી પુષ્પનો હાર કહાડી મહમ્મદના ગળામાં પહેરાવી દીધો. અને કહ્યું: "કહો પ્યારા હવે વિશ્વાસ આવશે ને?"

મહમ્મદે પોતાના ગળાનો પુષ્પહાર આયેશાના ગળામાં પહેરાવી કહ્યું: "હા, પ્રિયે! હવે વિશ્વાસ આવશે."

એ સમયે મોતી ઓરડા બહારથી બોલી ઉઠી: "હું આ સમયે કાજીની ફરજ બજાવું કે?"

મહમ્મદ અને આયેશા બન્ને સાથે બોલી ઉઠયાં: "કોણ મોતી! બહાર શા માટે ઉભી છે? આવ, અંદર આવ."

"ત્યારે શું કાજીનું કામ મ્હારે કરવું પડશે? નિકાહ પઢાવવા પડશે?" કહેતી કહેતી મોતીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને ગાલિચા ઉપર પડેલી પુષ્પમાળાઓ લઇને બન્નેના ગળામાં પહેરાવી દીધી.

તેજ રાત્રે મોતીએ પ્યારી બાનુને બધી હકીકત કહી સંભળાવી. પ્યારી બાનુએ સુજાને કહ્યું અને બોલી: "જૂવો, જૂવો, પ્રિયતમ પ્રેમનો જય થયો કે નહિ?" સુજાએ ઉત્તર દીધો: "પ્યારી બાનુનું કથન ક્યારે મિથ્યા થયું છે?"

ત્યાર પછી ટાંડામાં મહાન ધામધૂમ મચી રહી. સમસ્ત નગર વિવાહના ઉત્સવમાં આનંદ કલ્લોલ કરવા લાગ્યું. ગીત વાદ્યથી ચારે દિશા ગાજી રહી. નોબતનો સુમધુર ધ્વનિ, મિરજુમ્લાની છાવણીમા જઇ પહોંચ્યો. સુજાના કુટુંબ પરિવારમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો. ભવિષ્યના પરિણામનો કોઇએ વિચાર કર્યો નહિ. વર્તમાન આનંદપ્રવાહમાં સર્વ સ્નાન કરવા લાગ્યાં. નિયમપૂર્વક આયેશા અને મહમ્મદનાં લગ્ન થઇ ગયાં. એ લગ્ન પ્રસંગે ઘણા દિવસ સુધી બતાવી આપ્યું કે: "પ્રેમનો જય" થાય છે.

---

## ઉપસંહાર.

**પ્રેમનો જય** થયો ખરો પરંતુ તેનું પરિણામ સારૂં આવ્યું નહિ. શાહજાદા મહમ્મદના નોકરોએ તેના પક્ષમા રહેવાનું સ્વીકાર્યું હતું પરંતુ તેમણે તેમ કર્યું નહિ. મહમ્મદે રાજમહેલ છોડયો કે તરતજ તેઓએ મીરજુમ્લાને એ વાતની ખબર કરી દીધી. મહમ્મદની ગેરહાજરીમાં તેના લશ્કરમાં પણ અવ્યવસ્થા થઇ ગઇ. મીરજુમ્મલાને ખબર મળતાં પ્રથમ તે સ્તબ્ધ થઇ ગયો. ત્યાર પછી તે રાજમેહેલમાં ગયો, અને મહમ્મદના અવ્યવસ્થિત સૈન્યને તાબામાં લીધું તેને વ્યવસ્થિત કર્યું અને લશ્કર સહિત, ગંગા નદીને પેલે તટ જઇ ટાંડા નજીક જઇ પહોંચ્યો જે સમયે ટાંડા નગરી વિવાહના ઉત્સવમાં આનંદ કલ્લોલ વડે ગાજી રહી હતી અને નવીન દમ્પતિ પ્રેમનાં મધુર સ્વપ્નમાં મશગુલ બન્યાં હતાં તે સમયે, નગરી નજીક બાદશાહી લશ્કર તોપના ધડાકા કરી રહ્યું હતું. મહમ્મદ પ્રેમના સ્વપ્નમાથી જાગૃત

થઇ યુદ્ધ ભૂમિ ઉપર આવવા તૈયાર થયો. શાહજાદો સુજાનો પક્ષ લઇ લશ્કર સહિત યુદ્ધ ભૂમિપર આવી, મીરજુમ્લા સાથે યુદ્ધ કરવા લાગ્યો. પરંતુ બાદશાહના વિશાળ સૈન્ય આગળ તેમનો પરાજય થયો. સુજા શાહજાદાને લઇ ઢાકા તરફ ચાલ્યો ગયો. સુજા સાથે મહમ્મદના મળી ગયાના સમાચાર જાણી ઔરંગજેબે મહમ્મદને મીઠા તિરસ્કાર ભરેલો પત્ર લખ્યો તેમાં લખ્યું હતું કે: " સાંભળીને બહુ દિલગીર થયો છું કે એક સ્ત્રીના સૌંદર્યે અને પ્રેમ પિતૃભક્તિ ઉપર પણ જય મેળવ્યો ! " એ પત્ર સુજાના હાથમાં ગયો. તે વાંચી તેને મહમ્મદ ઉપર વિશ્વાસ રહ્યો નહિ. તેણે પુષ્કળ ધન રત્ન સહિત આયેશાને મહમ્મદ સાથે વિદાય કરી દીધી. આંસુ છલકાતે નેત્રે મહમ્મદ પ્રિય પત્ની આયેશાને લઇ, ધીમે ધીમે મીરજુમ્લાની છાવણીમાં ગયો. મીરજુમ્લાએ તેને ઘણું માન આપી દિલ્લી મોકલી દીધો. બાદશાહે શાહજાદાને તેની પત્ની સહિત ગ્વાલિયરના કિલ્લામાં પૂર્યો. ત્યાં પણ પતિવ્રતા આયેશાએ તેની સેવા સુશ્રુષા કરવામાં પાછી પ્હાની કહાડી નહોતી. શાહજાદાનો જીવન–દીપક ત્યાંજ ઓલવાઇ ગયો ! કહેવામાં આવે છે કે: બાદશાહે તેને કેદખાનામાંથી મુક્ત કરી કેટલોક સમય નજરકેદ રાખ્યો હતો અને તેને માસિક પેન્શન પણ મળતું હતું. સુજા અને તેના કુટુંબનું કેવું અનિષ્ટ પરિણામ આવ્યું તેનું વિશેષ વર્ણન, વાંચક ઇતિહાસમાંથી જોઇ શકશે §



§ આ વાર્તાનો મૂળ ભાગ Stewart's History of Bengal અને " રિયાઝુસ્ સાલાતીન " માં જોવો.



# ૪—સલીમા બેગમ.

૧

શાહજહાન બાદશાહે ગ્રીષ્મના દિવસોમાં વિશ્રાંતિ લેવા માટે, કાશ્મીરની સરહદ તરફ કેટલાએક મહેલ બંધાવ્યા હતા તે બધાનું સાધારણ નામ "આરામબાગ" હતું. "મોતી મહેલ" આ આરામબાગના મહેલોથી તદ્દન અલગ હતો. "મોતી મહેલે" શોભા સંપદ વગેરેમાં બીજા બધા મહેલને પરાજીત કર્યા હતા અને મોતી મહેલની અધિવાસિની હતી શાહજહાનની નવપ્રણયિની સલીમા બેગમ! પોતાના રૂપ, ગુણ અને સૌભાગ્યની પ્રખર જ્વાળામાં મહેલની બીજી બેગમોને તે બાળીને ભસ્મ કરી મુકતી હતી. હજી પણ મમતાજ બેગમે શાહજહાન ઉપર પોતાનું આધિપત્ય એટલું બધું વિસ્તાર્યું નહતું સલીમાની જીવન–નિશા પૂર્ણ થયા પછી મમતાજનો સુખ–સૂર્ય ઉગ્યો હતો.

ચાંદની રાત હતી. વચ્ચે વચ્ચે સફેદ રૂના ઢગલા જેવાં કોઇ કોઇ ધોળાં વાદળાં આવીને ચંદ્રની જ્યોત્સ્નાને ઝાંખી કરી મુકતાં. ઉત્તરમાં ઘણે દૂર બરફથી ઢંકાયલા વૃદ્ધ હિમાલયનાં શુભ્ર ગાત્ર પર, ચંદ્રકિરણ પડીને ઘણાં સુન્દર દેખાતાં હતાં. આરામબાગના મહેલના પાયા પખાળતી એક ક્ષીણ નદી પર્વતમાંથી વહેતી હતી. ચન્દ્ર કિરણ પડવાને લીધે, નદીનું જળ [illegible] ઝરણાં જેવું ઝક્ ઝક્ કરતું હતું.

મોતી મહેલના દીવાથી પ્રકાશિત એક ખંડમાં એક ખુલ્લી બારી નજીક ઉભી ઉભી, સલીમા ગંભીર રાત્રિની ચાંદનીનું સૌન્દર્ય નિહાળતી હતી. માથાના કેશ છૂટા વિખરાયલા હતા. કાળા ભમર જેવા કેશમાંના કેટલાક

વાંસા પરના પીરોજી ઓઢણા પર અને કેટલાક ગુલાબ જેવા મુખ પર, આમતેમ છૂટા વેરાયલા ઝુલતા હતા.

તે ચિર સુન્દર પર્વતમય ભૂમિ શબ્દ વિનાની સ્તબ્ધ હતી. ભૃંગરાજ, બુલબુલ વગેરે પહાડી ન્હાનાં ન્હાનાં પંખીઓ પણ કોઇ જાગ્રત નહતાં.

બાહ્ય પ્રકૃતિના નગ્ન સૌન્દર્ય તરફ લાંબો વખત જોઈ જોઇને, એક ટુંકો નિસાસો મુકીને સલીમા મનમાં ને મનમાં કહેવા લાગી: "આ સુન્દર રાત્રિ, આ ઉજ્જ્વળ ચન્દ્રનો પ્રકાશ, આ અનન્ત સૌન્દર્યમયી પ્રકૃતિ, મ્હારા હૃદયમાં આજ કેટકેટલી આશાઓ જાગ્રત કરે છે, પરન્તુ ત્હેની નિવૃત્તિ ક્યાં? આ નિર્જન પહાડમાં કેદીની માફક પડી રહી છું. પરન્તુ જેની આશામાં હું બેઠી છું તે ક્યાં છે? આવીશ કહોને આવ્યા નહિ, મળવાનું કહ્યું હતું છતાં તે મળ્યા નહિ. મ્હોડે કહે છે કે હું ચાહું છું, પણ કાર્યમાં તે પ્રમાણે કરી બતાવતા નથી. આ ખીલ્યું જોબનિયું, વાસનાનો તોફાની પ્રવાહ અને આટ આટલી ઇચ્છાઓ, આકાંક્ષાઓ–તેમાંનું કઇ પણ મળ્યું નહિ! આટ આટલી દાસીઓ, મણિ, મુક્તા, રત્ન, પ્રવાલ વગેરે લઇને પાંજરાના પંખીની માફક પડી રહેવામાં મ્હને શુ સુખ? પાષાણમાં કદી ફુલ ફુટે? બાદશાહોનાં હૃદય પાષાણ જેવાંજ કઠિન હોય છે. પ્રેમનાં કોમળ કુસુમો તેમાં કેમ કરીને ઉગે? હું છું જો કે બાદશાહની બેગમ, છતાં મ્હારા કરતાં આ ગરીબ દાસીઓ પણ વધારે સુખી છે!" સલીમાએ બારી બંધ કરીને એક લાંબો નિસાસો નાંખ્યો. ધીરે ધીરે જઇને કોમલ શય્યામાં બેઠી.

શાહજહાન આજ એક સપ્તાહ થયુ મૃગયાને માટે બહાર નીકળ્યા હતા. કંઇ પણ ખબર કે સમાચાર હજી નહોતા મળ્યા. "સૂર્યાસ્ત પહેલાં પાછો આવીશ." એમ કહીને બેગમને આશ્વાસન આપ્યું હતું. પરન્તુ તેમનાથી તે સત્ય પાળી શકાયું નહતુ. ઘોડેશ્વારે આવીને ખબર આપ્યા કે: બાદશાહને પાછા ફરવાને હજી પણ એકાદ બે દિવસની વાર લાગશે.

સલીમાનો શયનખંડ વિવિધ વર્ણના સુગન્ધી દીપથી પ્રકાશિત થઈ રહ્યો હતો. ઠેકઠેકાણે રંગેલી ભીંતો પર, ચિતારાની કાર્ય કુશળતાનો પરિચય આપતાં કૃત્રિમ લતા, પુષ્પનાં ચિત્રો વિગેરે બરાબર ખરેખરાં જીવતાં

જેવાંજ લાગતાં હતાં. ચારે બાજુએ ચાર મ્હોટા ચકચકતા આયના હતા, આરસનાં સ્ટૂલ ઉપર સોના મોતીની કારીગરીવાળાં ફુલદાનમાં જાત જાતનાં સુગંધિત ફુલો પડેલાં હતાં. આયના ઉપર નાગકેશર અને ચંપાના ફુલોની માળા ઝુલતી હતી. તે બધાના એકઠા સુવાસથી આખો ખંડ મઘમઘી રહ્યો હતો. બસરાની ચિત્રમય શેતરંજી, સલીમાનાં કોમળ પગલાં, પોતાના હૃદય ઉપર ઉપાડવાને માટે પૃથ્વી ઉપર પથરાઇ ગઇ હતી. દીવાલ ઉપર કેટલાંક કીમતી રંગીન ચિત્રો ટાંગેલાં હતાં. સફેદ આરસની ચળકતી દીવીઓ પર મુકેલા દીવાનો ચંચળ પ્રકાશ, પોતાના ઉજ્વળ વર્ણની શોભાને વિશેષ મનોહર અને તદ્દન સજીવ જેવો કરી મુકતો હતો.

સલીમા એક કોચ ઉપર બેઠી. તેની દેહલતા ઓઢણાનો ભાર જાણે સહન ન કરી શકી! સલીમાએ ઓઢણું કહાડી નાંખીને ગાલીચા પર ફેંક્યું. ભરત ભરેલું, મોતી ટાંકેલું, પીરોજી રંગનું ઓઢણું, જમીનપર પડતાં પડતાં દીવાના પ્રકાશમાં ઝક્ઝક્ કરતું ઝળકી ઉઠ્યું.

દિલગીર થતી સલીમા બોલી: "કંઇજ ગમતુ નથી, શું કરૂં?"

પાસેજ એક બાંદી, બેગમ સાહેબની આજ્ઞાની રાહ જોતી ઉભી હતી. બેગમે ત્હેને કહ્યું: "પેલા ખંડમાં સૂર બાંધેલું બીન પડ્યું છે, તે લઇ આવ તો!"

બીન આવ્યું, પરન્તુ સલીમા તેમાં સૂર મિલાવી ન શકી. તેના પ્રવાળ જેવા રક્ત હોઠ ઉપર એક ઝાંખી હાસ્ય રેખા ફુટી ઉઠી. મનમાં ને મનમાંજ બોલી: "આ બીન પણ પુરૂષોની માફક હઠીલું થયું લાગે છે!"

કેટલાએક દિવસ થયા, સાકી નામની એક નવી દાસી બેગમ સાહેબાની સેવામાં નિયુક્ત થઇ હતી. સલીમાએ કહ્યું: "નવી બાંદીને બોલાવી લાવ. તે ઘણું સારૂં ગાઇ શકે છે."

સાકી પોતાના ખંડમાં હતી. બેગમે સંભારી છે જાણીને એકદમ દોડતી આવી. સાકીનું મુખ ઘણું સુન્દર હતું. પરતુ ત્હેની મુખ છબીની રેખાએ રેખાએ એક વિષાદ ભાવ ચિતરાયેલો હતો. ત્હેને એકાંતમાંજ રહેવાનું ગમતુ બીજી દાસીઓ સાથે તે ઝાઝી વાત કરતી નહિ. બેગમને જ્યારે કામ પડતું ત્યારે

ફક્ત ત્હેમનું કામ કરીને, તરત તે પાછી ચાલી આવતી. એક દિવસ સાકી નિર્જનમા બેસીને ગાતી હતી બેગમ ત્હેના ખંડની પાસે થઇને જતી હતી. ગાન સાંભળીને તે સાકીના ગુણની પક્ષપાતિ થઇ. બેગમ સાકીને ચ્હાતી, સર્વદા પાસે રાખવા ઇચ્છતી, પરન્તુ સાકીને બેગમની પાસે વધારે વખત રહેવું ગમતું નહિ.

સાકી એકલું ગાન ગાઇ શકતી એમ નહતું, બીન પણ તે વગાડી શકતી. બંસી વગાડવાની પણ ત્હેની નિપુણતા ઓછી નહતી. રંગમહેલમાં બાંદીગીરી કરવા માટે, અનેક વિધા જાણવાની જરૂર છે એક દિવસ ચાંદની રાત્રે, શાંત બગિચામાં બેગમ ત્હેની બંસી સાંભળીને આત્મ-ભાન ભુલી બેઠી હતી. તેજ દિવસથી ત્હેણે ત્હેની સાથે સખી જેવો સ્નેહ સંબંધ રાખવા માંડયો હતો.

સાકી આવીને બેગમની પાસે બેઠી. બેગમે કહ્યું: "સાકી! તું બીન વગાડીશ કે બંસી?"

સાકી સ્હેજ હાસ્ય કરીને બોલી: "બેગમ સાહેબાની જે ઇચ્છા હશે તે."

સલીમા હસતી હસતી બોલી: "સાકી! તું આટલા દિવસ થયાં અહિં આવી છે પણ એક પણ દિવસ ત્હારા મ્હો પર હાસ્ય કેમ નથી જણાતું?"

"બાંદીને વળી હસવાનું શું?"

સલીમા આ વાતથી સ્હેજ ખિન્ન થઇને બોલી: "કેમ, શા માટે નહિ? હું કાંઇ ત્હને બાંદીની માફક ગણું છું?"

"ના, જી, હું તે નથી કહેતી. આપ તો મ્હારી ઉપર અતિશય પ્રેમ રાખો છો."

"ત્યારે તુ હમ્મેશાં ઉદાસ કેમ રહે છે?"

"આપ ત્યારે સર્વદા શા સારૂ ઉદાસ રહો છો?"

"હું કંઇ ત્હારી માફક રાત દિવસ મ્હોડું ચઢાવીને ફરતી નથી. ઘણા દિવસ થયાં જહાંપનાહને જોયા નથી તેથીજ. નહિ તો હમ્મેશ હું કંઇ એવી ઓછીજ રહું છું?"

સાકીના મનમાં સ્હેજસાજ ઉથલપાથલ થવા લાગી. થોડી વાર પછી તે બોલી: "બેગમ સાહેબા! આપ તો જાણો છો કે, ખોટ એજ દુ:ખ છે. આપ બાદશાહને ચાહો છો, પણ આપ તેમને પામતા નથી, તેથીજ આપ ઉદાસ રહો છો. મ્હને પણ તેવીજ એક વસ્તુની ખોટ છે, કે જેને માટે હું હમ્મેશની દુ:ખી છું."

સલીમા સ્નેહનું હાસ્ય હસીને બોલી: "તું પણ શું કોઇને ચાહતી હતી? તે માણસ તું મ્હને બતાવે તો હું ત્હેની સાથે ત્હારાં લગ્ન કરાવી આપું."

સાકીના કપાળ ઉપર પરસેવો વળ્યો. મુખ લાલ લાલ થઇ ગયું. તે મૃદુ સ્વરે બોલી: "હું તો આપને ચાહું છું."

બાદશાહના શિકારે ગયા પછીથી સલીમા હમેશાં મ્હોં ગંભીર કરીનેજ ફરતી હતી. આજ વાદળામાંથી વિજળીએ અચાનક દર્શન દીધું. તે બાંદીની વાત સાંભળીને મ્હોટે સાદે હસી પડી. ત્હેને હડસેલો મારીને બોલી: "જા, જા, મ્હોં બળી! હું બાદશાહની બેગમ! અને તું મ્હને ચહાય છે?"

સાકી ઉઠીને જવા તૈયાર થઇ. સલીમાએ ત્હેને બેસાડી અને કહ્યું: "જવા દે હવે એ બધી નકામી વાતો. ત્હારી પાસે પેલી બંસી છે તે તું લઇ આવ તો! ઘર આજ ઘણું ગરમ લાગે છે. બારી બારણાં બધાં ઉઘાડી નાંખ અને દીવા બધા બુઝાવી દઇને ઘરમાં બધે ચન્દ્રનો પ્રકાશ વિખેરી દે. ફુલની માળાઓ મ્હારી શય્યા ઉપર બિછાવ. આજ મ્હારી ફુલ શય્યા છે. બાદશાહ તો આવ્યા નહિ. વિરહની જ્વાળા હું આમજ મટાડીશ. તું મ્હારી પાસે બેસીને, કરૂણાનો સૂર ઉપાડીને ત્હારી વાંસળી વગાડ અને હું દેહભાન ભુલી જઇને તેજ સાંભળું."

સાકી ઉઠીને ઉભી થઇ. બેગમ બોલી: "સાકી! તરશ ઘણી લાગી છે. એક જામ સિરાજી—"

બાંદીએ સોનાનો પ્યાલો ભરીને સુગંધી સિરાજી લાવી બેગમની આગળ ધર્યો.

બેગમ બોલી: "આટલું બધુ ફિણ ઉઠે છે! સુરા ઘણો જલ્લાદ

જણાય છે. અન્દર હ્‌હેં શરબત ને ગુલાબ નાંખ્યુ કે ?"

બાંદીઃ "નાંખ્યું છે."

"ત્યારે થોડો ઇસ્તબૂલ પણ જરા અન્દર મિલાવી દે તો ?"

સાકી સુરાપાત્ર હાથમાં લઇને બીજા ખંડમાં ચાલી ગઇ. ઇસ્તંબૂલ ભેળવ્યો. સાથે બીજું પણ કંઇ મેળવ્યું. ઉભરાવાળું મદિરાપાત્ર હાથમાં લઇને પાછી આવી અને બેગમની આગળ ધર્યું.

સ્વર્ણપાત્રમાં ચળકી રહેલો ઉત્તમ સિરાજી દીવાના પ્રકાશમાં ઉજ્વળ દેખાતો હતો. સુરા ગળામાં રેડી પૂરો કરીને સુન્દરીશ્રેષ્ઠા સલીમાએ તે પ્યાલું જમીન પર ફેંક્યું. પ્યાલું રગડતું રગડતું એક ફુલદાન સાથે અથડાયું. ફુલદાની ખડ્‌ખડ્‌ કરતી ગબડી પડી. ત્હેના ઉપર ફુલનો એક ગુચ્છ હતો. મૃદુ આઘાતને લીધે ત્હેની પણ પાંખડીઓ ખરી પડી.

અતુલ રૂપવંતી સલીમા, મદિરાના નિશાને લીધે પાસેની એક સુકોમળ મખમલ શય્યા પર ઢળી પડી. સાકીએ બંસી વગાડીને તાન છેડયુઃ—

**"દુઃખવા મંય કૈસે કહુ મેરી સજની."**

૨.

ઘણો વખત સુધી સાકીની તે સૂર ભરી મોહન બંસી ઘુમી ઘુમીને રોવા લાગીઃ—

**"દુઃખવા મંય કૈસે કહું મેરી સજની."**

ફક્ત બંસી એકલીજ રોઇ નહિ. સાકી પણ ગોઈ. બંસી વગાડતી વગાડતી સાકી સુનેલી સુન્દરી સલીમાના મુખ તરફ જોઇ જોઇને અશ્રુપાત કરતી હતી. ગાન પુરૂં થતાં, તે પોતાની જગાએથી ઉઠી ધીમે ધીમે સલીમાની સૌન્દર્યથી ઉભરાઇ જતી શય્યા નજીક બેઠી. નિશાની ખુમારીને લીધે સલીમાના ગાલ ઉપર અત્યન્ત રાતું લોહી તરી આવ્યું હતું, અને ત્હેને લીધે તે અત્યારે ઘણા લાલ જણાતા હતા. તાંબુલથી રાતા થયેલા, મદિરાથી ભીંજેલા સરસ ઓઠ બન્ને ધીમે ધીમે હાલતા હતા. મૃદુ પવનથી જેમ કોમલ લતા કંપી ઉઠે, તેવી રીતે સલીમાનો ઉર-પ્રદેશ પણ ધીમે ધીમે કંપતો હતો. શ્વાસની સાથે સુરાની મીઠી સુવાસ નિકળતી હતી.

કપાળના ઉપલા ભાગમાં વાળના મૂળ આગળ, મુક્તામાળા જેવાં હારબંધ ઝીણાં ઝીણાં અનેક પ્રસ્વેદ બિન્દુ જણાતાં હતાં.

સૌથી પહેલાં સાકીએ પોતાના પાલવથી બેગમનો પરસેવો લ્હોઇ નાંખ્યો. લ્હોતાં લ્હોતા ત્હેનો હાથ કંપી ઉઠયો. શય્યા ત્યાગ કરીને તે દૂર ઉભી રહી. ત્હેની આંખો જાણે સળગતી હતી. હૃદય ધ્રુજતુ હતું, કંઠ સુકાઇ જતો હતો.

આ એકાન્ત ખંડમાં ઉભી રહીને દાસીએ ઘણા વખત સુધી એક-ચિત્તે કાંઇ વિચાર કર્યો. તે સુખના વિચારનો જાણે કાંઇ અન્ત નથી. ફરી તે ધીરી ધીરી પાછી સલીમાની શય્યા આગળ આવીને બેઠી. ધીમે ધીમે બેગમના મુખ ઉપર ચુમી લીધી. ત્હેનું હૃદય ફરી પાછું કંપી ઉઠયું. નસે નસે જાણે વિજળીનો પ્રવાહ વ્હેવા લાગ્યો.

સાકી જે તરફ મ્હોં ફેરવીને બેઠી હતી, ત્હેની સ્હામેજ એક મ્હોટો આરિસો હતો. ખંડ હજી પણ પૂર્ણ રીતે પ્રકાશિત હતો. સાકીએ આંખ ઉઘાડતાંજ એકાએક જોયું તો, તે નિષ્કલંક, સુગન્ધિ માળાઓથી શોભતા દર્પણના વક્ષ ઉપર એક હૃષ્ટપુષ્ટ વિશાળ કપાળના દાઢીવાળા પુરૂષની છાયા પડી છે. એકાએક સાપ કરડે તે માણસના મનની જે સ્થિતિ થાય તેવીજ સ્થિતિ સાકીની પણ થઇ.

ફરીને પાછું વળીને જોવાની તેને હિમ્મત થઇ નહિ. સાકીએ ધાર્યું કે: "ખંડમાં જે ઉભો છે, ત્હેણે નિશ્ચય આ બધો બનાવ જોયો હશે. બાકી બીજા કોઇને પણ ત્યાં આવવાની સંભાવના નહતી. શું ત્યારે સ્વયં બાદશાહ હશે?" સાકીએ તરતજ મ્હો ફેરવીને તે દર્પણમાંના પ્રતિબિંબ તરફ ફરી નજર કરી. તરતજ ત્હેને સમજાયું કે તે આકૃતિ બાદશાહ સિવાય બીજા કોઇની પણ હોઇ શકે નહિ. પાસેજ દિવાલ ઉપર બાદશાહની એક તસવીર લટકતી હતી. સાકીએ એકવાર ત્હેની તરફ જોયું. એક ઘડી વારમાંજ ત્હેનું હૃદય કંપી ઉઠયું. જીવનની આશા ઓલવાઇ ગઇ.

બેગમ નિદ્રામાં હતી. બાંદી ત્હેને ચુંબન લે છે તે બનાવ જોઇને શાહજહાન બાદશાહ હસવું રોકી શકયો નહિ. ધાર્યું કે, સલીમા અતુલ

નીય, ઉપમા રહિત ગજરાજેશ્વરી છે. સ્ત્રીઓ પણ ત્હેનું રૂપ જોઈને મોહ-વિહ્વલ થાય છે પરન્તુ આ નવી બાંદીને બાદશાહે અગાઉ કદિ પણ જોઈ નહતી. તેથીજ ત્હેમણે પ્રશ્ન કર્યો: " કોણ છે તું ? આટલી રાત્રે બેગમ આગળ બેસીને તું શું બબડતી હતી ? "

સાકીએ મનમા ને મનમાં ધાર્યું કે: "વાત ન કહેવી એજ ઠીક છે."

ત્હેને નિરૂત્તર જોઇને બાદશાહ વિસ્મિત થયો. મનમાં ધાર્યું કે એ સ્ત્રી કદાચ ગાંડી હશે. સ્હેજ ઉશ્કેરાઇને ત્હેમણે પુછ્યું: " બાંદી ચુપ કેમ રહી ? કોણ છે તું ? અહિં તું શું કરતી હતી ? "

સાકી બોલી: "હું કદાચ મ્હારી ઓળખ ન આપુ તો જહાંપનાહ?"

બાંદીની હિમ્મત જોઇને ભારતસમ્રાટ સ્તંભિત થઇ ગયા. તરતજ કમ્મરે લટકતી તરવાર બ્હાર કહાડી. ઉજ્વળ દીવાના પ્રકાશમા તરવાર ઝકૂઝકૂ કરતી ઝળકી ઉઠી, પણ તરતજ તેને પાછી મ્યાન કરી કઠોર સ્વરે બોલ્યા: " સ્ત્રીના રક્તથી હું મ્હારી તરવાર કલંકિત કરીશ નહિ. ત્હારા અપરાધને માટે હમણાંજ હું પહેરેગીરને બોલાવીને ત્હને નગ્ન કરી લાકડીના ફટકા મરાવીશ. "

હજી પણ સાકીના હ્રદયના શાંત પ્રદેશમાં, જીવન–આશાનો ઝાંખો પ્રકાશ સળગતો હતો. તે હવે બાદશાહનું રોષ ભરેલું મુખ જોઇને ઓલ-વાઈ ગયો. તે કંપિત સ્વરે બોલી: " શહેનશાહ ! મ્હારા લોહીથી આપની તરવાર કલંકિત નહિ થાય. ઘા કરો. હું સ્ત્રી નથી, પુરૂષ છું. "

સમ્રાટનાં બન્ને ચક્ષુ અગ્નિની માફક સળગી ઉઠ્યાં. તરવાર ફરીને ઝનઝન્ કરતી મ્યાનમાંથી બહાર નીકળી. આ વખતે પણ બાદશાહે ક્રોધ શાંત પાડી તરવાર પાછી મ્યાનમાં નાખી દીધી અને ક્રોધ કંપિત સ્વરે બોલ્યા: " પુરૂષ ! મ્હારા રંગમહેલમાં ! તરવારનું મૃત્યુ ઘણા સુખનું મૃત્યુ છે. ત્હારા પ્રત્યે હું એટલી બધી દયા કરી શકીશ નહિ. ભુખ્યાં કુતરાનો ભક્ષ બનાવી પ્રાણ નાશની હું ત્હને શિક્ષા કરીશ. "

સાકી ઉભી હતી, કાંપતી કાંપતી બાદશાહના પગમાં પડી.

સલીમા તે વેળાએ શાન્તિમાં પોહતી હતી. ત્હેના તરફ બાદશાહને

કઠોર દ્રષ્ટિપાત કરતો જોઇ. સાકીના હૃદયમાં પેહેલાં કદી નહિ આવેલુ એવું અસાધારણ બળ આવ્યું. તે તરતજ દૃઢ પગલે ઉભી થઇ ગઇ. સ્થિર નજરે બાદશાહ તરફ જોઇને બોલી: “ શહેનશાહ ! હુકમ હોય તો બધી હકીકત સવિસ્તર કહું.”

બાદશાહ આગળની માફક તીવ્ર અવાજે બોલ્યા: “ કહે, પણ ત્હારા પ્રાણદંડની આજ્ઞા હું કદી પાછી ખેંચી લઇશ નહિ.”

સાકી પછી ધીરે ધીરે સ્પષ્ટ કરીને કહેવા લાગી “ભારત સમ્રાટ ! જે સલીમાને આપે હૃદયેશ્વરી બનાવી છે ત્હેને હું છેક ન્હાનપણથી પ્રાણ-તુલ્ય ચ્હાતો આવ્યો છું. સલીમાના પિતાના આશ્રયમાંજ હું મ્હોટો થયો હતો. તેની માતા જીવિત હોત તો આજ તે મ્હારીજ થઇ હોત શહેનશાહ ! આજ પાંચ વરસ થયાં સલીમા આપના અંતઃપૂરવાસિની થઈ છે. આટલા દિવસ થયાં હું ત્હેને એકવાર જોવાને માટે કેટલો બધો વ્યાકુળ થઇને ભટક્યો છું, છતાં પણ હું ત્હેને કોઇ સ્થળે જોઇ શક્યો નહિ. ત્યાર પછીથી આ ગુપ્ત વેશે સ્ત્રીનું રૂપ લઇને, હું આપના જનાનખાનામાં દાખલ થયો.”

“ હું કોણ છું, તે નિર્દોષ સલીમા જાણતી નથી. સલીમા મ્હને સ્ત્રી તરીકેજ જાણે છે. દિવસે મ્હારાથી બનતુ ત્યા સુધી હું ત્હેની સન્મુખ જતો નહિ. ઘુમટો કહાડીને મ્હોં લગભગ હું ઢાંકેલુજ રાખતો કે રખેને કદાચ તે મ્હને ઓળખી જાય ! ન્હાનપણમાં સલીમા મ્હને ઘણું ચહાતી. ત્હેને લઇને હું સુખી થઇશ, ભૂતલ ઉપર નન્દન કાનન રચીશ, એજ આશામાં, એજ કલ્પનાના મોહમાં, અનેક દિવસ મ્હેં વિતાડયા હતા. આપે મ્હારી તે આશા ભંગ કરી–ગરીબના મ્હોનુ અન્ન ઝુંટાવી લીધું છે. હૃદયનો ઉદ્વેગ આટલા દિવસ મ્હે દાબી રાખ્યો હતો. આજ સર્વત્ર પ્રસરેલી આ રૂપેરી ચન્દ્રિકા, સુવાસિત પુષ્પ, મદિરાની ઉત્તેજના, અને સર્વ કરતા વિશેષ આ મનુષ્ય વિનાના એકાન્ત અવસરે, મ્હારી કુપ્રવૃત્તિનું બન્ધન તોડી નાખ્યું. સિરાજીની સાથે કેફ ભેળવીને મ્હેજ સલીમાને અચેતન કરી છે. મ્હારૂં મૃત્યુ હવે જ્યારે ફરી શકે તેમ નથી, ત્યારે આ બધી વાત મ્હારે

આપને કહેવાની જરૂર નહતી. છતાં આપ આ સ્વર્ગની નિષ્કલંક સુન્દરી સલીમા ઉપર અન્યાય ભરેલો સન્દેહ ન કરો તેટલા માટે આટલી વાત મ્હેં આપને કહી છે. અતિ ટુંક સમયમાંજ મ્હારો આત્મા ઇશ્વરના ચરણમાં હાજર થશે. તેજ ઇશ્વરને સાક્ષી રાખીને હું કહું છું કે: અદ્યાપિની ઘડી સુધી સલીમાના સતિ ધર્મને મ્હેં રજ પણ હાનિ કરી નથી. સલીમા પ્રતિનો આપનો બધો સન્દેહ હું દૂર કરી શકું, તો મ્હારા મૃત્યુનું દુઃખ ગમે તેટલું ભયંકર હશે તો પણ મ્હારો આત્મા પરલોકમાં શાન્તિ પામશે."

બાદશાહે બધી વાત સ્થિર ચિત્તે સાંભળી. સાકી ત્હેના મુખ તરફ ધારી ધારીને જોતો હતો કે: "બાદશાહને સલીમાના દેહ-મનની નિષ્કલંકતા ઉપર વિશ્વાસ આવ્યો કે નહિ?" પરંતુ તે બરોબર સમજી શક્યો નહિ. સાકી નિસ્તબ્ધ થયા પછી બાદશાહે કઠોર કંઠે સાદ કર્યો: "માહૂમ!"

કોઇએ ઉત્તર ન આપ્યો. એક ભયંકર દેખાવની તાતારિણી ઉતાવળે પગલે, બોલ્યા ચાલ્યા વિના બાદશાહની સમીપમાં મસ્તક ઝુકાવીને ઉભી રહી. બાદશાહે કહ્યું: "માહૂમ! આ બદનસીબને જમીન નીચેના તહખાનામાં પૂરી રાખો. ધ્યાન રાખજો કે ટીપુ સરખું પાણી કે જરાક જેટલું અન્ન પણ તે ન પામે. વિના અન્ને એને મારી નાખવાનો હું હુકમ ફરમાવું છું!"

મોગલ અન્તઃપુરમાં આવી જાતના બનાવ કંઇ થોડા નથી બનતા! માહૂમ તાતારિણીએ વિના વિસ્મયે બાદશાહની આજ્ઞાનું પાલન કર્યું. સબલ કઠિન હાથથી માહૂમ અપરાધીને ખેંચી લઇ ચાલી. રસ્તામાં ત્હેણે પુછ્યું: "કમનસીબ જુવાન! શા સારૂ તું વાઘના મુખમાં મરવા માટે આવ્યો હતો? ત્હારૂં નામ શું?"

કેદી બોલ્યો: "મ્હારૂં નામ માહરૂન!"

તાતારિએ એક હાથે માહરૂનને પકડીને, બીજે હાથે એક ન્હાના ઓરડાનું બારણું ઉઘાડયું. ઓરડામાં અત્યન્ત અન્ધકાર હતો. માહૂમે કહ્યું: "અન્દર દાખલ થા."

મૃત્યુને બારણે આવી પહોંચેલો છતાં, માહરૂનના પગ ધ્રુજવા લાગ્યા.

જીવવાની મમતા ત્હેના હૃદયમાં જાગી ઉઠી. તાતારિએ ત્હેને વિલબ કરતો જોઇને, ઘડિક એકમાં, એક તણખલાની માફક ઉંચકીને, ત્હેને તે અન્ધારા ઓરડામાં ફેંકી દીધો, ત્યાર પછી જોરથી બારણું બંધ કરીને તે ચાલી ગઇ!

૩.

પ્રભાતમાં, પ્હાડની સોડમાં અનેક પંખી પોકારી ઉઠયાં. પંખીના મધુર સ્વર શ્રવણથી અને શીતળ સમીરના સ્પર્શથી સલીમાની નિદ્રા ઉડી ગઇ. સલીમા આંખ ઉઘાડીને જુએ છે તો, પોતે પોતાના પલગ ઉપર સુખશય્યામાં સુતી છે. ગઇ રાત્રે સુતાં પ્હેલાં જે જે બન્યું હતું, તે બધું ત્હેને યાદ આવ્યું. માથું જાણે ચ્હડયું છે અને જીવને જાણે કંઇ કંઇ થઇ જાય છે. સલીમા મૃદુ સ્વરે પોતાના મન સાથે બોલી: "સાકીની સિરાજી ઘણી જલદ હતી."

ઉઘાડી બારીમાંથી સલીમાએ એકવાર આકાશ તરફ નજર કરી. જોયું કે, કાળા આકાશ નીચે કેટલાંક ન્હાનાં ન્હાનાં વાદળાં એકઠાં થયાં છે અને પવનને લઇને આમતેમ દોડા દોડી કરી રહ્યાં છે. નભપટ ઉપર કાળાં બિન્દુ જેવા બેચાર પંખી ઉડે છે. મધુર સૂર્યકિરણ, વાદળાંના શરીર પર થોડી થોડી સ્વર્ણવૃષ્ટિ કરે છે. રાત પૂરી થયા પછી, પ્રભાતમાં પ્રકૃતિ હાસ્યમયી, ઉત્સવમયી દેખાતી હતી; પણ સલીમાના હૃદયમાં ઉદાસિનતા-નીજ છાયા જણાતી હતી. સલીમાએ શય્યામાંથી ઉઠયા વિનાજ બૂમ પાડી: "સાકી! એક પ્યાલું પાણી લાવ તો!"

સાકી આવી નહિ. બીજા કોઇએ પણ ઉત્તર ન આપ્યો. નિદ્રા પૂરી થયા પછી વિખરાયલા વાળવાળા મુખ પર ફિક્કાસ જણાવા લાગી. સલીમા અસ્વચ્છ સ્વરે બોલી: "અરે! મુઇ બાંદીઓ બધી કયાં ગઇ!" સલીમા કંટાળા સાથે શય્યામાંથી ઉઠી. સ્નાન ગૃહમાં જઇને જોયું તો, પ્રાતઃકાર્યનાં બધાં સાધનો ત્યાં તૈયાર હતાં. સલીમાએ સ્નાન વગેરે પરવારીને કપડાં બદલ્યાં. તે ખંડમાંના સ્વચ્છ મ્હોટા આયનામાં પોતાનું ચોખ્ખું મ્હો જોવાને માટે તે આગળ આવી. જોયું તો, ત્હેનું તે સુન્દર મુખ જાણે મલિન થયું છે, આંખનાં પોપચાં કાળાં પડી ગયાં છે. ધીમી ધીમી પાછી

ફરીને મન સાથે કહેવા લાગીઃ "ગઇ કાલની સિરાજી ઘણી સખત હતી. લાવ, જરા બાગમાં ફરૂં તો શરીર ઠીક થઇ જાય."

સલીમા પડદો ખસેડીને બારણાની બહાર આવી. જોયું તો ખુલ્લી તરવાર સાથે એક તાતારી રમણી પ્હેરો ભરી રહી છે

બેગમને જોઇને માનપૂર્વક ત્હેણે માથુ ઝુકાવ્યું. સલીમા સ્હેજ ચ્હીડાઇને બોલીઃ "તું અહિં શા માટે પહેરો ભરે છે?"

"બાદશાહના હુકમથી?"

સલીમા આગ્રહ સાથે બોલીઃ "પ્હેરાવાળી! બાદશાહ આવ્યા છે?"

"જી, હા. ઘણો વખત થયો. ગઇ કાલે મધરાતેજ આવ્યા છે."

"ગઇ કાલે રાત્રે! અને મ્હને બોલાવી પણ નહિ!"

"જી, તે તો હું કંઈ કહી શકતી નથી. તે તો તે જાણે."

સલીમાના મનને સ્હેજ અભિમાન થયું. જેના આવવાના માર્ગ તરફ આશાભર્યા હૃદયે રાહ જોવામાં તેણે આટલા દિવસ અને રાત ગાળી હતી, તેજ બાદશાહે આજ આવીને ત્હેને એકવાર સંભારી પણ નહિ. સલીમાએ મનનું દુઃખ મનમાંજ સમાવ્યું. ધાર્યું કે, સૌન્દર્યના બજારમાં બેસવાનો જેનો ધંધો હોય તે પ્રેમમાં શું સમજે? હૃદયની અન્દરના પડમાં અભિમાન ધુણીની માફક સળગીને પોતાની મેળેજ ઓલવાઇ ગયો.

પાછું સલીમાએ પુછ્યુઃ "બાદશાહ ક્યાં છે?"

"આ મહેલમાં નથી. તે જિન્નત મહેલમાં, જિન્નત બેગમની પાસે ગયા છે."

"ઠીક. જિન્નત્ બેગમનું પણ નસિબ ખુલ્યું!"

જતા રહેલા અભિમાનની ધૂણી ફરીને પાછી સળગી ઉઠી. આ વખતે તે જરા વધારે મ્હોટો ભડકો થઇને સળગી. તેણે પૂછ્યુંઃ "મ્હારી બાંદી ક્યાં ગઇ?"

"કઇ બાંદી? હુકમ ફરમાવો તો બોલાવી મંગાવું."

"નવી બાંદી–પેલી સાકી!"

સલીમા ન જુવે તેવી રીતે પહેરાવાળી મૃદુ હાસ્ય હસી. ઘણું કરીને

ત્હેણે ધાર્યું કે "સાકીને માટે દીલ કંઇ બહુ તણાય છે!" જાહેર રીતે તે બોલી: "તે કારાગૃહમાં છે."

સલીમાએ અત્યન્ત વિસ્મિત થઇ પૂછ્યું: "કારાગૃહમાં! કારાગૃહમાં ત્હેને કોણે મોકલી?"

"સ્વયં દુનિયાના માલિકે."

"બાદશાહે?"

"જી, હા."

"ત્હેનો અપરાધ શો?"

પહેરાવાળી મુખ સંતાડીને ફરી હસી. ત્હેણે મનમાંજ કહ્યું કે: "બિચારી જાણે કંઇ જાણુતીજ નથી! નિકાહનું ફારસ ભજવ્યું હતું ફારસ, તેટલા માટે!"

સલીમાને કહ્યું, "અપરાધ શું હતો તે હું કહી શકતી નથી."

સલીમા "જા, કારાગારની ચાવી તું લઇ આવ, હું ત્હેને છોડી મુકીશ. મ્હેં એને છોડી મુકી છે એવું બાદશાહ સાંભળશે તો કોઇને કંઇ પણ કહેશે નહિ."

તાતારીએ મનમાંજ ધાર્યું: "જોયું તો ઘણું છે પણ આવું હૈયા સાથે સજ્જડ જડાઇ ગયલું અને પેટનો પાટો બની ગયલું તો કદી જોયું નથી." બેગમને કહ્યું: "દાસીનો અપરાધ ક્ષમા કરજો, બેગમ સાહેબા! વધારે વાત કરવાનો મ્હને વખત નથી. આપના તે દિવસો હવે ગયા છે."

"તે દિવસો?" કયા દિવસ?

"સુખના દિવસ! દિલ્લીશ્વરના આદેશથી આજ આપના પોતાનાજ મહેલમાં બંદી છો."

સલીમા લાંબો નિસાસો નાંખી ગળગળે સ્વરે ચીસ પાડીને બોલી ઉઠી: "હાય, ખુદા! છેવટે ત્હેં આજ કર્યું!" પહેરાવાળીના સ્હામું નિગળતી આંખે જોઇને બોલી: "શા અપરાધને લીધે મ્હારી આ દુર્દશા થઇ, ત્હેમાંનું કંઇ તુ જાણે છે?"

તાતારી બોલી "મ્હારાથી તે કહી શકાશે નહિ બેગમ સાહેબા! મ્હને માફ કરશો."

બેગમના પ્રફુલ્લ રહેતા મુખ ઉપર શોકની છાયા જોઇ પહેરાવાળીનું અંતઃકરણ રહેજ કોમળ થયું. ગઇ રાતની હકીકત માહુમ પાસેથી જે ત્હેણે સાંભળી હતી, તેજ તે જાણતી હતી. તે સિવાય બીજું કંઇ પણ તે જાણતી નહતી. થોડું ઘણું ન્હોતી જાણતી તે ત્હેણે પોતાની કલ્પનાની સહાયથી પૂરૂં કરી લીધું હતું. સલીમાની આવી સ્થિતિ જોઇને ત્હેના મનને થયું કે. "ત્યારે શું બેગમ સાહેબ તદ્દન નિર્દોષ હશે ?"

સલીમા વ્યાકુળ ભાવે ત્હેનો હાથ પકડીને બોલી: "લે, આ મોતીની માળા હું ત્હને બક્ષિસ આપુ છું. બધી હકીકત તું મ્હને ખુલ્લે ખુલ્લી રીતે કહી સંભળાવ!"

પહેરાવાળી બોલી: "સાકી કરીને આપની પાસે જે બાંદી હતી, તે સ્ત્રી નહતી, ગુપ્ત વેશે પુરૂષ હતો!"

આટલું કહીને પહેરાવાળીએ બેગમ તરફ એક તીક્ષ્ણ દષ્ટિપાત કર્યો. ત્હેનો સંશય હજી દૂર થયો નહોતો.

વાત સાંભળીને સલીમાનાં ચક્ષુ બન્ને વિસ્મયથી પહોળાં થયાં. તે બોલી: "પુરૂષ! અસંભવ વાત! ત્હેનું એવું સુન્દર કોમલતામય મુખ, એટલો મીઠો કંઠસ્વર, ત્હેના સલજ્જ હાવ ભાવ! લજ્જાને લીધે તે મ્હારી સાથે સારી રીતે વાત પણ કરી શકતી નહોતી."

"તેણે આપને છેતર્યા છે."

"ઠીક. ત્યાર પછી આગળ શું થયું ?"

"કાલ રાત્રે બાદશાહ જેવા પાછા આવ્યા તેવા તરતજ તે આપના ખંડમાં પધાર્યા ત્યાર પછી અડધા કલાક પછી માહૂમને બૂમ પાડી ત્હેણે જઇને જોયું તો, આપ પલંગ પર નિદ્રિત હતાં અને બાદશાહ આગની માફક કોપથી ધીકતા ઉભા છે. ગુપ્ત વેશધારી સાકી ત્હેમના મ્હોં સ્હામે માથું નમાવીને ઉભો રહ્યો હતો, બાદશાહના હુકમથી ત્હેને જમીન નીચેના કેદખાનામાં પૂરવામાં આવ્યો છે."

સલીમા થર્ થર્ કંપવા લાગી. તે બોલી. "કોણ એવો હતભાગી હતો કે જે આવી રીતે મ્હારૂં સત્યાનાશ વાળવા આવ્યો હતો ?"

"મ્હેં સાંભળ્યું છે કે, ત્હેનું નામ માહરૂન છે."

સલીમા વધારે વખત તે જગાએ ઉભી રહી નહિ. શરીરમાં સહસ્ત્ર દાવાનળની જ્વાળા લઇને ઉતાવળે પગલે જેવી તે પોતાના શયન ખંડમાં દાખલ થાય છે તેવીજ એકદમ પડી ગઇ. સાથે સાથેજ મૂર્છાએ આવીને ત્હેના દુઃખનો ભાર ઓછો કરી દીધો.

મૂર્છા વળ્યા પછી સલીમાએ જોયું કે, એક બાંદી ત્હેના શરીર ઉપર હાથ ફેરવે છે અને પોતે પોતાની શય્યામાં સૂતેલી છે. ચેતન આવ્યા પછી, પૂર્વ સ્મૃતિએ, વીંછી જેમ દંશ દે તેવી રીતે, ત્હેના હૃદયમાં તીવ્ર જ્વાળા ઉત્પન્ન કરી.

સલીમા મનમાં ને મનમાં બોલવા લાગી: "માહરૂન! માહરૂન! ત્હેંજ છેવટે મ્હારૂં સત્યાનાશ વાળ્યું! જગતની આંખમાં મ્હને ત્હેં ચિર-કલંકિની બનાવી! કલંક લઇને શું હું સુખે જીવી શકીશ! જ્યાં હું સમ્રાજ્ઞી હતી ત્યાં શું હું બાંદી થઇને સુખમા દિવસ ગાળી શકીશ! છટ્! માહરૂન! ત્હારા તે બધા ગુણ ક્યાં ચાલ્યા ગયા? તું શું આજકાલ આટલો બધો પાપી થયો છે? હે જગદીશ્વર! હે બહેસ્તના માલિક! તમે સાક્ષી છો કે, હું નિષ્પાપ છું. મ્હેં જાણી બુઝીને સતિધર્મની વિરૂદ્ધ કદી દોષ કર્યો નથી. પરંતુ, બેગમના અન્તઃપુરમાં, ત્હેના શયનખંડમાં, એક ગુપ્ત વેશધારી પુરૂષ પકડાયો છે અને હું નિર્દોષી છું. દિલ્લીના બાદશાહ શું એ વાત ઉપર વિશ્વાસ લાવશે?"

બાદશાહના મનમાં જો મ્હારે માટે ખરેજ પ્રેમ હોત તો તો તે એક વાર મ્હને પૂછી શક્યા હોત. તેમણે તેમ પણ ન કર્યું અને ચાલ્યા ગયા! આ કલંક શું એકદમ સહેલાઇથી ટળી શકવાનું હતું? જેણે એકવાર મ્હને પગે હડસેલી ક્હાડી તે શું ફરી મ્હને પાછો આશ્રય આપશે? કલંક જો કદી ન ગયું તો પછી જીવવાનું પણ શું પ્રયોજન? મૃત્યુજ હવે તો મ્હારો પરમ મિત્ર! પરન્તુ, આ ભર યૌવનમાં, બધી આકાંક્ષાઓને અપૂર્ણ રાખી, હું શા માટે મરૂં? બાદશાહને ભ્રમ થયો છે, તે હું ત્હેમને સમજાવીશ અને ત્હેમનાં ચરણ પકડીને અશ્રુપાત કરીશ. તેથી પણ શું ત્હેમનું

મન નહિ પીગળે ? એટલું કરતાં જો આખરે નહિ વળે તો પછી મરવાનું તો છેજ ને ! ઝેર ખાઇને પ્રાણ ત્યાગ કરીશ."

સલીમા શય્યામાં બેઠી થઈ. દાસી બોલી "ઉઠશો નહિ. માથામાં તમને વધારે વાગ્યું છે."

સલીમા સ્હેજ હસી. દુઃખના સમયમાં પણ ત્હેના મ્હોં ઉપર હાસ્ય આવ્યું. મનમાં ને મનમાં બોલીઃ "બાંદી! જે આઘાત હું હૃદયમાં પામી છું, ત્હેનો મર્મ તું શું સમજી શકીશ ?"

વાવાઝોડાથી તોફાની બનેલા સમુદ્રમાં, તોફાન શમ્યા પછી જેમ શાન્તિ આવે તેવી રીતે સલીમાને પણ થયું. ત્હેણે ધાર્યું કે: "જે માણસ ચાહે છે ત્હેને ઘણું તજવું પડે છે. હું ત્હેમને ચાહું છું. તે મ્હારાથી અનેક દરજ્જે ઉંચા છે. તે દુનિયાના બાદશાહ છે. હું ત્હેમની દાસી, એક સામાન્ય પ્રજા, ત્હેમની આગળ હું શું વિસાતમાં ? શા માટે હું ત્હેમના પગ પકડીને ત્હેમની સેવા ન કરૂં ? આગળ એકવાર એવા પણ દિવસ હતા કે, જે દિવસે મ્હારા પગ પકડીને ઉલટા તે મ્હને વિનવતા પણ હવે તે મ્હને ક્યાં મળે ?"

સલીમાએ મનમાં વિચાર કર્યો કે: "લાવ, એક કાગળ ત્હેમને લખી મોકલું અને તેડાવી મંગાવું. જો તે નહિ આવે તો પછી મ્હેં જે ધાર્યું છે તે હું કરીશ."

કાગળ લખીને સલીમાએ તેપર પોતાની મહોર કરીને બીડી દીધો. એક બાંદીને બોલાવીને કહ્યું: "આ કાગળ જિન્નત મહેલમાં બાદશાહના હાથમાં આપી આવ. જવાબ લીધા વિના પાછી આવીશ નહિ."

દાસી ચાલી ગઇ. સલીમા બારણાં બંધ કરી આંસુ નિગળતી આંખે ઉંચે જોઇને પ્રાર્થના કરવા લાગીઃ "જગદીશ્વર ! એવુંજ કરજે કે જેથી મ્હારે અપમાનિત થવું ન પડે. બાંદીને તે પાછી કહાડી ના મુકે. ત્હેની સાથે સાથેજ તે ચાલ્યા આવે!"

૪.

વિશાળ ફરસબંદ જમીનપર, સુન્દર ભરત ભરેલી, બસરાની શેતરંજી ઉપર બહુમૂલ્ય જડિત્રનું કામ કરેલી નરમ શય્યા હતી હેની ઉપર અતુલ રૂપશાલિની જિન્નત બેગમ સૂતેલી હતી, અને હેની પાસે દીન દુનિયાનો માલેક શાહજહાન બેઠો હતો.

બાદશાહે કહ્યું: "જિન્નત! એક પ્યાલો ઠંડી સિરાજી લાવ તો. તરસ ઘણી લાગી છે. શરબત ઘણું ગરમ છે. સિરાજીથી જલ્દી નિદ્રા આવશે."

બારી પર લટકતા, ઉજ્વળ નીલ રંગના રેશમી પડદાની અન્દર થઇને તીવ્ર દીવાનો પ્રકાશ ઘરમાંની દરેક વસ્તુ ઉપર પથરાયો હતો. ખડની ચારે બાજુએ ગુલાબની સુગન્ધ ઉભરાઇ ઉભરાઇને ઉછળી પડતી હતી કોઇ જગાએ સોનાની દાંડી ઉપર કાકો કૌવો આંખ મીંચીને ઉંઘતો હતો, ... કોઇ જગાએ રંગીન ગાત્રવાળુ બુલબુલ બોલ્યા ચાલ્યા વિના ખાતા બાકી રહેવા દીધેલું ખાવાનું ખાઇને પુરૂં કરતું હતું. કોઇ જગાએ વળી મેનાં વચ્ચે વચ્ચે ચીસો પાડતી હતી

બાદશાહ આંખ મીંચીને બોલ્યા: "જિન્નત! પ્રાણેશ્વરી! એકવાર બીન કે સિતાર પર મીઠો સ્વર લલકાર તો? મ્હને તો કંઇ ગમતુ નથી."

મનોહર, સુંદર, સુકોમળ, દેહ લઇને, નીલરંગના ઓઢણાની અન્દરથી નીકળી પડતા, રૂપ જ્યોતિના તીવ્ર તરંગો ખેલાવતી, એકાદ તીવ્ર કટાક્ષ ફેંકીને, પીઠ ઉપર લટકતા છૂટા છવાયા કેશની વેણી ડોલાવતી, ઓઠ ઉપર મધુરૂં હાસ્ય કરતી, જિન્નત બેગમે જાતેજ વીણા ઉતારી. સૂર બાંધવાને માટે વીણાના કાન આમળતી વખતે, તે સુન્દરીનો ગ્રીવાદેશ જુદી જુદી રીતે હાલવા-ડોલવા લાગ્યો. અવાજ જ્યારે જ્યારે જરા બેસૂરો લાગતો, ત્યારે ત્યારે તેના મુખ ઉપર કાંઇ વિરક્તિની છાયા જણાતી ફરીને જ્યારે સૂર મળતો, મીઠો લાગતો, વશ થતો, ત્યારે એક હાસ્યની રેખા, સંતોષનુ ચિહ્ન, તેના મનોહર નયન અને હોઠના છેડા પર ફૂટી ઉઠતું.

સૂર બરાબર મેળવાયા પછી બીનને પડદે પડદે જાણે રાગરાગિણીની જીવન શક્તિ જાગી ઉઠી. કંકણ શોભિત મૃણાલ જેના ડાબા હાથમાં બીનને

ધારણ કર્યું અને જમણે હાથે વગાડવાનો જિન્નતે આરંભ કર્યો. પડદે પડદે સૂરના તરંગ ખેલવા લાગ્યા. બાદશાહ સૂતે સૂતેજ 'કયા બાત' 'ખૂબ સૂરત' 'બહુત અચ્છા બીબી' વગેરે પ્રચલિત વાકયોથી સંતોષ જાહેર કરવા લાગ્યા. જિન્નત બેગમના પ્રાણને આજ અપાર આનન્દ હતો. આજ ઘણે દિવસે સલીમા બેગમના તાબામાંથી બાદશાહે ત્હેનો ઉદ્ધાર કર્યો હતો. તે ઉપરાન્ત દિલ્લીશ્વરે વાતચિતમાં કંઇ એવોજ ભાવ બતાવ્યો હતો કે જેથી જિન્નત બેગમ આશા બાધી શકી હતી કે: ત્હેનું આ સૌભાગ્ય કેટલાક વખત સુધી સ્થાયી રહેશે. તેથીજ વીણા વગાડીને પોતે પોતા પર ખુશ થઇ જતી હતી. મનનો આનન્દ વધુ વખત દાબી ન શકાવાથી જિન્નતે ગાન છેડયું:—

" રે એ—કોયલીયાં કુહૂ સુનાવે,
સખી મોહે બિરહા સતાવે નિશદિન,
નિશી અંધિયારી કારી બીજલી ચમકે,
જીયા મોરા ડર પાવે—રે એ કોયલીયાં.
\+ + + +

ગીતના રંગમાં ભંગ થયો. વચ્ચે એક બાંદીએ આવીને એક પત્ર બેગમ આગળ ધર્યો.

જિન્નત બેગમ બોલી' " શું ખબર છે બાંદી ? "

બાંદી બોલી: " નયી બેગમ સાહેબાએ જહાંપનાહ પર એક કાગળ આપ્યો છે અને જવાબને માટે રાહ જોઇને ઉભી રહેવાનું આ બંદીને ફરમાવ્યું છે "

બાદશાહ અત્યારે જરા સિરાજીના ઘેનમાં અને જરા બેગમના કોમલ કંઠમાંથી નિકળતા મધુર સંગીતની મોહિની શક્તિથી અર્ધનિદ્રા અવસ્થામાં શય્યાપર પડ્યા હતા. જિન્નતે બાદશાહ સ્હામે એકવાર તીક્ષ્ણ નજર કરી. પછી મનમાં ને મનમાં કાગળ વાંચવા લાગી:—

" જીવિતેશ્વર,

દાસી અપરાધી નથી. જે કલંક ત્હેને શિર ચ્હોંટયું છે, તે બાબત તે તદ્દન નિર્દોષ છે, બાદશાહ જે માને છે તે તદ્દન શંકા છે.

આપને જ્યારે સન્દેહ આવ્યો ત્યારે અભિનીને એકવાર બોલાવીને પુછ્યું હોત તો શી અડચણ હતી? ત્હેનું મ્હોટું દુર્ભાગ્ય કે તે આટલી જલદીથી આપનો વિશ્વાસ ગુમાવી બેઠી!

શહેનશાહ, દાસી ઉપર આ રોષ શા સારૂ? કદી ખરેજ આપે મ્હને અપરાધી ઠરાવી હોય તો, જલ્લાદના હાથમાં સોંપી કીર્તિ અક્ષય રાખો. પરંતુ મૃત્યુ પહેલાં દાસી એકવાર આપના શ્રી ચરણનાં દર્શનની અભિલાષી છે. એ આકાંક્ષા પૂર્ણ થતાં તે સુખે મરી શકશે.

હતભાગિની—સલીમા."

પત્ર વાંચીને જિન્નત બેગમ ઇર્ષાથી, ક્રોધથી, સળગી ઉઠી; મનમાં ધાર્યું કે; હાથ આવેલી તકનો લાભ લઇ, રસ્તાના કાંટાને દૂર કરવાનો આના જેવો બીજો એકકે લાગ નથી. પત્ર બાદશાહના નામનો હતો એટલે તેમને તે સંભળાવવો તો જોઇએજ.

જિન્નતે જોયું કે. શાહજહાન શય્યામાં એક બાજુએ સૂતા સૂતા સુખ સ્વપ્ન જુએ છે. હિન્દુસ્થાનનો સમ્રાટ અડધી મીંચી આંખે દિલ્લીના મહેલો મુકી હૂરીઓના સ્વપ્નમય રાજ્યમાં ભમે છે. જિન્નત બેગમ ઘણી ધીરેથી બાદશાહની પાસે જઇને મૃદુસ્વરે બોલી: "શહેનશાહ! એક પત્ર આવ્યો છે."

બાદશાહે એકવાર નજર કરી. જડાઇ ગએલા અવાજે તે બોલ્યા: "કો'નો પત્ર? બહેસ્તમાંથી શું કોઇ હૂરીનો પત્ર આવ્યો છે?"

જિન્નત સ્હેજ હસીને બોલી: "ના, બહેસ્તની હૂરીનો તો નથી. પણ આ મૃત્યુલોકની હૂરીનો છે. સલીમા બેગમે આપને પત્ર લખ્યો છે."

બાદશાહે તે વેળા આંખો મીંચેલી હતી. જિન્નત બોલી: "જહાંપનાહ! પત્ર ઘણો જરૂરી છે. માટે જો હુકમ થાય તો ઠીક."

બાદશાહે ફરીને પુછ્યું: "કો'નો પત્ર છે?"

જિન્નત બેગમે કહ્યું: "સલીમાનો."

સલીમાનું નામ સાંભળતાંજ બાદશાહના મુખ ઉપર તિરસ્કાર અને વિરક્તિનાં ચિહ્ન તરી આવ્યાં. ત્હેમણે માથુ હલાવીને કહ્યું: "હું એ શયતાનીના કાગળને અડકીશ નહિ."

જિન્નતને પણ તેજ જોઇતું હતું તે બોલી: "ત્યારે હું વાંચી સંભળાવું ?"

બાદશાહે કહ્યું: "વાંચવાની કાંઇ જરૂર નથી. શું લખ્યું છે તે ટુંકમાં કહો."

જિન્નત: "લખ્યું છે કે, જ્યારે ત્હેનું નશીબ ફુટયું છે ત્યારે હવે ત્હેને છુટી કરો."

પત્રમાં આ વાત લખેલી ન હતી. પણ જિન્નત–પિશાચી–શયતાની હતી.

બાદશાહે મહા મહેનતે આંખ ફાડી ભવાં ચ્હડાવીને કહ્યું: "કુલટાને હજી પણ ભાન નથી આવ્યું ? ત્હેને છોડી મુકવી કે ગીધ કુતરાંનો શિકાર બનાવવો એજ હું વિચાર કરૂં છું."

જિન્નત બેગમ હાથ જોડીને બોલી: "શહેનશાહ, આપ દુનિયાના માલિક છો. તે એક સામાન્ય સ્ત્રી છે. અતિ અલ્પ છે. આપના ક્રોધને તે યોગ્ય નથી. ત્હેને છોડી મુકો. તે હતભાગિનીનો અપરાધ મ્હોટો છે છતાં ત્હેનો વધ કરવાથી આપના મહત્ નામને કલંક લાગશે."

જિન્નત મનમાં ને મનમાં સમજી હતી કે: "આવી રીતે બે ચાર મીઠી મીઠી વાતો કહી બાદશાહને ખુશ કરવાથી તરતજ કાર્ય સિદ્ધિ થશે." પાપિણીનો ઉદ્દેશ સિદ્ધ થયો.

બાદશાહે કહ્યું: "જિન્નત બીબી! હું કંઇ પણ વાત સાંભળવા માગતો નથી. હું જે કહું તે પ્રમાણે તમે જવાબ લખી દો."

બાદશાહના આદેશથી જિન્નત લખવા લાગી:—

"ત્હને શરમ ન આવી કે, ફરી ત્હેં મ્હને કાગળ લખ્યો ? તું કુલટા–ક્ષમાને પાત્ર નથી. આજથી હું ત્હારે માટે અંધારા કેદખાનાનો હુકમ ફરમાવું છુ ત્હારો અપરાધ માફ થઇ શકે તેમ નથી. બીજી શિક્ષાનો વિચાર હુ પછી કરીશ."

બાદશાહે પોતાની વીંટી કહાડીને જિન્નત તરફ ફેંકી. જિન્નતે તે વતી કાગળ પર મહોર કરી કાગળ બન્ધ કર્યો.

બાદશાહે જે કહ્યું હતું ત્હેમાં, જિન્નત બેગમે નીચેનાં વાક્યો પોતાના

ક્ષરનાં ઉમેર્યાં હતાં:–" ત્હારાથી બને તો, તું વિષ ખાઇને મરી જજે. આ શરમનો બોજો છાતી પર લઇને હવે વધુ વખત જીવવાનો યત્ન કરીશ નહિ."

આવાં આવાં કેટલાંક પોતાની મેળે લખેલાં વાક્યો, બાદશાહને ત્હેણે વાચી સંભળાવ્યાં નહિ.

કાગળ લઇને બાંદી ચાલી ગઇ. ત્હેની સાથે સાથે જિન્નત બેગમની કાર્ય તત્પરતાનો સહી સાથેનો એક બીજો પણ પરવાનો મોતી મહેલમાં માહુમ તાતારિણીના હાથમાં પહોંચ્યો. તેમાં સલીમાને અંધારા કેદખાનાનો હુકમ હતો.

૫

બધું જાય છે. ફક્ત આશા પાપિણી છેવટ સુધી જતી નથી. સલીમાનું બધું ગયું હતું પણ આશા કોઇપણ રીતે તેના હૃદયમાંથી જવા ચહાતી નહતી. કોઇનાં પગલાંનો અવાજ સાંભળતાંજ સલીમા ચમકીને બેઠી થતી. વિચારતી કે: " કદાચ અપરાધ ક્ષમા કર્યો હશે! સંદેહ દૂર થયો હશે અને તેથીજ તે અહિં આવતા પણ હશે." પણ, કોઈપણ ન આવ્યું! આશા પણ ન ગઇ!

દિવસનો ત્રીજો પહોર લગભગ પૂરો થવા આવ્યો હતો. બાંદી હજી પણ પાછી ન આવી. સલીમા ધીરે ધીરે આશા મુકવા લાગી. ત્હેનું હૃદય ક્રમશઃ શૂન્ય થતું ચાલ્યું. સલીમાએ આટલો વખત આહાર વિના કહાડયો હતો. દાસીઓ નિયમિત રીતે ખાવાનું મુકી જતી હતી, તેમાંથી કશાને પણ તે અડકતી નહતી. મનમાં ને મનમાં ત્હેણે પ્રતિજ્ઞા કરી હતી કે:–"જો તે નહિ આવે તો આ જીવનમાં કદી હું અન્નને અડકીશ નહિ."

ઘણા વખત પછી, બાંદી પાછી આવી. ત્હેનું સુકાઇ ગયેલું મુખ જોઇને સલીમા બધું સમજી ગઇ. તો પણ ત્હેણે પુછયું? "બાદશાહ કયાં છે?"

બાંદી ફીક્કા અવાજે બોલી, " તે તો ન આવ્યા."

" ન આવ્યા? ત્યારે કયારે આવવાનું ત્હેમણે કહ્યું છે?"

" બાંદીએ જવાબ ન દેતાં કાગળ ત્હેના હાથમાં મુક્યો. સલીમાએ

કાગળ ઉઘાડીને જોયું તો, જિન્નત બેગમના હસ્તાક્ષર! હકીકત સમજવામા કાંઇ બાકી રહ્યુ નહિ

સલીમા દુઃખથી, સંતાપથી, અભિમાનથી ફુલાવા લાગી. બાંદીને કહ્યું: "તું બહાર જા. હુ જરા ઉંઘ લઉં."

બાંદી બહાર ગઇ. સલીમા બારણું બંધ કરીને કોચ ઉપર સુઈ ગઇ. ડસકાં ખાતાં ખાતાં ઘણો વખત સુધી તેણે રડયા કર્યું.

સૂર્યદેવ તે વેળાએ હિમાચલના પશ્ચિમ શિખરને ઓથે સંતાવાનો યત્ન કરતા હતા. સુન્દરી સલીમા ઉઠીને બેઠી થઇ. લાંબા વખત સુધી એકચિત્તે કંઇ વિચાર કર્યો. મુખ ઉપર નિરાશાની–દૃઢ પ્રતિજ્ઞાની ભયંકર છાયા હતી. ખડીઓ કલમ લઇને, જીવનની છેવટની હકીકત સંભળાવવા માટે સલીમાએ બાદશાહને એક કાગળ લખવો શરૂ કર્યોઃ—

"**જીવિતેશ્વર! બાદશાહ!** દુનિયાના ન્યાયકર્તા! આપનો જે હુકમ છે તો, હું વિષ ખાઇને મરીશ. તમારો આદેશ હું અક્ષરે અક્ષર પાળીશ. જિન્નત બેગમના પ્રપંચમાં પડવાથી મ્હારે આ શોચનીય પરિણામ આવ્યુ છે. આ વિચાર આવતાં પણ મ્હારૂં હૈયુ ચીરાઇ જાય છે. સ્વામિન્! આપે સ્વહસ્તે પાસે ઉભા રહીને વિષપાત્ર આપ્યું હોત તો આપ જોત કે, દાસી કેવી રીતે હિમ્મતથી, છાતી કઠણ કરીને, આપના મુખ તરફ જોતી જોતી તે પી જાય છે!

હું નિર્દોષ છું. હિન્દુસ્તાનના બાદશાહ! આપ બરાબર ન્યાય કરી શક્યા નહિ. આ દીન દુનિયા જેના ન્યાયથી ચાલે છે તેજ મ્હારો યોગ્ય ન્યાય કરશે.

જહાંપનાહ! પ્રાણ તો અતિ તુચ્છ છે. આ પ્રાણ આપનીજ સેવામાં અર્પિત થયો હતો. આપના ઉપયોગમાં તે જ્યારે ન આવ્યો ત્યારે હવે તે અસાર પ્રાણને રાખવાનું શું ફળ?

મ્હને ઘણી આકાંક્ષા છે કે, મરવા પ્હેલાં હું એકવાર આપનાં દર્શન પામુ! તે આશા પૂર્ણ ન થઇ. આકાંક્ષાઓ પણ અધુરી રહી. ચન્દ્ર પ્રકાશમાં મરવાની ઘણી ઇચ્છા થાય છે; પણ ચન્દ્ર તો હજી ઘણો મોડો ઉગશે.

તેટલા વખત સુધી હું રાહ જોઇ શકીશ નહિ. નદીનાં કલૂકલ ગીત સાંભળતાં સાંભળતાં મરવાની ઘણી ઇચ્છા થાય છે; પરન્તુ નદીના તટપર મ્હને કોણ પ્હોંચાડે ? જ્યોત્સ્ના શરીરે ચોળીને, ફુલની શય્યામાં અંગ ઢાળીને અને તમારે ખોળે માથું રાખીને મરવાની ઇચ્છા થાય છે; પરન્તુ મ્હારી એ ઇચ્છા કોણ પૂરી કરે ? એક છેવટની વિનન્તિ કરૂં છું, કદી ઇચ્છા થાય તો પૂર્ણ કરજો. ઉત્તર તરફનું બારણું ઉઘાડતાં, પર્વતની તળેટી આગળ જે ગિરિનદી વહે છે, ત્હેને તીરે, ચન્દ્રોદય વખતે મ્હારી કબર કરવાનો હુકમ આપજો, અને તે જગાએ કોઇ પણ પહેરેગીર સિપાઇને બેસાડી મ્હારી નિર્જન વિશ્રાન્તિમાં ભંગ ન પાડશો."

સલીમાએ કાગળ પુરો કરીને તે પર પોતાની મહોર કરી. બાદશાહના નામનું સરનામુ લખીને, એક સુવર્ણપાત્રમા કેટલાક ફુલની સાથે તે કાગળ મુકયો. બાદશાહ અથવા અન્ય કોઇની એકાએક તે ઉપર નજર પડે તેવી રીતે એક જગાએ પાત્રને મુકી રાખ્યુ.

સલીમાના હાથમા એક બહુ મૂલ્ય વીંટી હતી. બાદશાહે પ્રણયની ભેટ તરીકે તેને આપી હતી. તે વીંટીએ, મહાવિષનો આધાર, ઝેરનો એક કટકો, હૃદયપર ધારણ કર્યો હતો. સલીમાએ તે તરફ એક તૃષાતુર નજર નાખી સહજ હસી. તે ચિન્તાતુર, મલિન, પાન્ડુવર્ણ મુખ પર હજીપણ રૂપ જ્યોતિ ધકધક કરતી સળગતી હતી, તે મુખ જાણે સ્હેજ પ્રફુલ્લ થયું.

સલીમા દૃઢ પ્રતિજ્ઞ હતી. પ્રેમ ગયો હતો, આશા ગઇ હતી, જીવનનો આધાર ગયો હતો. સલીમાએ હૃદયમાનુ બળ એકઠું કરીને, વીંટીનો હીરો ચુસ્યો ! બીજીવાર ચુસતી વખતે ત્હેણે આકાશ તરફ જોયું. ગદ્‌ગદ્ કંઠે અશ્રુપૂર્ણ નયને, બળતે હૃદયે, ઉંચે જોઇને તે બોલી: "દયામય ! ત્હમે સાક્ષી છો. હું જાઉં છું. ત્હમારાજ ચરણ શરણમાં હું આશ્રય લેવા આવું છું. આટલા મ્હોટા જગતમાં મ્હારા જેવી એક ક્ષુદ્રને માટે જગ્યા ન થઇ તો હવે બીજો શો ઉપાય ? કદાચ, મ્હેં ખરા મનથી ત્હમારી આરાધના કરી હોય તો, પ્રભુ ! એકવાર એવું કરજો કે હું ત્હેમનાં દર્શન પામી શકુ!"

સલીમા ઉત્તેજીત ભાવે ફરી ફરીને તે વીંટી ચુસવા લાગી. થુક સાથે

બળેલા ને મહાવિષે, પુષ્પકોમલ શરીરમાં જલ્દીથી પોતાનું કાર્ય પ્રકાશ કર્યું શરીરપર થાક જણાવા લાગ્યો, આંખો કપાળમાં ચ્હડી જવા લાગી, માથું ભમવા લાગ્યું. સલીમા દૂધના ફીણ જેવી ધોળી શય્યામાં ઢળી પડી. કાતર સ્વરે તે બોલીઃ "માહરૂન' તું મ્હને આટ આટલું ચ્હાય છે અને હું ત્હને હમ્મેશ ઉત્સાહ રહિત તિરસ્કાર નજરેજ જોતી આવી છું. બાદશાદ! પ્રાણેશ્વર! મ્હને ક્ષમા કરો કે જેથી મ્હારા આ આત્મ-હત્યાના પાપને લઇ શયતાન મ્હારા દેહને સ્પર્શ ન કરે! સ્વામી એ સ્ત્રી જાતિના મહાગુરૂ સ્વરૂપ છે. હું તેમની આજ્ઞાથી જે કરૂં છું, ત્હેને માટે પાપ મ્હને સ્પર્શ ન કરી શકે!"

સલીમાએ અતિ કષ્ટે આંખો મીંચી.

ઘડીક પછી બાદશાહ શાહજહાન તે ખંડમાં દાખલ થયા. દીવા સળગતા હતા સલીમા શય્યામાં પડી હતી.

બાદશાહે સલીમાના મુખ આગળ જઇને જોયું તો, તે કાચા સોના જેવો રંગ કાળાશ પડતો થઇ ગયો છે. મુખ સુકાઇ ગયું છે. સરસ ઓષ્ઠપુટ રસહીન થયા છે!

બાદશાહનું હૃદય એકદમ ધડાસૂ કરતું ધડકી ઉઠયું. રૂંધાયેલે શ્વાસે બોલ્યા "બીબીજાન! બીબીજાન! પ્યારી!—"

સલીમાના બિંબાધર સ્હેજ ફરફડી ઉઠયા. શ્વાસ જરા જોસથી વહેવા લાગ્યો. ચક્ષુના પલ્લવ બન્ને કંપી ઉઠયા ધીમે ધીમે સલીમાએ આંખ ઉઘાડી.

બાદશાહે જડાઇ ગએલા અવાજે પૂછ્યું, "સલીમા! પ્યારી શું થયું છે?"

સલીમાનાં ચક્ષુ બન્ને સહેજ વિસ્ફારિત થયાં, ને ક્ષીણ કરૂણ દૃષ્ટિ બાદશાહના મુખ ઉપર ઠરી. સલીમા માણસને બરાબર ઓળખી શકતી નથી.

બાદશાહે ફરી પૂછ્યું: "આ શું સત્યાનાશ વાળ્યું સલીમા?"

સલીમા રૂંધાયલે કંઠે બોલીઃ "પ્રિયતમ આવ્યા? ત્હમારો હુકમ મ્હેં માથે ચ્હડાવ્યો છે. મ્હેં વિષ ખાધું છે."

બાદશાહ આગળથીજ એ સમજી શકયા હતા સમજ્યા પછી આજુ-બાજુનું જ્ઞાન ભુલી ગયા. કંઇપણ ઉપાય ત્હેમના મગજને ન સુઝયો.

સલીમાના મુખમાંથી આ વાત સાંભળતાંજ શાહજહાન ગાંડા જેવો થઇ ગયો. સલીમા ત્હેની ઘણી વ્હાલી બેગમ હતી. દ્વાર આગળ પ્હેરાવાળી હતી, ત્હેને બૂમ પાડીને કહ્યું. "હકીમ—જલ્દીથી હકીમને બોલાવી લાવ!"

આ વાત સલીમાના કાનમાં પ્હોંચી. તે બોલીઃ "પ્રભુ! હકીમ હવે શું કરવાનો હતો? મ્હેં જે તીવ્ર હલાહલ પીધું છે, ત્હેનાથી બચાવ-નાર, તે માલિક ઇશ્વર સિવાય બીજો કોઇ નથી."

બાદશાહ સલીમાની શય્યા પાસે માથુ નીચું રાખીને બેઠો હતો. ધીરેથી ધબકતા સલીમાના નિરાશ્રિત હૈયામાં મુખ છુપાવીને રોવા લાગ્યો. રોતે રોતે બોલ્યોઃ "સલીમા! આવું કામ ત્હેં શા સારૂ કર્યું?"

સલીમા ગદ્ગદ્ કંઠે બોલીઃ "પ્રાણાધિક! સ્હેજ જરા વ્હેલા આવ્યા હોત તો હું કદાચ ન મરત. ત્હમને જોઇને ફરી પાછી મ્હને જીવવાની ઇચ્છા થાત!"

બાદશાહે પ્રેમપૂર્વક સલીમાને આલિંગન કર્યું. રૂંધાયલે સ્વરે બોલ્યોઃ "હું નારીઘાતક, ત્હારા પ્રેમને યોગ્ય નથી. તું બહેસ્તની હુરી છે તે હું ઓળખી શકયો નહોતો. પરન્તુ તું મ્હને છોડીને શા સારૂ જાય છે? સલીમા! સલીમા! વાત કર, મ્હને માફ કર!"

કોણ વાત કરે? સલીમાના ફિક્કા ગાલ પર હજી પણ આનન્દનાં અશ્રુ વ્હેતાં હતાં, કંઠ લગભગ રૂંધાઇ ગયો હતો, જીવનશક્તિ ધીમે ધીમે અવસાન તરફ વળતી હતી. દુઃખ, કષ્ટ. નિરાશા, ઉપેક્ષા, અનાદર, અપમાન, એ બધી આ પૃથ્વીની વસ્તુઓ પૃથ્વીને પાછી સોંપીને સલીમાએ મૃત્યુ પ્હેલાં હૃદયમાં શાન્તિ મેળવી. બાદશાહનો કાતરસ્વર તેપીજ ત્હેને વિચલિત કરી શકયો નહિ.

બાદશાહ ગાંડાની માફક ફરી ચીસ પાડી ઉઠયોઃ "હકીમ! હકીમ!"

પરન્તુ, હકીમના આવતાં સુધી વિલંબ વેઠાયો નહિં. દીવો ઓલ-વાયો, કર્મનું ફળ મળ્યું!

દ્રઢચિત્ત, અસીમ શક્તિસંપન્ન, ભારતેશ્વર શાહજહાન તે વેળાએ બાળકની માફક, સલીમાની મૃત્યુશય્યા પર પડીને રોવા લાગ્યો. હ્‌હેનો ઉષ્ણુ અશ્રુ પ્રવાહ, સલીમાના નિશ્ચલ, નિષ્પન્દ, હીમ જેવા શીતલ દેહ ઉપર પડી વહેવા લાગ્યો.

૬

માહરૂન, અન્ધારા ઓરડામાં પડતાંજ, હ્‌હેનું તળીયું કંપી ઉઠયું. જાણે તે માહરૂનને લઇને, કંઇપણુ અવાજ વિના ડોલતું ડોલતું ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યું. માહરૂનને લાગ્યું કે: "ક્ષમામયી પૃથિવી પણુ હ્‌હેનો ભાર વેઠવાને ના પાડે છે! મજબુત જમીન આવી રીતે નીચી ઉતરતી જોઇને, હ્‌હેના મનને મ્હોટો વિસ્મય થયો. મ્હોટા અવાજ સાથે તે તળીયુ એકાએક બે ભાગમાં જુદું થઇ ગયુ. માહરૂન એકદમ ગબડીને જમીન નીચેના કેદખાનામાં પડયો. માથુ જોસપૂર્વક અફળાવાથી, તરતજ તે અચેતન થઇ ગયો!

ભાન આવ્યા પછી હ્‌હેણે જોયું તો, હ્‌હેની ચારે બાજુએ ઉંડો અન્ધકાર વિરાજે છે! ઉંચે, નીચે, આસપાસ બધે ઘોર અન્ધકાર છે. દિવસ છે કે રાત્રિ, તે નક્કી કરવાનો એકકે ઉપાય નથી. માહરૂને પોતાની ચારે બાજુ હાથ ફેરવ્યો, ઓરડાનું તળીયું બધુ પથ્થરનું બનેલુ હતું. ખસતે ખસતે ઘણે દૂર સુધી હ્‌હેણે હાથ ફેરવ્યો. એક જગ્યાએ ભીતના પાયા જેવું જણાયું. ઉઠીને ઉભા થઇને હાથ ફેરવ્યાથી જાણ્યું કે, ભીંત માણુસના હાથથી બનેલી નથી. પર્વત કોરીને તૈયાર કરી છે. ભીંતને પકડીને ચારે બાજુ તે ફરવા લાગ્યો. દરેક ઠેકાણે એવુજ હતું. ફક્ત એકજ જગ્યાએ પથ્થર નહતો, લોખંડ હતું સ્પર્શદ્વારા હ્‌હેણે અનુમાન કર્યું કે, તે આ મૃત્યુખંડનું બારણું હશે; બહારથી તે બન્ધ છે.

હતભાગ્ય હતાશ થઇને હવે જમીન પર બેસી ગયો. પણુ વધુ વખત તે બેસી શકયો નહિ. ફરીથી ઉઠયો. ભીંત પકડીને, ચારે બાજુ તે ફરવા લાગ્યો. થાકીને તે વળી પાછો બેઠો. આ સ્થિતિ ધીમે ધીમે હ્‌હેને તદ્દન અસહ્ય જણુવા લાગી. ખૂબ જોરથી તે ચીસ પાડીને બોલ્યોઃ "મ્હને આવી રીતે ન રાખો! દયા કરો! તરવાર વતી મ્હારો એકદમ વધ કરો.

હતભાગ્ય કેદીની વિકટ ચીસથી કાળા અન્ધકારથી ભરેલો કેદખાનાનો ઓરડો, ભયંકર ભૂતાવળની માફક ગર્જી ઉઠયો. તે અવાજથી કેદી પોતેજ ભય પામ્યો. બેઠો હતો ત્યાંથી ઉઠીને ઉભો થયો. ગાંડાની માફક ભીંત ઉપર જોરથી મુક્કો માર્યો. મજબુત પથ્થર ખસ્યો નહિ, હાલ્યો પણ નહિ. ફક્ત માહરૂનના હાથને વાગ્યું એટલુંજ.

માહરૂને વિચાર કર્યો કે જરા ઉંઘ લઉ. ઘણો વખત સુધી સુઇ રહ્યો, પણ ઉંઘ ક્યાં? હેણે ધાર્યું કે, નિદ્રા એતો સ્વર્ગની દેવી છે. તે શા દુઃખે આ કેદખાનામાં આવે? ઘણા વખત પછી આંખ ખોલીને જોયું તો, પોતાના ઓરડાનો ઘન અન્ધકાર સ્હેજ ઓછો થયો છે. હેને લાગ્યું કે, એ કદાચ આંખનો ભ્રમ હશે. ફરી આંખ મીંચી થોડી વાર પછી ફરી આંખ ઉઘાડીને જોયું તો ભ્રમ ન હતો. ઉપર એક છિદ્ર જણાતું હતું; તેજ રસ્તેથી સામાન્ય પ્રકાશ અન્દર આવતો હતો તોપણ અન્ધકાર પૂરેપૂરી રીતે જતો ન્હોતો રહ્યો. માત્ર ગાઢતાજ સ્હેજ ઓછી થઇ હતી. માહરૂને ધાર્યું કે, કદાચ રાત વીતી ને વ્હાણું વાયું હશે.

વખત જેમ જેમ વધવા લાગ્યો તેમ તેમ, તે છિદ્ર માર્ગ ધીમે ધીમે વિશેષ ઉજ્વળ થવા લાગ્યો. ક્રમેક્રમે તે વધતા જતા પ્રકાશમાં, માહરૂન પોતાનું અંગ પ્રત્યંગ પણ સ્પષ્ટ રીતે જોઇ શક્યો. હવે હેના મનને કંઇ શાન્તિ વળી.

પણ આ શાન્તિ ઘણો લાંબો વખત ટકી નહિ. જેટલો વખત અન્ધકાર હતો તેટલો વખત માહરૂન જાણે કંઇ ધ્યાનાવસ્થામાં હતો. હવે તે પોતાને બરોબર જોઇ શક્યો, એટલે ચિન્તા શરૂ થઇ. પોતાના અદૃષ્ટની ચિન્તા. તે ચિન્તાનો કંઇ અન્ત છે? બાદશાહેજ પોતાને મ્હોડે જાહેર કર્યું છે કેઃ "વિના અન્ને હને મોતનો હુકમ ફરમાવું છું." બે દિવસમાં કે ચાર દિવસમાં, જીવનની સાથે સાથે ચિન્તાનો પણ અન્ત આવશે.

ચિન્તામાં માહરૂને આખો દિવસ ગાળ્યો. પ્રિય સલીમાની ચિન્તા અને મૃત્યુની ચિન્તા—મૃત્યુની ચિન્તા અને સલીમાની ચિન્તા. જ્યારે દિવસ પૂરો થવા આવ્યો ત્યારે માહરૂનનું માથું ઝમઝમ્ કરવા લાગ્યું. હેના મનમાં મૃત્યુની અને સલીમાની ચિન્તા કેટલી હતી, તે તે બરાબર સમજી શક્યો

નહિ. બે ચિન્તા જાણે એકાકાર થઇ ગઇ હતી.

ફરી અન્ધકાર વધવા લાગ્યો. ન્હાના છિદ્રમાંથી પડતો સહજ પ્રકાશ ધીમે ધીમે ક્ષીણ થવા લાગ્યો. માહરૂન વ્યાકુળ થઇને તે તરફ જોઇ રહ્યો. જાણે આખા દિવસને અન્તે પ્રિયતમ સુહૃદ વિદાય લેછે !

ધીરે ધીરે પ્રકાશ ઓલવાઇ ગયો. ફરીને અન્ધકાર શરૂ થયો. તેજ પેલો અન્ધકાર ! વિરામહીન અન્ધકાર ! ઘણો ભયાનક ! તે દુર્ભાગીનું કષ્ટ જોઇને નિદ્રા દેવીથી વધુ વખત રહી શકાયું નહિ. પોતાનો કોમળ કર બન્ને ચક્ષુ પર ફેરવી દીધો. નિદ્રાની કૃપાથી માહરૂન પ્રકાશ, અન્ધકાર બધું ભુલી ગયો, પ્રાણની વ્યાકુળતા ભુલી ગયો અને પોતાનું શોચનીય અસ્તિત્વ પણ ભુલી ગયો ! એક અજાણ્યા સ્વપ્નરાજ્યમાં વિચરવા લાગ્યો.

માહરૂને તે દિવસે એક અદ્ભુત સ્વપ્ન જોયું. જાણે ખૂબ રોશની થઇ છે, વીણા બંસી વિગેરે વાગે છે, નજીકમાંજ જાણે ઇશ્વરનુ સ્વર્ગરાજ્ય છે તે તરફથી મનોપ્રાણહારી કંઇ સુગન્ધ આવે છે. પવન અતિ શીતળ છે અને ચારે બાજુ સુવાસિત, પ્રસ્ફુટિત ધોળાં ફુલનો એક બાગ છે. બાગના સોનેરી વડ પર બેસીને કેટલાંક સોનેરી રંગનાં પંખીઓ મીઠો કલરવ કરી રહ્યાં છે. ફુલની સુગન્ધ મંથન કરીને, સ્વર્ગના સુવાસિત વાયુ-મંડળમાં તેઓ ધીરે ધીરે ઉડે છે. રસ્તા ઉપર સ્વચ્છ ચાંદની પથરાઇ છે, અને તે રૂપેરી ચાંદનીની ઉપર હૂરીઓનાં ટોળે ટોળાં ભમતાં ફરે છે. આવી રીતનું સ્વપ્ન જોતાં જોતાં માહરૂનની આંખ ઉઘડી ગઇ. ત્હેણે વિસ્મયપૂર્વક જોયું તો, કોઇએ ત્હેના શરીર પર હાથ મુક્યો છે.

ઉંઘના ઘેનમાં કરૂણસ્વરે ત્હેણે પુછ્યું, " તમે કોણ છો ? સ્વર્ગના દેવ છો ? "

ઉત્તર મળ્યો: " ના દેવ નહિ, પણ હું માણસ છું ! "

" માણસ ! માણસ અહિં કેમ કરીને આવ્યું ? "

" હું ઇશ્વર પ્રેરિત છુ. મ્હારી ગતિ બધે અબાધ છે. "

" તમે શું કરવા આવ્યા છો ? મ્હારૂં કંઇ કલ્યાણ કરી શકશો ? "

" હા, ત્હારા કલ્યાણ માટેજ આવ્યો છું. ત્હને આવમેલ કરવાને

પામ્યો છું. આ દુનિયામાં હવે તું કેટલો વખત રહેનાર છે, ત્હેની ત્હને ખબર છે?"

માહરૂન લાંબો નિસાસો મુકીને બોલ્યો: "હા, ઘણું ઘણું તો બે ત્રણ દિવસ! વિના અન્ને ભૂખથી મ્હારૂં મોત લાવવા બાદશાહનો હુકમ છે."

"પરલોકને તું માને છે?"

"હા."

"કુરાન ત્હેં વાંચ્યું છે? કુરાનને તું માને છે?

"હા. કુરાનને હું ઇશ્વરવાક્ય માનું છું."

"રાજદંડથી શિક્ષા પામેલા મનુષ્યને સદ્દગતિ નથી મળતી તે પણ કદાચ ત્હેં સાંભળ્યું હશે. ત્હારી સદ્દગતિ થાય, તેવીજ કોઇ યોજના માટે હું અહિં આવ્યો છું."

"આપ મહાપુરૂષ છો. હવે શું કરવું તે બતાવો!"

એટલું કહીને માહરૂન તે અદ્રષ્ટ પુરૂષના પવિત્ર ચરણ શોધવા લાગ્યો.

ફકીર સરકીને પાછો ખસ્યો. તેણે કહ્યું: "માહરૂન! ગભરાતો નહિ. હું ફકીર છું. પવિત્ર હઝરત મહંમદ સાહેબનો હું સેવક છું. આ જીવનમાં ત્હેં જે કંઇ પાપ કર્યાં હોય તે બધાં તું મ્હારી આગળ જાહેર કર તો એ બધા પાપનું ત્હને પ્રાયશ્ચિત્ત મળશે. રાજ આદેશથી જો કે તું શિક્ષા પામ્યો છે છતાં ત્હારી સદ્દગતિને માટે હું યત્ન કરીશ. સ્વયં બાદશાહ જહાંગીરને કહીને ત્હને મુક્તિ અપાવીશ."

માહરૂને ન્હાનાં મ્હોટાં અનેક પાપો સંભારી સંભારીને ફકીર આગળ જાહેર કર્યાં. ફકીર નિસ્તબ્ધ ભાવે સાંભળવા લાગ્યો. પણ જેને સાંભળવા માગતો હતો, તે માહરૂને ન કહ્યું. ગંભીર કંઠે ફકીર બોલ્યો: "ત્હેં કદી પરસ્ત્રીનું હરણ કર્યું છે?"

"ના. કદી નહિ. આ જીવનમાં કોઇવાર નહિ."

તે ગુપ્ત વેશધારી મહાપુરૂષે કેટલોક વખત વિચાર કર્યો. ફરી ત્હેણે પૂછ્યું: "કોઇ પરનારી ઉપર તું કદી આસક્ત થયો હતો?"

"આપ ફકીર છો, અંતર્યામી છો, કહેવાને મ્હને કંઇ વાંધો નથી.

હા, હું થયો છું. જ્યારે મ્હેં ત્હેને ચ્હાવાનું શરૂ કર્યું હતું, ત્યારે તે પરસ્ત્રી નહતી. અત્યારે જોકે, તે પરસ્ત્રી છે. "

" તે સ્ત્રીનો મનોભાવ ત્હારી તરફ કેવી રીતનો હતો ? "

" ન્હાનપણમાં તે મ્હને ચ્હાતી હતી. અમે હતાં જાણે એક ડાંખળીનાં બે ફુલ ! મ્હારી સાથે ત્હેનાં લગ્ન ન થયાં. ત્હેના લગ્ન પછી પણ હું ત્હેને ભુલી શકયો નહિ. ત્હેનું સૌન્દર્ય હું ભુલી ન શકયો, ત્હેની આશા પણ હુ મુકી ન શકયો. તે જ્યાં રહેતી હતી ત્યાં મ્હારાથી જવાય તેમ ન હતું. પણ યુક્તિથી ગુપ્ત વેશે હું ત્હેની સાથે ને સાથે રહ્યો હતો. તે તે જાણતી નહતી. ત્હેનું મન હું જાણું છું. ત્હેના મનમાં મ્હારા પ્રત્યે વિશુદ્ધ સ્નેહ સિવાય તિલ માત્ર અન્યભાવ ન હતો. "

" કુવિચારથી ત્હેં કદી પણ ત્હેના અંગને સ્પર્શ કર્યો હતો ? "

" ફકીર સાહેબ ! આપ સર્વજ્ઞ છો. હા, મ્હેં સ્પર્શ કર્યો હતો ખરો, પણ સુવિચારથી કે કુવિચારથી તે હું પોતેજ નથી જાણતો. આપ જાતેજ તે અનુમાન કરી લેશો. એકવાર મોહવશ થઇને મ્હેં ફક્ત ત્હેને એક ચુંબનજ કર્યું હતું. ચાંદનીની અજવાળી રાત્રે, તે સુન્દર મૂર્તિ જોઇને વાસનાનું બન્ધન હું બરોબર જાળવી શકયો નહિ. જે જગાએ અતિ સુન્દર જોઇને મન ભુલે છે, તે જગાએ અપવિત્રતા નથી રહેતી. તન્મયતા અપવિત્ર ભાવને દૂર નસાડી મુકે છે. ઉપર તે અનન્ત શક્તિમાન છે કે જેણે આ બધું જોયું છે."

તે અપરિચિત પુરૂષ ઉઠીને ઉભો થયો. હાથ પકડી માહરૂનને કહેવા લાગ્યો, " વત્સ ! કંઇ ચિન્તા ન કરીશ. રાજ આજ્ઞાથી ત્હારૂં મૃત્યુ થશે તો ત્હારી સદ્દગતિ માટે યોજના કરીશ. નિશ્ચિન્ત થા. "

પછી ગુપ્ત વેશ ધારી ફકીરે જોરપૂર્વક કેદખાનાનું લોહદ્વાર ઉઘાડયું. બ્હારથી તો તે આગળથીજ ઉઘાડેલું હતું.

બહાર આવીને ફરી બારણું બન્ધ કર્યું. તે જગાએ ઉભો રહીને કેટલોક વખત સુધી ત્હેણે કંઇ વિચાર કર્યો. મનમાં ને મનમાં તે બોલ્યોઃ " આને હવે મારી ન નાખવો. સલીમા પણ નિષ્કલંક છે. " ધીરે ધીરે તે મહેલ તરફ આગળ વધવા લાગ્યો.

કહેવાની કંઇ જરૂર નથી કે, તે પુરૂષ બીજો કોઇજ નહિ પણ સ્વયં બાદશાહ શાહજહાન હતો. આગળ કહેવામાં આવ્યુ છે કે, શાહજહાને સલીમાનો કાગળ જાતે વાચ્યો નહતો. જિન્નત બેગમના મ્હોડેથી સ્હેજસાજ ફેરફાર સાથે થોડી કંઇ હકીકત સાંભળી હતી. સાંજના જ્યારે મદિરાની કેફ ઉતરી ગઇ ત્યારે સલીમાનો કાગળ તેમણે જાતે વાંચ્યો હતો.

માહરૂને જ્યારે કહ્યું હતુ કે, સલીમા નિર્દોષ છે, ત્યારે શાહજહાને તે ન્હોતુ માન્યુ. સલીમાએ પણ જ્યારે કાગળ લખ્યો હતો કે, તે નિર્દોષ છે, ત્યારે પણ બાદશાહને સ્હેજ સંશય ઉત્પન્ન થયો હતો. તેથીજ પોતે ગુપ્ત વેશ લઇને માહરૂનના કારાગ્રહમાં આવ્યા હતા.

માહરૂનને યુક્તિથી પુછી લીધા પછી તેમનો બધો સન્દેહ દૂર થયો. દિલ્લીશ્વરે માહરૂનને પ્રાણદંડની શિક્ષાથી મુકત કર્યો. તરતજ કારારક્ષકને બોલાવીને હુકમ આપ્યો: "બન્દીને જોઇએ તેટલું ખાવાનું આપી આવો અને જો જો કે કોઇ રીતે ત્હેને કષ્ટ ન થાય." શાહજહાનની રકત પિપાસા ઇતિહાસમાં કાળા અક્ષરે લખાયલી છે. જેઓ ત્હેની ઉચ્ચ અભિલાષામાં અન્તરાય થતા ત્હેમના રક્તપાનમાં ત્હેણે હલકુ ન્હોતુ માન્યું. બાકી ઉદેશ વિના તે કોઇના પણ લોહીનો તરસ્યો નહતો.

ગુપ્ત વેશ બદલ્યા વિનાજ શાહજહાન સલીમાના અંતઃપૂરમાં દાખલ થયો. સલીમાને શાહજહાન ઘણું ચહાતો હતો ત્હેના જેટલુ પ્રિય ત્હેને બીજું કોઇ ન હતું. અનર્થક ત્હેને કષ્ટ આપ્યું છે એમ લાગવાથી દિલ્લીશ્વરના મનને ઘણું દુઃખ થયું. મનમાં ત્હેમણે ધાર્યું કે, સલીમાને શાન્ત્વન આપીને, આદરમાન આપીને પ્રેમ બતાવી તેને થયેલા આઘાતની વેદના હું વિસરાવી દઇશ. આઠ દિવસ સુધી સલીમાના મહેલમાં રહીને આનન્દ ઉત્સવમાં હું મશગુલ રહીશ. સલીમાનું મન મનાવવાની ખાતર, ત્હેની તરફ પોતાનો કંઇપણ સન્દેહ નથી ત્હેનું પ્રમાણ કરી બતાવવાની ખાતર અને કરેલા અપરાધના પ્રાયશ્ચિત્તની ખાતર, માહરૂનને હુ કારાગૃહમાંથી મુક્ત કરીશ. કદી હાસ્ય મુખે સલીમા પુછશે કે: "આજ ત્હમારો આ સન્યાસી વેશ શા માટે?" તો હું કહીશ કે, "હું દુનિયાનો બાદશાહ છતાં ત્હારે માટે હું

ફકીર થયો છું. " આ બધી સુખની વાતો મનમાં ને મનમાં ઉથલ પાથલ કરતા કરતા હિન્દુસ્થાનના સમ્રાટ અપરાધીની માફક સલીમાના શયન ખંડમાં દાખલ થયા.

ત્યાર પછી જે બન્યું, તે પાછલાં પ્રકરણોમાં પાઠકોએ જોયું છે.

૭

બીજે દિવસે કાળા અંધારાથી ઘેરાયલા કેદખાનાના એકાંત ઓરડામાં એકલો બેસીને માહરૂન પોતાના અદ્રષ્ટનો વિચાર કરતો હતો. ઉપરના છિદ્રમાંથી ઝાંખો પ્રકાશ આવતો હતો. બહાર સૂર્યાસ્ત થવા આવ્યો છે હેનીજ તે સૂચના કરતો હતો.

ફરીને તે નિષ્ઠુર અન્ધકાર માહરૂનને ગ્રાસ કરવા આવ્યો. કોટડીના ખુણામાં હજીપણ ખાવાનું પડી રહેલું જોવામા આવતું હતું. હેમાંથી ઘણું થોડુંજ માહરૂને ખાધું હતું. જે દરોગો તે મુકી ગયો હતો હેનાંજ માત્ર બે વાર દર્શન થયાં હતાં. હેની સાથે હેણે વાત સરખી પણ ન્હોતી કરી.

ચાલુ લાંબા વખત સુધી, એકલા વિચાર કરવાથી માહરૂન કંટાળી ગયો. તે અસ્ફુટ સ્વરે કહેવા લાગ્યોઃ " ખુદા! હજી કેટલા દિવસ આ દુઃખ ભોગવવું પડશે? નાગના માથાનો મણિ તો મળ્યો નહિ. માત્ર દંશના વિષથીજ હું તો બળી ચાલ્યો! મ્હારા નશીબમાં તો આમ થયું પણ કોણ જાણે તે નિર્દોષી સલીમાને ભાગ્ય કયે રસ્તે દોરી ગયું હશે! સલીમા! પ્યારી સલીમા! મ્હારી માફક તું પણ શું કારાગારમાં છે? આ દુનિયામાં શું ન્યાય નથી? હેત નથી? વિશ્વાસનું સ્થાયિત્વ નથી? પ્રેમની ઐક્યતા નથી? હાય! તું શું હજી જીવિત હશે? અન્ધારી કોટડીમાં તાતારિણીની તીક્ષ્ણ તરવારથી વીંધાઇને ક્યારનાએ ત્હારા પ્રાણ ચાલ્યા ગયા હશે! હાય, સલીમા હુંજ ત્હારા મૃત્યુનું કારણ થયો."

છેવટના શબ્દ બોલતી વખત માહરૂન ગાંડાની માફક ચીસ પાડી ઉઠયો. તે કઠોર ચીસથી શાંત કારાગૃહ આખો ગાજી ઉઠયો.

સહસા દ્વાર આગળ કંઇ અવાજ થયો. માહરૂન સમજ્યો કે, દારોગો કદાચ ખાવાનું લાવ્યો હશે. દારોગાએ અન્દર આવીને ફાનસ નીચે મુક્યું અને ખાવા માટેનો થાળ હેની આગળ રાખ્યો.

ફાનસનો તીવ્ર પ્રકાશ માહરૂનની આંખથી સ્હેવાયો નહિ. લાંબો વખત અન્ધારામાં રહેવાથી તે નિશાચર જેવો બની ગયો હતો. માહરૂને આંખ મીંચી દીધી.

દારોગો હસીને બોલ્યોઃ "માહરૂન! કેમ છે?"

આ મશ્કરીનો પ્રશ્ન ત્હેના હૃદયમાં બાણની માફક વાગ્યો.

માહરૂન તિરસ્કારજનક સ્વરે બોલ્યો "એક સામાન્ય કીડી પગે પીલાતાં લોકો હાય હાય કરી ઉઠે છે તો તું એક માણસને આટલી બધી પીડા આપે છે તેની ત્હારા હૃદયમાં દયા માયા કંઇજ નથી?"

દારોગો બોલ્યો; "માહરૂન! દયા કરવા જેટલી સત્તા મ્હારી પાસે ક્યાં છે? હુ તો હુકમનો માત્ર નોકર છુ બાદશાહનો હુકમ તો ત્હને વિના આહારે રાખવાનો છે, પણ આ તો હુ જ ફક્ત દયાની ખાતર ખાવાનુ આપી જઉ છુ"

માહરૂન તીવ્ર હાસ્ય કરીને બોલ્યોઃ "ત્હારૂં ખાવાનું તુ પાછું લઇ જા. જે તું મુકી ગયો છે તે હજી એમને એમ છે"

"કેમ, ત્હે એમાંથી કઈ ખાધું નથી?"

"ના. ખાવાની મ્હારે કઇ જરૂર નથી. જીવવાની ઇચ્છા હોત તો ખાત. મ્હને મરવાની ઇચ્છા છે. ખોરાકની સાથે ઝેર ભેળવીને ત્હેં એટલો વધુ ઉપકાર કેમ ન કર્યો?"

દારોગાએ પાછા જવાને માટે બારણું ઉઘાડયુ. બન્ને બારણાંની વચ્ચે ઉભો રહીને, માહરૂન તરફ નજર કરીને, માથુ નીચું રાખીને હસતો હસતો તે બોલ્યોઃ "ત્હેણે તો વિષ ખાધુ અને મરી પણ ગઇ. હવે ત્હારૂં બાકી રહ્યુ હોય તો તું પણ ખા."

દારોગાને બોલવાની હવે જરૂર રહી નહિ. આ સાંભળતાંજ માહરૂન એકદમ છુટેલા વાઘની માફક ઉઠયો અને અડધુ ઉઘાડેલું બારણું જોસથી વાસી દીધું. બે મ્હોટા ભારે બારણાં વચ્ચે ચગદાઇ જવાથી દારોગાને ઘણું વાગ્યું તરત તે મરણ પામ્યો. માહરૂને ફરીને બારણું ઉઘાડતાં તે હતભાગનો મૃત દેહ કારાગૃહમાં રોળાવા લાગ્યો.

માહરૂનને હવે આજુબાજુનું જ્ઞાન ન રહ્યું: તોફાને ચહડેલા ગાંડાની માફક, દારોગાનો પાયજામો, અંગરખું વિગેરે જલ્દી કહાડી લઇને પોતે પહેર્યું. ચપરાશ તથા કમરબન્ધ સાથે હથિઆર પણ કહાડી લીધું. ચપરાશ ઉપર દારોગાનું નામ લખેલું હતુ, તે ત્હેણે દીવે ધરીને વાંચી લીધું. ત્યાર પછી પ્રાનમ ફેંકાવીને તે કારાગારની બહાર આવ્યો. કારાગાર બન્ધ કરવાનુ તે ભુલ્યો નહિ.

ત્રણ દરવાજા પાર થયા પછી, માહરૂન એક ગુફાના મ્હો આગળ આવી પહોચ્યો. દારોગાએ આવતી વખત તે ત્રણે દરવાજા ખુલ્લા રાખ્યા હતા. માહરૂને એકે એકે તે બધા બન્ધ કર્યા. ત્યાર પછી પથ્થરનાં પગથિઆં ચહડીને તે ઉપર આવ્યો. બહારની ખુલ્લી હવામાં આવી પહોંચ્યા પછી માહરૂન બોલી ઉઠયો: "હા...શ્! હવે જીવ આવ્યો!"

દારોગાએ જે કહ્યું હતું તે ઉપરથી માહરૂન ગાંડા જેવો થઇ ગયો હતો. "સલીમા! સલીમા! ત્હે વિષ ખાધુ! મ્હારા દોષને લીધે તું મરણ પામી! હાય! એકવાર પણ હું ત્હને જોવા પામ્યો નહિ!"

સ્હામેજ મ્હોટું ચોગાન હતું. માહરૂન તે વિશાળ ચોગાન વટાવીને પાર થયો. ઉપરથી એક જણે સવાલ કર્યો: "કોણ જાય છે?"

માહરૂને ઉત્તર આપ્યો, "દારોગા મહંમદ હુસેન!"

કોઇએ કંઇ કહ્યું નહિ. પાસેજ સલીમાનો મહેલ હતો. બારીએ બારીએ પ્હેલાં જે દીવા સળગતા હતા તેમાંના ચોથા ભાગના પણ આજ ત્યાં ન્હોતા જણાતા. માહરૂન ધીરે ધીરે મહેલના દરવાજા સુધી આગળ વધ્યો. મનમાં ધાર્યું: "સલીમા, ખરેજ તું આ દુનિયામાં નથી? ના. ના. દારોગો નક્કી ખોટુંજ બોલ્યો હશે. એકવાર ફરી ત્હારા દર્શન કરીને હું કૃતાર્થ થઇશ. જીવન પર્યન્તને માટે ફરી એકવારની ત્હને જોઇ લઇને હમ્મેશને માટે હું ચાલ્યો જઇશ. ત્હારા સુખના માર્ગમાં ફરીને હું કંટક નહિ બનું."

ઘરની પાસે પ્હોચતાંજ માહરૂને જે દેખાવ જોયો, તે ઉપરથી તે ચમકી ઉઠયો. ત્હેનું હૃદય કંપવા લાગ્યું. હૃદયમાં રક્તપ્રવાહ વેગથી દોડવા લાગ્યો. માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું.

આશ્ચર્ય ચકિત નેત્રે માહરૂને જોયું તો, આશરે સો એક માણસ મસાલ લઇને બહારના દરવાજા તરફ ચાલ્યાં આવે છે. આખો રસ્તો સૈનિકોથી ભરેલો છે. વચ્ચે શબ ઉંચકનારાઓ કોઇનું શબ ઉપાડીને ચાલ્યા આવે છે. બધુ નિસ્તબ્ધ છે. કોઇના મ્હોમાં શબ્દ સરખો નથી. આગળ પાછળના સૈનિકોના હાથમાં ખુલ્લી તરવારો છે. મસાલવાળાઓ આજુબાજુ ચાલે છે. તે મસાલનો પ્રકાશ, સૈનિકોના અસ્ત્રપર અને શબ ઉપર ઓઢાડેલી બહુમૂલ્ય મણિજડિત્ર ચાદર ઉપર પડીને ઝક્ઝક્ કરતો ચળકે છે.

બધું તે સમજી ગયો. સલીમા હવે ઇહલોકમાં નથી. તે સમજ્યોઃ "અભિમાનિની, પતિપ્રેમ રહિત, તિરસ્કાર પામેલી સલીમાએ આત્મહત્યા કરીને કલંકનો હાથ દૂર રાખ્યો છે. પરન્તુ સલીમાના મોતનું કારણ કોણ?"

ત્હેનુ હૃદય ધીમે ધીમે વિકળ થવા લાગ્યું. બે દિવસ સુધી લગભગ અનાહાર હતો અને ત્યાર પછીની આ ઘટનાએ ત્હેને એક જડ પિંડવત્ બનાવી દીધો હતો. મન્ત્ર મુગ્ધની માફક, ઉન્માદની માફક તે, શબ લઇ જનારા લોકોની પાછળ પાછળ, ધીમે ધીમે તે કિલ્લાના દરવાજાની બહાર આવ્યો.

શબ ઉંચકનાર કેટલોક માર્ગ ચાલીને પર્વતની તળેટીમાં વહેતી ક્ષીણ કાયાવાળી નદીના તટ ઉપર આવી પહોંચ્યા. રાતના ઘોર અન્ધકારમાં તે સ્થાન ઘણુંજ ગંભીર દેખાતું હતું. પ્રકૃતિનું સૌન્દર્ય જાણે અનેક ધારાઓ કરી ફુટી નીકળ્યું હતું. ચારે દિશાથી તરતનાં ફુટેલાં વન ગુજબની સુગન્ધ આવતી હતી. ન્હાનાં મ્હોટાં વૃક્ષને માથે, ડાળાપર, પાંદડાંમાં, માણેકની માફક આગિઆ ચમકતા હતા. પર્વત પ્રદેશનો શીતળ વાયુ, તળેટીની દરેક લતા વલ્લરીના સુગન્ધિ કુસુમોને ચુપચુપ ચુમ્બન કરીને ત્હેમને ચકિત અને કંપિત કરી મુક્તો હતો.

કૃષ્ણ પક્ષ છે. હજી પણ ચન્દ્રોદય નથી થયો. આકાશમાં થોડાં થોડાં વાદળાંઓ ઝઝુમ્યા કરે છે. નક્ષત્ર નથી. ચન્દ્રનો પ્રકાશ નથી, માત્ર અન્ધકાર છે. અંધકાર મૃત્યુના ગાત્રનું આવરણ છે. તેથીજ અન્ધકારની આજ આટલી દોડાદોડી છે, તેથીજ અન્ધકારનો આજ આટલો બધો ઘનઘોર પ્રભાવ છે. સલીમા મરણ પામી હતી તેથીજ, આજ પ્રકૃતિનું હૃદય રોતું

હતું ! પ્રકૃતિ કાળા વસ્ત્રો પહેરીને સલીમાને ખોળે લેવા આવી છે !

મશાલધારીઓ પર્વતની તળેટીના એક એકાન્ત ભાગમાં ઉભા રહ્યા. અશ્વધારીઓ તેમની પાછળ ઉભા. શબને નીચે ઉતારીને હેની ચારે બાજુ, પુષ્કળ જગા રાખવામાં આવી. બધા જાણે ઉત્કંઠિત ચિત્તે કોઇના આગમનની વાટ જોવા લાગ્યા.

ઘણા વખત પછી ચન્દ્રોદય થયો. મોતી મહેલના દરવાજા આગળ એકાએક પ્રકાશ દેખાયો. બધા સમજ્યા કે, વખત થયો છે સિપાઇઓ અદબ પૂર્વક ખસીને પાછા ઉભા રહ્યા. ચાર મૌલવીઓની સાથે સ્વયં દિલ્લીશ્વર તે પર્વતપર આવી પહોચ્યા. સૈનિકોએ હથિયાર નીચાં નમાવીને માન આપ્યું. બધા શાંત ઉભા હતા. મ્હો ઉઘાડીને કોઇએ દિલ્લીશ્વરનો જયોચ્ચાર સરખો પણ ન કર્યો !

કબ્રને માટે બધી તૈયારી પ્હેલેથીજ કરી રાખી હતી. મૌલાનાઓએ અન્ધકારથી ઘેરાયલાં હૃદયને શાંત પાડી સુગંભીર સ્વરે કુરાનમાંથી શાન્તિ સૂચક શ્લોકોની આવૃત્તિ કરવા માડી. શબ ઉપર જાત જાતના અનેક સુવાસિત પુષ્પ વિખર્યા હતાં. કબ્રના અન્દરના ભાગમાં, છેક તળીઆ સુધી, ફુલના હાર બીછાવેલા હતા. ખોદેલી કબ્રની ચારે બાજુએ કીમતી અગરૂ અને કસ્તંબૂલ વેરવામાં આવી હતી. પર્વત પ્રદેશમાં જાણે સ્વર્ગની સુગન્ધ ઉડી રહી હતી.

સલીમાનો મૃતદેહ બહાર કહાડીને, ગુલાબ જળથી હેને સ્નાન કરાવવામાં આવ્યું, ત્યારે પછી અગરૂ, ચન્દન અને બીજાં સુગન્ધિ દ્રવ્યથી તે સુન્દર દેહપર લેપ કરવામાં આવ્યો. છેવટે, શબને તે કબ્રની અન્દર પધરાવતી વખત, બાદશાહ આવેગ પૂર્ણ કંઠે બોલ્યાઃ "પ્યારી સલીમા ! હવે પરલોકમાં ત્હારો મેળાપ થશે ત્હારા ઉપર મ્હે જે અત્યાચાર કર્યો છે, હેનું ઋણ આ અભાગીના જીવન પર્યન્તના પ્રાયશ્ચિત્તથી પણ નહિ ફેડી શકાય !"

એ ચાર પવિત્ર ઉષ્ણ અશ્રુ બિન્દુ બાદશાહની આંખમાંથી કબ્ર ઉપર પડયાં. એક વ્યાકુળ ઉષ્ણ નિશ્વાસ, પ્રાણની ગંભીર વેદના જણાવીને શીતળ વાયુ મંડળમાં ભળી ગયો. તે વખતની પ્રાણની અવ્યક્ત કાતરતા, નિદારૂણ મર્મ-

જવાલા-તે દીર્ઘશ્વાસ અને ઉષ્ણુ અશ્રુ-જાણે સંપૂર્ણ રીતે પ્રકાશ કરી શક્યાં નહિ. પ્રિયતમ મમતાજ બેગમ મરતી વેળાયે પણ, શાહજહાન ઘણું કરીને આટલા વ્યાકુળ થયા નહિ હોય !

ઉંડા શોકને લીધે, મુખ વસ્ત્રથી ઢાંકીને, બાળકની માફક રોતા રોતા બાદશાહ શૂન્ય હૃદયે, પ્રતિમા વિસર્જન કરીને, ફરીને મહેલમાં પાછા ફર્યા.

સોનાનો મોતી મહેલ શૂન્ય થયો જેની રૂપજ્યોતિથી તે પૂર્ણ હતો તે હવે નથી ! જ્યોતિ ચાલી ગઇ છે. મેહેલનું ખોખું પડી રહ્યું છે !

૮

સલીમાના મૃત્યુ પછી દસ દિવસ વીતી ગયા છે. બાદશાહ ઘણુંખરૂં કોઇની સાથે મળતા નથી. તેમનુ મન, બધો વખત ચિન્તામાં રહે છે. આ કેટલાક દિવસ ત્હેમણે સલીમાના મોતી મહેલમાંજ ગાળ્યા હતા. પ્હેલાં મનમા જે પ્રતિજ્ઞા કરી હતી કે, અઠવાડીયું હું સલીમાના મહેલમાં રહીશ, તે તેમણે ધર્મ વિધાનની માફક પાળી હતી. પણ, આનન્દ ઉત્સવના સ્વર્ણ મન્દિરમાં રોઇ રોઇને ત્હેમણે દિવસ કહાડયા હતા.

હાસ્ય નથી, અશ્રુ આવ્યાં છે. પ્રેમ નથી, ચિર વિરહ આવ્યો છે. પ્રીતિ નથી, બાદશાહનો પ્રાણુ પશ્ચાત્તાપથી પૂર્ણ છે. ઉજ્વલ પ્રકાશ નથી, ચિર અન્ધકાર આવ્યો છે. દેવી ચાલી ગઇ છે, દાનવી ત્હેના શૂન્ય આસન પર બેસીને ભયંકર દ્રષ્ય બતાવે છે ! સુગન્ધી દીવાઓથી પ્રકાશિત સુવર્ણ મય ઓરડો દુર્ગંધમય શ્મશાન બન્યો છે !

બાદશાહ કોઇવાર સલીમાની ખાલી શય્યામાં પડીને શૂન્ય આંખે દ્વાર તરફ જોઇ રહે છે. કોઇવાર કાળી ગંભીર રાત્રે, કાળા આકાશ તરફ ઉદાસ દૃષ્ટિથી જોઇ જોઇને થાકી જાય છે, અને સલીમાને યાદ કરી આંસુથી ઉશીકું પલાળી નાખે છે. સલીમા સ્વર્ગમાં હતી, તેથીજ ઉદાસ દૃષ્ટિ ઉંચે તરફ હતી. આકાશમાં આટલા બધા નક્ષત્ર છે, પણ તેમનામાં તો કંઇ સલીમા જણાતી નથી ! હોય તોપણ ત્હેના જેવા પાપિષ્ટને તે કેમ દેખા દે ?

સલીમાના ઓરડામાં, મૂર્તિ વગરના ખાલી ઓરડામાં, સલીમાનું પ્રત્યેક ચિહ્ન વર્તમાન છે. ત્હેનું બીન છે, ત્હેનું એસરાજ છે, પણ તે સલીમ

નથી. હેની મોતીની માળા છે, હેનો મોતી જડિત્ર પેશવાજ છે, પણ તે સલીમા નથી. આધાર રહ્યો છે, પણ પોષક નથી. પ્રેમ રહ્યો છે, પણ મનુષ્ય નથી. સગીતના સૂર રહ્યા છે, પણ સગીત નથી. સુવાસ રહી છે પણ ફુલ સુકાયુ છે. જે સારૂ હતુ તે નથી. છે માત્ર સ્મૃતિ, ઉંડા ઉષ્ણ-નિશ્વાસ અને કરૂણ અશ્રુપાત !

હવે જિન્નત બેગમનું નામ સાંભળતાં પણ શાહજહાન ચ્હીડાઇ ઉઠે છે. કારણ બાદશાહે તેનુ સર્વ કપટ જાણી લીધું છે. એક દીવસ જિન્નતે મળવાને માટે આજ્ઞા માગી હતી. બાદશાહે હુકમ આપ્યો હતો કે; એના ટુકડા કરીને કુતરાંને ખવડાવી દે !" વિપદ આવેલી જાણીને જિન્નત બેગમ, તેજ દીવસે કાશ્મીર છોડીને, ચૂપચાપ દિલ્લી ચાલી ગઇ હતી !

શાહજહાન હંમેશાં મનમાં ને મનમાં વિચાર તો કેઃ "સલીમાના મોતનું કારણ હુંજ છું. મ્હેંજ મિથ્યા સન્દેહને લીધે, હેનું મોત આણ્યુ છે."

શોકની પ્રબળતાને લીધે, માહરૂનના કેદની વાત, બાદશાહ આટલા દિવસ ભુલી ગયો હતો. કબ્રની તૈયારીમાં, અને સલીમાના શોકમાં, હેમને આ સંબંધી ખબર લેવાનો વખત પણ ન્હોતો મળ્યો. જે દીવસે હેની ખબર કઢાવી તે દિવસે સાંભળ્યું કે, બન્દીએ સ્વેચ્છાકૃત અનાહારે, કારાગારમાં પ્રાણત્યાગ કર્યો છે ! ખરૂં જે બન્યું હતુ તે હેને કોઇએ ન્હોતું જણાવ્યું.

એક દીવસ બાદશાહને ઇચ્છા થઇ કે, એકવાર સલીમાની કબ્ર જોવા જવું અને હેની કબ્ર ઉપર સુઇને હૃદયની જ્વાલા શાન્ત કરવી. સાથે કોઇને પણ લઇ જાઇશ નહિ. તે એકલા બ્હાર નીકળીને નિર્જન તળેટીમાં દાખલ થયા. ઘોર રાત્રે જનહીન તળેટીમાં દાખલ થતાં શાહજહાનનું સાહસપૂર્ણ હૃદય પણ કંપવા લાગ્યું.

કાળાં કાળાં ઝાડનાં પાંદડાંની અન્દર છૂપાઇને જાણે કોઇ આંગળી બતાવીને કહેવા લાગ્યુંઃ "પેલો હત્યાકારી આવે !" તારામંડિત આકાશમાં બેસીને જાણે સલીમા બોલે છેઃ-" આવો, પ્યારા શેહેનશાહ ! હૃદયના શેહે-નશાહ ! અહિં ઉપર આવો. મ્હને મળી શકશો. કબ્રમાં મ્હારૂં જે હતું,

તે માટી થઇ ગયું છે. રાત્રિનો પવન હતાશ સ્વરે જાણે કાનમાં કહે છે: "છટ્ અવિશ્વાસી! આ ત્હારો પ્રેમ પ્હેલાં ક્યા ગયો હતો?"

અત્યારે શુક્લપક્ષ હતો. ઝાડનાં પાંદડાં ઉપર, લતાનાં ગાત્ર ઉપર, સફેદ પત્થરોની વચમાં વ્હેતી નદીના સ્રોતપર અને નજીકની, શ્વેત આરસથી તૈયાર કરેલી સલીમાની કબ્ર ઉપર, સ્વચ્છ ચાંદની હાસ્ય વેરતી હતી.

સહસા રાત્રિની નિસ્તબ્ધતા ભંગ કરતો, અતિ મધુર બંસીનાદ સંભળાવા લાગ્યો. તળેટીમાં, પર્વતની કન્દરે કન્દરે, અને ક્ષીણતરંગથી વહેતી નદીના ગર્ભમાં, તે બંસીધ્વનિ કરૂણાનો પ્રવાહ વહેવડાવતો વહેવડાવતો ઘૂમવા લાગ્યો. તે કરૂણાજનક સંગીતે બાદશાહના પ્રાણને ઉન્મત્ત બનાવી દીધો. બાદશાહ અતિ વિસ્મિત પગલાં મુકતો મુકતો, ધીરે ધીરે કબ્રની નજીક પ્હોંચવા લાગ્યો.

એક ઘાડાં પાંદડાંઓથી ઢંકાયલા ઝાડે, તે કબ્રને ઓથો કર્યો હતો. તે વૃક્ષને ઓથેથી બાદશાહે જોયું કે, કબ્ર ઉપર એક મનુષ્ય મૂર્તિ છે!

દિલ્લીશ્વરનું શરીર વિસ્મયથી કંટકિત થયું. કંઇ નિશ્ચય કરી શક્યા નહિ. મધ્ય રાત્રે કબ્ર ઉપર કોણ બેઠું હશે! સાહસ પર આધાર રાખીને કબ્ર તરફ તે આગળ વધવા લાગ્યા. ઝરણાનું જળ વહી વહીને પત્થરની છાટ કોરી કોરીને, એક ન્હાની ગુફા જેવું બન્યું હતું. તે પાર થવાને માટે શાહજહાન જેવા નીચે ઉતર્યા તેવાજ, કેટલાક પથ્થર ગગડી પડીને એક મ્હોટો અવાજ થયો. બાદશાહે તે ઉપરથી સ્હેજ નીચે તરફ નજર કરી; જૂએ છે તો, કબ્ર ઉપર જે મનુષ્ય બેઠો હતો તે નથી!

શાહજહાને વિસ્મય ચકિત નેત્રે ચારે તરફ નજર કરી. કોઇ ક્યાં પણ હતું નહિ. જલ્દીથી કબ્ર આગળ જઇ પહોચ્યા. જોયું તો, કબ્રની બન્ને બાજુએ કાળા-ધોળા અનેક પથરાઓ પડયા છે. કાળા પથ્થરની જમીન ઉપર ધોળા પથ્થર બેસાડીને, કોઈ અજાણ્યા હાથે ત્યાં અક્ષરો ગોઠવ્યા છે. વાંકા વળીને સ્વચ્છ ચન્દ્રના પ્રકાશમાં, બાદશાહે વિસ્મિત ચિત્તથી વાંચ્યું તો, ફારસી અક્ષરોમાં બન્ને બાજુએ લખેલું હતું કે:-

"સલીમા."

"માહરૂન."

કબ્ર ઉપર, યત્નથી એકઠાં કરેલાં ઢગલાબન્ધ સુગન્ધી વનપુષ્પ હતાં. ધારીને ત્હેમણે જોયું તો ધોળાં ફુલની જમીન ઉપર વચ્ચે લાલ ફુલ મુકીને લખ્યું છે:—

"સલીમા."

"માહરૂન."

બાદશાહ જોઇને વિસ્મય પામ્યા. ભય ઉત્પન્ન થયો. તે વેળાએ, તે જન માનવ-શૂન્ય તળેટીમાં ઉભા રહીને, આકુલ કંઠે ત્હેમણે બૂમ પાડી "માહરૂન ! માહરૂન ! તું ક્યાં છે ? એકવાર મ્હોં બતાવ. તું હવે સ્વર્ગનો જીવ છે. મ્હારી સલીમાના સમાચાર કહી જા. મ્હારા ઉપર કૃપા કર. હું દુનિયાનો બાદશાહ ત્હારી આગળ માફી માગુ છું."

કોઈ પણ આવ્યું નહિ. પ્રતિધ્વનિ ભમી ભટકીને આકાશના છેડામા લય પામ્યો વન પ્રદેશ ફરીને શબ્દશૂન્ય થઈ ગયો. હજી પણ ચાંદની તો હસતીજ હતી. તે શા માટે રડે ?

ચાંદનીનું હસવું વિષવત્ જણાવા લાગ્યું. બાદશાહ મધ્યરાત્રે, ધીર પગલે, વિસ્મયથી આકુલ ચિત્તે, મહેલ તરફ પાછા ફર્યા.

થોડે દૂર આવ્યા પછી, કબ્રવાળી જગ્યાએથી, ફરીને તે મિષ્ટ સૂર-મય સંગીત લહરી ઉત્પન્ન થઇ; પણ, અત્યારે તે બંસી-સ્વર નહતો. જાણે કિન્નરના કંઠમાંથી સંગીત નીકળતું હતું.

બાદશાહે ઉભા રહીને તે ગીત સાંભળ્યું. ગીતના શબ્દો સ્પષ્ટ સમજાયા. કોઇ જાણે, કોમળ કંઠે સૂર ઉપાડીને, ગાય છે:

"દુઃખવા મંય કાસે કહું મેરી સજની."

તેજ પેલું પરિચિત ગીત ! સલીમાને મ્હોડે તે હજારો વખત સાંભળ્યું હશે પણ કોણ જાણે કેમ, આટલું કરૂણાજનક તે કોઈ વખતો ન્હોતું થયું !

મોતી મહેલમાં પાછા આવ્યા પછી, શાહજહાને શય્યામાં આશ્રય લીધો તો પણ આરામ નથી. મોતી મહેલની ઉઘાડી બારીએથી, સંગીત

લહરી ફરી ફરીને વેગપૂર્વક, પાછી આવે છે. આ પ્રમાણે રોજ રાતે રાતે કોઇવાર તે કબ્રસ્થાન તરફથી બસી ધ્વનિ તો કોઇવાર સંગીતના સૂર, સંભળાવા લાગ્યા. શાહજહાન મર્મ જવાલાથી વધુ દિવસ કાશ્મીરમાં રહી શક્યા નહિં. દિલ્હી પાછા ચાલ્યા આવ્યા ત્યાર પછી, કેટલાએક મહીના પછી, મમતાજ બેગમના રૂપ-વહ્નિમાં પડતું મુકીને, બધી જવાલા ત્હેમણે શાન્ત કરી.

પર્વતની તળેટીમા રહેનારાઓએ, ભય ભરેલે ચિત્તે, બેગમની કબ્ર આગળથી આવું કરૂણ રાત્રિગીત અને બંસીધ્વનિ ઘણા દિવસ સુધી સાંભળ્યા હતા, પરતુ કોઇએ પણ હિમ્મત ધરીને ત્હેનો ભેદ ખોળવાનો યત્ન કર્યો ન હતો. ઘણા દીવસ સુધી આ બનાવને લોકોએ અલૌકિક તરિકે જ માન્યો હતો. શેહેનશાહ ગયા છે, સલીમા ગઇ છે પણ હજુ તેમની પ્રેમવાર્તા ગઇ નથી!





# ५—मोति मिनार.

૧

"શાહજાદા ઔરંગજેબ જીતે રહો! જનાબ, બાદશાહ શાહજહાન બેહેસ્તનશીન હુવે!"

"ન બને! ખોટી વાત! અરે કાસદ, જીભ સમાલીને બોલ,-હિતર ખોટી વાત કહેવા માટે સજા ખમવી પડશે!"

"સબૂર, નવાબ સાહેબ! ખોટી અફવા ફેલાવવાની મતલબથી અહીં સુધી આવવાની શા માટે તસ્દી લઉં? સૂબેદાર નજફાલીખાંનો મિજાજ મ્હને અજાણ્યો નથી કે આવી વાત ઉચ્ચારવાને હિમ્મત પણ ધરી શકુ! બીના તદ્દન સાચી છે. જૂઠી કહેશો તો તે માટે પસ્તાવું પડશે."

"અય્ નાદાન! તું શું કહેવા માગે છે? ત્હારા કહેવાની મતલબ હોય તે ખૂલ્લે ખૂલ્લી કહી દે. શાહજાદા ઔરંગજેબ શુ પેગામ કહાવે છે?"

"શાહજાદા ઔરંગજેબનો હુકમ છે કે એમના લશ્કરને આપની સરહદમાંથી બાન હરકતે પસાર થવા દેવું."

"દિલ્લી પર ઘેરો લઇ જવો છે તેટલા માટે ને? સુલતાન દારા તરફથી કાલ એક ખરીતો હતો તે ઉપરથી જણાય છે કે આ બધું તોફાન ઔરંગજેબનું છે."

"સુલતાન દારા કાફિર છે. એના વેણુ ઉપર વિશ્વાસ મુકવો એ મુર્ખાઈ છે. દારા કુરાનનાં ફરમાનો ક્યાં કબૂલ રાખે છે?"

"પણ, જુવાન! શાહજાદા ઔરંગજેબ બડા ચાલાક ફિતૂરી છે. કુરાન

માને છે છતાં એ ક્યાં ઓછો દગાબાજ છે ?"

સુબેદાર નજફઅલીખાને મ્હોડેથી આ વચન સાંભળી જુવાન કાસદની આંખો રાતીચોળ થઇ આવી. તે ગાજી ઉઠયોઃ "આપના કિલ્લાની અંદર છું તેથી આવું અપમાન કરવાની હિમ્મત કરતા હશો! જનાબ, આપ બુઢ્ઢા છો, સમજતા હશો; જાણતા નહિ કે શાહજાદા ઔરંગઝેબે કમજોર હાથે તરવાર ઉઠાવી છે !"

સુબેદાર નજફઅલીખાંનને આ જવાબથી વિચાર થઇ પડયો. બાજૂ પર સોને જડિત્ર, લાંબી લાંબી ગુંચળીદાર નળીઓવાળો એક હુક્કો પડયો હતો, તેમાંથી ધૂમાડાના બે દમ ખેચ્યા પછી જરા ખૂંખારો કરીને સાદ કીધો·

"ગુલામ, શરબત લે આવ !"

ગુલામે તરત શરબત હાજર કર્યું. સૂબેદાર સાહેબે એક ઘૂંટડામાંજ પૂરૂં કીધું પણ તરસ છીપી નહિ વિચારમાળા વળી પાછી ફરી એટલે કાસદ તરફ નજર ફેંકી નજફઅલીખાએ સવાલ કર્યો: "ઔરંગઝેબ શું ચાહે છે તે ટુંકામાં કહો !"

પેલા તરૂણે જવાબ આપ્યો–"વધારે કાંઇજ નહિ, એટલુંજ કે અમારૂં લશ્કર આપની હદમાંથી સહી સલામત પસાર થઇ શકે. આપની રહમ. જનાબ, એક નજીવી મદદ !"

નજફઅલીખાંએ માથું ધુણાવી કહ્યું. "જુવાન, ત્હારા માલિકને જણાવજે કે નજફઅલી નીમકહરામ કદિ થશે નહિ. ખૂન ખરેર કરે, પણ બાદશાહ શાહજહાનના મોતના ચોક્કસ ખબર મળતા સુધી બંદો કોઇની કૂમકે નહિ જાય. રહમ, ઓ કરીમ! બાદશાહ જીવે રહો ! અલ્લાહ સલામત રખો !"

જુવાને આજીજીથી કહેવા માંડયું: "હું પણ સામેલ છું એજ બંદગીમાં. બાદશાહ સલામત રહો! પણ જુઓ આ ખત સુલતાન દારાના ખરીતાથી કેટલું વધારે વજનદાર છે ?"

"ત્યારે એ કાગળ કોણે લખેલો છે ?"

"જી, રોશનઆરા બેગમે !"

"સમજ્યો, રોશનઆરા પણ આ ખટપટમાં સામેલ છે. તે જહાન-આરાને પછાડવાની તદબીરમાં છે. મોગલ રંગમહેલની કુલ અખત્યારી હાથ કરવાની ખાતરજ તે ન્હાના ભાઇની કૂમકે છે."

કેટલીક વાર સુધી બન્ને જણ ચૂપ થઇ રહ્યાં. હુક્કામાંની અંબૂરી તમાકૂ એની મેળેજ ખાખ થયે જતી હતી.

આખરે નજફઅલીખાએ જવાબ આપ્યો: "જુવાન, આજ તમે કિલ્લામાં રહો, કાલે સ્હવારના વ્યાજબી જવાબ મળી શકશે."

"ઔરંગઝેબે કહાવ્યું છે કે સ્હવાર સુધી રાહ જોઇ શકાશે નહિ; આજ રાતનાજ મુકામ કૂચ કરવો પડશે. જનાબે સાફ સાફ હુકમ જાહેર કરવો !"

નજફઅલીખાં આથી ગુસ્સે થઇ ગયા. જુવાનની બેઅદબી જોઇ મ્હો પર લોહી તરી આવ્યું. ત્હેમને શાહજહાન બાદશાહની દોસ્તીના હકથી અને ખાસ સીફારશથી બ્હારગઢની સૂબેદારી મળી હતી, એટલે માલિકની સ્હામે બેવફા થવાની મરજી થઇ નહિ. આખરે ત્હેમણે ધીરે અવાજે જવાબ આપ્યો: "જુવાન ! ત્હારા માલિકને જાહેર કરજે, કે જ્યાં સુધી નજફઅલીખાંના બદનમાં એક ટીપું પણ પઠાણનું લોહી ફરતું હશે ત્યાં સુધી તે નેકીની રાહ કદી મુકશે નહિ."

"ત્યારે, જનાબ, શું આજ આપનો છેલ્લો જવાબ સમજવો ?"

"હા."

જુવાન તરવાર પર હાથ મુકી ખડો થયો અને બોલ્યો: "વારૂ, એમ થવા દો ત્યારે, પણ યાદ રાખજો, કાલ સ્હાંજ પ્હેલાં આ બ્હારગઢનો એક પણ પથ્થર સાજો સમો નહિ રહે; નવાબ સૂબેદાર એ વાતમાં પણ રાજીજ હશે !"

નજફઅલીખાની આંખો ફરી તણખા ઉરાડવા લાગી: "છે તો આ કાસદ ને આટલી બેઅદબી ! એ કેમ દરગુજર કરાય ?" ગુસ્સાના અવાજથી કાસદને ફરીથી જવાબ આપ્યો. "શાહજાદાને કહેજે કે, ભલે કાલ બપોર

પ્હેલાં મેદાનમા હાજર થઇ લડાઇમાંજ વફાદાર નજફાલીની સિપાહસાલારી જોઇ લે!"

"વારૂ તેમજ થશે, પણ વિચાર કરજો, આ મતિ કેમ ફરી છે?"

"ચલ દૂર થા, મ્હારા કોટના દરવાજાની બ્હાર નિકળી જા. ત્હારા જેવા બેઅદબ ગુલામને જોવાથી ખુદા ગુનાહ સમજશે. દૂર હો નાપાક!"

જુવાન એકદમ ઉઠીને ચાલતો થયો; પણ તે નીચે ઉતરી નહિ રહ્યો હોય તેટલામાં તો નજફાલીખાંએ હાંક દીધીઃ "બદે અલી?"

"જી, હુજૂર!" કહેતો એક મ્હોટો પડછદ લશ્કરી સ્હામે આવી ખડો થયો. નજફાલીએ ગંભીર અવાજે ત્હેને કહ્યું:" હમણાજ એક જુવાન અહીંથી ચાલ્યો જાય છે, હજુ કિલ્લાની બ્હાર નહિ પહોચ્યો હોય. દરવાજા બધ કરી એકદમ ત્હેને કેદ કરો!"

હુકમ તરતજ અમલમાં મુકાયો.

કહેવાની જરૂર નથી કે, પાચ સાત મ્હોટા મજબૂત સિપાઇઓએ કાસદને ઘેરી લઇ તેનાં હથીઆરો છિનવી લીધાં અને તેને બદી કર્યો.

૨

તે જુવાન બીજો કોઇ નહિ પણ ઔરગઝેબનો વડો શાહજાદો મહમદશાહ હતો. નજફાલીખાંના બગડેલા મિજાજથી તે અત્યારે બીન હથિઆર અને કેદી છે. ભૂખે અને તરસે ત્હેનું શરીર હવે ઢીલુ થઇ ગયું છે, અને પરસેવાના રેબઝેબ છૂટયે જાય છે. આ બાબતના ખબર સાંજ પડતાં પહેલાં ઔરંગઝેબને આપવાના હતા. પણ હવે કરવું કેમ ત્હેના વિચારો તેના મગજમાં ઉભરાવા માંડયા.

નાસી છૂટવાનો કઇ રસ્તો જણાતો નથી. ચારે બાજુ પથ્થરની ચણેલી ભીંતો, ન મળે બારી બારણું કે ન્હાનુ બાકું સરખુ પણ! નજફાલીના હુકમ મુજબ દરોગા મારફતે કેદી માટે જમવાનો થાળ આવ્યો હતો પણ તેને ત્હેણે સ્પર્શ સુદ્ધાં ન કર્યો. તરસે ગળું ઘણું સુકાતુ હોવાથી એક પ્યાલું ફક્ત પાણીનું પીધું, પણ એથી તો ઉલટી તરસ વધી.

ધીરે ધીરે રાત પડવા આવી. કિલ્લાની બ્હાર જાગતા પ્હેરેગીરોના

પગરવ સિવાય બીજું કાંઇ સંભળાતું નહતું અને કેદખાનાના ઓરડામાં તે બધી શાંતિ વચ્ચે કોક કોક વખત સૂત-ઝપાતાં પંખીઓની પાંખોના ફફડાટ થયા કરતા

ઔરંગઝેબ પોતાનું લાવ લશ્કર લઇ બ્હારગઢથી પાંચેક કોસને છેટે આવી પડેલો છે. તે કેટલી આતુરતાથી પોતાના પુત્રના પાછા આવવાની રાહ જોતો હશે? અને ત્હેને સ્હેજ વાર થવાથી આખી સલ્તનત, જીંદગી અને તખ્ત શાહજાદાને માટે નકામી થઇ રહેશે! એવો ખ્યાલ આવતાં ગુસ્સાથી મહમદ દાંત કકડાવા લાગ્યો અને મુઠી ઉગામી નજફઅલીખાં પોતાની સ્હામે ખડો હોય તો અત્યારેજ ત્હેની છાતી ચીરી નાંખું એવી પ્રતિજ્ઞા કરવા લાગ્યો. પણ પાસે કોઇ હતું નહિ. આમ ફફડાટ કરતાં ત્હેની આંખો ઘેરાવા લાગી, અને એ ચિંતાની નિદ્રામાં સ્વપ્ન જણાવા લાગ્યું. જાણે કે કોઇ સ્વર્ગની પરી હાથમાં જ્યોતિર્દીપ લઇ ત્હેને બહાર લઇ જાય છે. જાણે તે કાળા કેદખાનામાંથી નીકળી ઉઘાડા આકાશ નીચે આવ્યો અને પવનની ફરફર વાઇ.

સ્વપ્નમાં શું સાચાં પડતાં હશે? કદાચ બીજે કંઇ નહિ થતાં હોય પણ અહિં થયું. શાહજાદો મહંમદ પોતાને કોઇ કહેતુ હોય તેવો અવાજ સાંભળી ચકિત થયો.

"જુવાન! ત્હમને છૂટા કરવા આવી છું."

સંતાપથી બળી રહેલા શરીર પર જાણે સુકોમળ ફુલપાંખડી જેવો હાથ અડકયો, અને મહંમદ ચમકયો. જુવે છે તો, સામે એક અતિ ખુબસૂરત કન્યા ત્હેને કહેતી ઉભી છે કે: "બાના, ત્હમને છોડી દઉં મ્હારી સાથે ચાલો!"

મહંમદે અદબ સાથે સવાલ કર્યો: "ત્હમે કોણ છો?"

યુવતીએ હસીને જવાબ આપ્યો: "તે કહેવાની જરૂર નથી. ચાલો ત્હમે, જલ્દી કરો!"

એકદમ તેનું સંબોધન સાંભળી, કુમારને આશ્ચર્ય લાગ્યું. તે બોલ્યો: "ત્હમને ઓળખ્યા વિના ચોરની માફક બંદીખાનેથી ચાલી નીકળીશ નહિ.

કેદીને છૂટો કરવાનો ત્હમને કેટલો અધિકાર છે તે મ્હારે પ્હેલાં જાણવું જોઇએ."

આ સાંભળી તે યુવતીથી હસી જવાયુ. એ હાસ્ય, અહા કેવું મધુર! હસતાં ઝરે મોતી! લએ! વાહ! મહમદે જાણે આવું સુંદર હાસ્ય કોઇ પણ નાજનીના ચહેરાપર જોયેલું નહિ હતું. માથાનો છૂટો અંબોડો વાંસા પર ઝૂલે છે. ઉપર પિરોજા રંગની મણિજડિત ઓઢણી દીસે છે, અને તે નીચે કિંમતી પેશવાજ! મ્હો પર અજબ તરેહનું નૂર અને હોઠ પર વળી પાછું તેજ હાસ્ય! એક હાથમાં પ્રકાશ પાથરતી દીવો અને બીજો કમલ જેવો કોમલ હાથ મહમદના હાથમાં! કેવું મઝાનું એ ચિત્ર! કેદખાનાના ભયંકર અંધકારમાં કેવી એ મણિમય જ્યોતિ રેખા!

યુવતીએ કહ્યું: "પ્હેલાં તમે કોણ છો તે કહો!"

આવા સાદા સવાલનો જવાબ આપવામાં શાહજાદાને કાંઇ વાંધો જણાયો નહિ. "બાદશાહ ઓરંગઝેબનો શાહજાદો હું મહમદ છું!"

યુવતી ચમકીને પાછી હઠી, કહેવા લાગી: "શાહજાદા બેઅદબી માફ કરશો. મ્હારા પિદર સાથે આપને વાતચિત થઇ તે વખતે પડદા પાછળ રહી છાનીમાની હું બધુ જોતી અને સાંભળતી હતી."

"ત્યારે શું ત્હમે નજફઅલીખાનાં દીકરી! કાદવથી ભરેલા આ કુંડમાં આ કનક-કમલ ક્યાંથી! દોજખની હવામાં આ હૂરી ક્યાંથી! વારૂ, પણ મ્હને ત્હમે છોડશો શા માટે?"

યુવતીએ જવાબ આપ્યો નહિ તે મનમાં ને મનમાં બોલવા લાગી: "શા માટે? એ ત્હમે ક્યાંથી જાણો? હવે જ્યારે ત્હમને ઓળખ્યા ત્યારે તો ઉમેદ બર આણવીજ! જીગરના ઉંડાણમાં એક છબી ઘૂમી રહી છે. તે કોની? ત્હમેજને તે દિલબર? ત્હમે ભૂલ્યા હશો પણ હું ભૂલી શકું તેમ નથી. હા આગ્રાનો તે ખૂશગેજ, આખર તલોક કદી ભૂલીશ નહિ!"

કાંઇ પણ જવાબ ન મળવાથી શાહજાદાએ ફરી સવાલ કર્યો: "શું વિચાર કરો છો નવાબજાદી?"

"કાંઇજ નહિ. આપ મ્હારી સાથે ચાલો."

શાહજાદો મહંમદ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ત્હેની પાછળ ગયો.

આગળ ચાલતી નવાબજાદીના અંગપર એક પણ અલંકાર ન જોઇ તે વિસ્મય થયો. અલંકાર વિનાના સાદા શરીરનું લાવણ્ય જોઇ મોહિત થયો. ત્હેના છેડાની અંદર કાંઇ બાંધેલું જોઇ ત્હેણે સવાલ કર્યો: " એ શું બાંધેલું છે સુંદરી ? "

યુવતીએ જવાબ આપ્યો નહિ. વાત ઉડાવતાં હસીને બોલી: " શાહજાદા, એ કાંઇ નથી. એવી નજીવી વાતમાં આપ શા માટે મગજને તસ્દી આપો છો ? "

ચાલતાં ચાલતાં બન્ને જણાં કિલ્લાના દરવાજા આગળ આવી પહોંચ્યાં. દરવાજા બંધ હતા, તે એકદમ નવાબજાદીના હુકમ સાથેજ ખૂલી ગયા. બાજૂ ઉપર એક પેહેરેગીર ઉભો હતો તે નીચે નમી સૂબેદારની કન્યા તરફ ફરી કહેવા લાગ્યો: " મ્હારી જીંદગીનો રોટલો જશે ત્હેનુ શુ નવાબજાદી ?"

તરત યુવતીએ પોતાની ઓઢણીને છેડે બાંધેલા અલંકારો ત્હેને આપ્યા અને કહ્યું: " રહમદિલ ગુલામ ! આ લે ! નજફાલીખાંની ગુલામગીરીથી ફારેગ થયા પછી પણ એ વડે તું ત્હારી જીંદગી બહુ ખુશી ચમનમાં કહાડી શકીશ. "

શાહજાદાએ તે અલંકારો તરફ નજર કરી. દરેક નંગમાં પાણીદાર કિમતી હીરાનુ તેજ અંધકારમાં ઉજાસ મારતું હતું. હવે શાહજાદાને ખબર પડી કે તે ઉદાર યુવતીએ પોતાનુ સર્વસ્વ—કિમતી જવાહીરના અલંકારો પહેરેગીરને આપી દઇ મ્હને છૂટો કર્યો છે. કૃતજ્ઞતાના ભાવથી ત્હેનું હૃદય ભરાઇ આવ્યું. આવેગથી તે પૂછવા લાગ્યો: " સુંદરિ ! મ્હારા પર બેહદ ઉપકાર કરનારનું નામ જાણી શકું તેટલો ભાગ્યશાળી નહિ કરો ? "

રમણીએ ઉત્તર વાળ્યો " આ દાસીનુ નામ જાણવાથી દિલ્લીના તખ્તના વારસદારને શું લાભ છે ? "

" સુંદરિ ! જીવિતદાન આપનારનું નામ જાણવાની કયા હતભાગીને જીજ્ઞાસા ન થાય ! "

" જનાબ, દાસીને સૌ " જૂલીયા ' કરીને કહે છે. "

" જૂલિયા ! અહા ! શું સુંદર નામ ! એ શબ્દમાં પણ કેવી મધુરી

સુરાવટ જળવાઇ રહી છે' કંઇક નામો સાંભળ્યાં છે; પણ આની ખરેખર તો એક પણ નહિ. જૂલિયા! જૂલિયા' ત્હમે શુ આટલાં સુંદર છો ? કેવાં ગુણવાન! નહિ તો મ્હારે ને ત્હમારે શું કે આટલો બધો ઉપકાર કરો ?"

"શાહજાદા! હજુ પણ એક વાતથી આપને ચેતવણી આપું છું. આપ સીધે રસ્તે જશો તો પકડાઇ જવાનો સંભવ રહેશે. આ વાત હવે વધારે વાર સુધી છૂપી નહિ રહી શકે, અને પિદર નજફાલિખાનની અક્કલ ઘણું ઝીણું કામ કરી શકે છે. માટે જલ્દી બીજે રસ્તે સીધાવો!"

"પણ, જૂલિયા! ત્હમે મ્હને છોડી દીધો છે એ જાણી સુબેદાર ત્હમને શુ કહેશે?"

"એ વાત ત્હમારે અત્યારે જાણવાની જરૂર નથી. અત્યારે તો સીધાવો. જ્યારે મળીએ ત્યારે દાસીને ભૂલી નહિ જતા."

એ વાક્ય પૂરૂં થતામાં જાણે પાછળ કોઇનાં પગલાનો ધસારો સાંભળ્યો. સુબેદારજાદીએ ચમકીને પાછળ જોયુ. કાન માંડયા, પણ ખોટો આભાસ થયો હોય એવું લાગ્યુ.

શાહજાદા મદંમદે પોતાનો રસ્તો લીધો; અને જૂલિયા પણ સૂને હૈયે મહેલમાં પાછી ફરી।

૩

ચાંદની રેલી રહી છે. વિશાળ પ્રકૃતિ ઉપર શુદ્ધ અનાવિલ સોનેરી તેજધારા વર્ષી રહી છે. આકાશમાં નક્ષત્ર મંડલ મધ્યે શશાંક ચન્દ્ર વિલસી-રહ્યો છે. પ્રકૃતિનો જાણે સુમધુર ઉત્સવ! શુભ્ર જ્યોત્સ્ના નીચે શુભ્ર મલ્લિકા ડોલી રહી છે. તેજ જ્યોત્સ્ના સાગરમાં તરતાં ચકોર આમ તેમ ઉડી રહ્યાં છે. પણ શાહજાદો મદંમદ હૃદયમાં કેવળ અંધકાર લઇનેજ બ્હારગઢના રાજ માર્ગ પર થઇને દિલગીર ચિત્તે ચાલ્યો જાય છે.

શાહજાદાએ જોયું તો પોતે જે જગાએ ઘોડો બાંધી ગયો હતો તે જગાએ તે નહોતો. ધાર્યું કે બ્હારગઢના કોઇ સિપાહીએ તે ચોરી લીધો હશે! ગંભીર રાતે શત્રુના શહેરમાં અત્યારે તે હવે એકલોજ હતો. જાન-બચાવના હથિઆર તરીકે જૂલિયાએ આપેલી એક કટારજ પાસે હતી. ધીરે

ધીરે સુબેદારના કિલ્લાની સરહદ વટાવીને બહારના પ્રાન્તમાં આવી પહોંચ્યો. અહિંથી પાંચેક કોસને છેટે ત્હેના પિતાની છાવણી પડેલી છે.

શાહજાદાનું હૃદય અત્યારે શૂન્ય છે. જાણે ત્હેમાંથી કોઇએ કાંઇ કહાડી લીધું છે; અને જેણે લઇ લીધું છે ત્હેણે બદલામાં પાછું કાંઇ મુક્યું નથી ! દૂત તરિકે પોતાનું નિકળવુ, પોતાની ફરજ, પિતાનો હુકમ, એમાંથી કાંઇએ અત્યારે ખ્યાલમા હતું નહિ. હૃદયમાં ફક્ત એકજ ત્હેની રૂપશિખા ધિક્ ધિક્ બળી રહી હતી. એને મેળવાય તો બધી આશા પૂર્ણ થાય. હવે સર્વસ્વ એમાંજ આવી રહેલું જણાવા લાગ્યું. રાજ્ય, સિંહાસન, કર્તવ્ય, બધું ગમે તો ભલે બળીને ભસ્મ થાવ !

પ્હેલી જૂલિયા ! અહા ! એ જૂલિયાના ખુબસૂરત ચહેરાથીજ શાહજાદાનું જીગર અત્યારે જડાયલું છે. જૂલિયાને જોઇને ત્હેના પિતા સુબેદાર નજફાલિનું અપમાન વિસારે પડયું; અને સાથે કર્તવ્યે વિસાર્યું. જૂલિયાએ ત્હેને જીવતદાન આપ્યું, કેદમાંથી છૂટકારો કર્યો. પણ હૃદય લઇ લીધું.

આગળ વન આવીને ઉભુ. હવે તે કેવી રીતે વિના વાહને પાર કરવું એ સવાલ મહંમદને મુઝાવવા લાગ્યો. પરસેવાથી શરીર આખું ભીંજાઇ ગયું હતું અને થાકથી અવયવના સાંધા ઢીલા લાગતા હતા.

સહસા પાછળની બાજૂએથી ઘોડાઓની ખરીના પડઘા સંભળાયા. શાહજાદાએ પાછુ વાળી જોયું કોઇ પૂરપાટ ઘોડો મૂકતું પછાડી દોડતું લાગ્યું. શાહજાદાએ ધાર્યુ કે, "વખને નજફાલીના સ્વારો ત્હેને પકડવા છૂટયા હશે, પણ કોઇ દેખાયું નહિ."

વળી થોડીવારમાં કોઇ લલિત અને ઉન્મત્ત સ્વરલહરી કાન પર અથડાઇ. કાન માંડી શાહજાદાએ સાંભળ્યું. કોઇ જાણે ઘણા મીઠા સુરથી એટલી રાતના ગાતું ગાતું તે તરફ આવે છે.

આ ચાંદનીમાં આવી રીતે, વળી આવી જગામાં ઘોડે ચહડીને સુર છુંટીને કોણ ગાતું હશે એ જાણવાનું મહમ્મદને કુતૂહલ થયું. સહસા એક એક સવાર નજીકમાં આવી પહોચ્યો અને ગાન બંધ પડયું. ત્હેણે ફરીથી સાદ કર્યો:–

" કોણ જાય છે એ ? "

શાહજાદાએ સ્હામાં પૂછ્યું: " ત્હમે કોણ છો ? "

" અમે ગમે તે છીએ, ચોરની માફક નાસી જનાર તું કોણ છે તે એકદમ કહે. "

મહંમદે જરા નજીક આવી કહ્યું " મગજમાં ખુમારી લાગે છે, પણ વધારે કરીશ તો તે ઉતારી નાંખવી પડશે, પછી ખબર પડશે હું કોણ છું ત્હેની. "

શાહજાદાએ જોયું તો તે સ્વારવાળો ઘોડો ત્હેનો પોતાનોજ હતો. તેથી કહ્યું " આ ઘોડો મ્હારો છે; બદમાશ તે ત્હેં ક્યાંથી લીધો ? "

સવારે જવાબ આપ્યો: " ગમે ત્યાંથી લીધો ત્હેની પંચાત મૂકી દે. ત્હને પકડવાને અમે આવેલા છીએ. ગુસ્તાખી મૂકી તાબે થા. ઘોડાની વાતની ત્હને શું પંચાત ? "

" અરે ભાઇ તું એકલોજ છે કે, છે કોઈ ત્હારી સાથે બીજા બે જણ ? "

" એ વાત પછી; પ્હેલાં અમારી સાથે ચાલો. નજફઅલીખાંએ ત્હમને પકડવા મોકલ્યા છે. ત્હમને કેદ કરવાથી તેઓ પશ્ચાતાપ કરે છે, "

" ત્યારે મહેમાનગીરી કરવા સારૂ તેડાવતા હશે. "

" તે ખુદાને માલૂમ પ્હેલાં ત્હમે પાછા ફરો, નહિ તો કેદ કરી લેવા પડશે. ઔરંગઝેબનો બચ્ચો આમ કાયર હશે એવી ખબર ન હતી. "

શાહજાદાનો આ વખત મિજાજ હાથથી ગયો. ત્હેણે તરવાર મ્યાનમાંથી બહાર કહાડી સ્વાર ઉપર ઉપાડી પણ સ્વાર ચાલાકીથી ખસી ગયો અને ઘોડાપરથી કુદી પડી સિંહણની છલંગ પેરે મહમદને બાઝી પડયો.

અહા ! તે આલિંગન કઠોર પુરૂષના દેહનું નહોતું. અહા ! તે સ્પર્શ કેવો મધુર પુષ્પમય ! મહંમદે આશ્ચર્ય પામી સવાલ કર્યો: "ત્હમે કોણ છો?"

પેલા સવારે માથેથી પગડબંદ ફેંકી દીધો, પાછળથી વેણી છોડી નાંખી એટલે અંબોડો ઢીંચણ લગી ઉતર્યો અને મુખપર રમણીય હાસ્ય છવાઇ રહ્યું. ત્હેણે કહ્યું: " મ્હને નથી ઓળખી શકતા ? વાહ ! ત્હમને બાદશાહે પેગામ લઇને મોકલ્યા હતા કે ? વાહ પેગામ !

શાહજાદાએ તરત તે અવાજ ઓળખ્યો. તે બોલ્યા: "તુ ! અરે દલિયા, તું આ વેશે ક્યાંથી ? આટલી રાત્રે અહીં શાથી ?"

"ત્હમારેજ માટે વ્હાલા ?"

"મ્હારી ખાતર ! અરે મ્હારી ખાતર એટલી બધી તકલીફ શા માટે ઉઠાવી ?"

"શું કહું મહંમદ, કેમ ઉઠાવી ! ત્હમેજ મ્હારૂં સર્વસ્વ છો. દલિયા તમ વિના એક ઘડી પણ રહી શકતી નથી એની ત્હમને ક્યાંથી ખબર હશે ? સાંભળ્યું કે, ત્હમે એકલા બહારગઢ તરફ ચાલ્યા છો કે તરત દાસી સાથે થઇ. જાણ્યું હતું કે વિપતિના મુખમાં જાય છે. ફુલવાળીનો વેશ લઇ પછી બહારગઢમાં હું પણ પેઠી, પછી ત્યાં ખબર મળ્યા કે ત્હમે કેદી થયા !"

"વારૂ, પછી શું કર્યું ?"

"કેમ કરી ત્હમને છોડાવવા એની ચિંતા આવી પડી. કિલ્લાની અંદર સંધ્યાકાળ પછી કોઇ પરદેશીને રહેવા દેવામાં આવતા નથી. મ્હારી યુક્તિ નિષ્ફળ ગઈ અને મ્હારે કિલ્લાની બ્હાર નિકળવું પડયુ. બહાર આવીને પણ વિચાર થયો કે હવે કરવું કેમ ? જોયું તો પ્રાન્ત નજીક ત્હમારો ઘોડો બાંધેલો છે તે છોડી એક મુસાફરખાનામાં બાંધી રાખ્યો."

"તે તો સમજાયું પણ છેવટે શું કર્યું ?"

"કિલ્લાના દરવાજા પર જે પહેરેગીર બેસે છે ત્હેની સાથે કોઇ ઉપાયે દોસ્તી સાધી પણ એનો વારો એટલામાં બદલાયો અને એની જગાએ જે આવ્યો ત્હેણે મ્હારી પર શક લાવી વળી મ્હને બ્હાર કહાડી મુકી. મ્હેં આજીજી કરી કહ્યું: 'ભાઇ હું પરદેશી ફુલવાળી છું, એક રાત પડી રહેવા દે ? ત્હેણે દયા બતાવી પછી કહ્યું: "જા, ગામના મુસાફરખાનામાં પડી રહેજે"

"વારૂ, પછી, મુસાફરખાનામાં ગઇ'તી કે ? ત્યા જઇને શું કર્યું ?"

"કરૂં શું બીજુ ? ત્હમારે માટે જઇને વળી આંસુ પાડયાં. ખુદાતાલાને વળી પ્રાર્થના કરી અને નક્કી કર્યું કે: "રાત અહીં ગાળી શું કરવું ત્હેનો સવારે નિર્ણય કરીશું."

"ત્યારે વળી પાછી આ રાતના ત્યાંથી બ્હાર કેમ વારૂ નીકળી ?"

"કેમ ? ત્હમને જોવા માટે. આંખમાં નિદ્રા ક્યાં છે. પ્રાણને શાંતિ ક્યાં છે ? આ સરાઈખાનું શહેરના દરવાજાની નજીકમાંજ છે; એટલે ત્યાંથી જેટલા વટેમાર્ગુ જાય તેટલા જણાય છે. છેવટે ત્હમને જોયા એટલે આનન્દના ઘેનમાં બધું ભૂલી ત્હમારી પાછળ પાછળ ઘોડે ચ્હડી પાઘડી બાંધીને નીકળી ચાલી. ખબર હતી કે ત્હમે થાકેલા હશો અને ઘોડાની જરૂર પડશેજ, ખાવાનું પણ મેળવી રાખ્યું હતું જોઈએ તો લ્યો."

"અરે પણ ત્યારે ગાતી હતી શું કામ ?"

"મનમા ઘણો હર્ષ થતો હતો. આ કોકિલનું કૂજન, મૃદુ પવનનું વહેવું અને રૂડી ચાંદની રાત ! ઉપરાન્ત ત્હમારો છૂટકારો અને મ્હને ત્હમારાં દર્શન ! પ્રાણના રૂંધનો તોડી સંગીત ઉછળતું હતું; તે ખાળી શકાયું નહિ. હર્ષની ઉલછા કોઈ હકીમ પણ મટાડી શકે છે ?"

શાહજાદાની આખમા બે આંસુ આવ્યાં. દલિયાને હૈયા સરસી ચાંપી અને ચાંદની પડતા ત્હેના રતુમડા ગાલે વળી ત્હેણે એક ચુંબનરેખા આંકી અને આવેગ સ્વરે કહ્યું: "દલિયા ! મ્હારી ખાતર આટલી તકલીફ શા માટે ઉઠાવી પ્યારી ?"

"વળી પૂછોછો, શા માટે ઉઠાવી ? હા ! એ ત્હમે ક્યાંથી સમજશો ? ત્હમે બાદશાહજાદા છો, હું એક કંગાલિની ! ત્હમારે અનેક સામગ્રી હોય પણ મ્હારે કોણ છે ? યુદ્ધમાં મ્હને બંદી કરી આણી, બબ્બે વરસ સુધી તફડાવી, હૈયે ધરી અને પછી, જાન, પૂછોછો કેમ આવી ?"

જ્યોત્સ્નાના તેજમાં મહંમદે દલિયાના મ્હો સામું જોયું. દલિયાની આંખમા આંસુની રેલ ઉભરાતી હતી.

શાહજાદા મહંમદે શરમથી નીચું જોયું. આવી જગોએ આ સવાલ ન કર્યો હોત તો ઠીક એમ વિમાસણ થવા માંડી.

૪

લાલ વાવટા સાથેના વિશાળ તંબૂના એક અજવાળા ઓરડામાં, શ્વેત વસ્ત્ર વિભૂષિત, મંડિલ ધારી, મધ્યમ કદનો એક તેજસ્વી પુરૂષ, ઉજ્વલ

દિવાના પ્રકાશમાં, એક ચિન્તે કેટલાક ખાનગી કાગળો વાંચે છે. હેના સુંદર દાઢીવાળા મુખપર, કદિક કદિક શોકની છાયા છવાય છે અથવા કદિક ભૃકુટિ ચ્હડી જઇ ચિન્તામય નિરાશાના ભાવ ધારણ કરે છે. સ્હામેની દિવાલ પર મણિજડિત્ર તરવાર લટકે છે અને ઘરની અંદર વિલાસનાં ખાસ બીજાં કોઇ સાધન જણાતાં નથી.

તે વખતે રાત્રિનો ત્રીજો પ્હોર હતો. આકાશનો ચંદ્ર જાણે થાકી જઇ વિશ્રામને માટે ગગનને ખોળે ઢળી પડતો હતો. પ્રકૃતિને ખોળે પંખી શાંત થઇ પડયાં હતાં. વાયુ ગતિહીન, નિસર્ગસુંદરી નિસ્તબ્ધ અને આટલી મોટી માણસોથી ભરેલી મોગલ છાવણી પણ શબ્દહીન હતી. આ રાત્રિએ જાગરણ કરનાર, એકાંત વિચારમા ડૂબેલો પુરૂષ બીજો કોઇજ નહિ પણ, સ્વયં બાદશાહ ઔરંગજેબ હતો.

ઔરગજેબનુ હૃદય ચિંતાથી સળગતું હતું. નજર સમક્ષ મહાન પ્રશ્નો તરવરતા હતા. એક તરફ દિલ્લીનુ સિંહાસન અને બીજી તરફ પિતૃસ્નેહ, ભ્રાતૃપ્રેમ અને માયા મમતા! મણિજડિત તખ્તે તાઉસના જયોતિએ હેના હૃદય પર કંઇ ખાસ વિશેષ અધિકાર મેળવ્યો હતો. અને તેમાં હેને ખાસ ચિંતા એ થતી હતી કે, કુમાર મહંમદ હજી સુધી પાછો કેમ ન આવ્યો ?!"

એક પડછાયો તંબૂના દ્વાર આગળ જણાયો. ઔરંગજેબે પૂછ્યુ, "કોણ છે એ ?"

" જહાંપનાહ ! શાહજાદા મહમદ પાછા આવ્યા છે અને આપના હુકમની રાહ જુએ છે.

" અંદર આવવા દે."

કુમાર મહંમદ મલિન મુખે તંબૂની અંદર દાખલ થયો. ઔરંગજેબે ભવાં ચ્હડાવી પ્રશ્ન કર્યોઃ "મહમદ ! આટલું બધું મોડું કેમ ?"

શાહજાદાએ બધી વાત ધીરે ધીરે કહી સંભળાવી. કહી નહિ ફક્ત એક—જૂલિયાની વાત !

ઔરગજેબનું મુખમંડલ ક્રોધથી રાતુંચોળ થઇ ગયું. હેમણે દૃઢ પ્રતિજ્ઞાસૂચક સ્વરે કહ્યુંઃ " ઠીક ! કાલ સૂર્યાસ્ત પ્હેલાંજ બહારગઢના કિલ્લાનું

નામ નિશાન નાશ પામશે, અને ત્હેની સાથેજ નજફાલીનું સર પણ અહિં આવી હાજર થશે. પરંતુ, મહમદ ! ત્હે બધું કહ્યું પણ, ત્હારો છૂટકો શી રીતે થયો તે ત્હે કંઇ કહ્યું નહિ !"

"નજફાલીની કન્યાએ મ્હને નાસવામાં મદદ કરી હતી."

"ઠીક, ત્હેને ત્હેના આ સત્કાર્યનો બદલો એક દિવસ અપાશે. અત્યારે જા, તું આરામ કર. ઘણો થાકી ગયો હોઇશ !"

શાહજાદો કુર્નિસ્ કરીને ચાલ્યો ગયો.

ત્યાર પછી બીજે દીવસે પ્રભાતના સૂર્યના વિમલ પ્રકાશ સાથે, કુમાર મહંમદ જાગૃત થયો. દરેક ઘડીએ તે આશા રાખતો હતો કે, કુચ કરવાનો હુકમ ક્યારે થાય પરંતુ તેમ થયું નહિ. દિવસ પણ તેવોજ વીત્યો. મહંમદ પિતાનો સ્વભાવ સારી રીતે જાણતો હતો. ત્હેણે સ્થિર કર્યું કે. "વખતે પિદર કાંતો દિલ્હીથી જરૂરતના કોઇ પેગામને માટે રાહ જોતા હશે અને કાંતો ક્યારે કુચ કરવી તે તે જણાવવા ઇચ્છતા નહિ હોય. ત્હેમને બિલ્કુલ કોઇપર વિશ્વાસ નથી"

દિવસ ચાલ્યો ગયો. સંધ્યા આવી. મોગલ છાવણીના દરેક તંબૂપર લાલ, લીલી, પીળી બત્તી સળગી ઉઠી. આકાશનું નક્ષત્ર મંડળ એકી નજરે તે આલોક શોભા નિહાળવા લાગ્યું. સન્ધ્યાના વાયુમાં નોબતનો મધુર સુર ચારે તરફ ઘુમવા લાગ્યો. શાહજાદો પોતાના તંબૂમાં બેસીને જુલિયાનુ અતુલનિય રૂપસૌંદર્ય કલ્પનાની નજરે નિહાળતો હતો. એવામાં દલિયાએ દેખા દીધી. હાસ્ય પૂર્ણ મુખે તે બોલી: "કાલ આખી રાત મુશ્કેલીથી વીતી હતી. તેથીજ હું આજ સ્હાંજના આવી છુ. તબીઅત કેમ છે? શાહ જાદા ! નિદ્રા તો ઠીક હતી ને?"

"જેમ તેમ કરીને દિવસ કાંડયો છે. દલિયા, તું કેમ છે?"

દલિયાએ ઉત્તર ન આપ્યો લુગડાના છેડામા છૂપાવીને એક માળા તે લેતી આવી હતી. પ્રેમસહિત શાહજાદાના ગળામાં ત્હેણે તે પહેરાવી દીધી. કહ્યું; "આખો દિવસ બેસીને આ માળા મ્હે તમારે માટે તૈયાર કરી છે."

શાહજાદો દલિયાના પ્રેમની ભેટ મળતાં સ્હેજ હસ્યો. કહ્યું, "દલિયા ! તું મ્હને ઘણી ચ્હાય છે ! નહિ ?"

"કેવી રીતે આ પાપ મુખે હું તે કહી શકું ?"

"તું શા માટે મ્હને ચ્હાય છે ! મ્હને ચ્હાવામાં ત્હને શું લાભ છે?"

"તે તો હું જાણુતી નથી. આકાશમાં ચંદ્ર ઉગે છે, લોક ચંદ્રને ચ્હાય છે. સરિતા, શીતલ પવનમાં લહરી લેતી લેતી હાલતી ડોલતી ચાલી જાય છે. લોકને ત્હેની ક્રીડા જોવી ગમે છે. સ્નિગ્ધ પવનમાં સફેદ ફુલો, રૂપના ગૌરવે એક બીજા પર ઢળી પડે છે. લોકો એક દષ્ટે તે તરફ જોઇ રહે છે. આકાશમાં રંગ બેરંગી વાદળા થાય છે, લોકો ત્હેનું ચિત્રિત સૌંદર્ય જોઇ મોહિત થાય છે. તે બધું પ્રેમને માટે ! પ્રેમને માટે વળી બીજું શું હોય શાહજાદા !"

"થોડાજ વખતમાં યુદ્ધ શરૂ થશે, દલિયા ! કદિ જો એ યુદ્ધમા હું મરીશ તો !"

"તો હું પણ મરીશ."

"પણ હું તો યુદ્ધ ક્ષેત્રમાં મરીશ. શત્રુના અસ્ત્રથી મરીશ. પણ તું શા માટે મરશે ?"

"હું ત્હમને ચાહું છું તેટલા માટે મરીશ. ત્હમે જતા મ્હારૂં કોણ રહેશે ? ત્હમે યુદ્ધક્ષેત્રમા જઇ શકો છો અને હું શું જઇ શકતી નથી ? એજ ત્હમે જુઓને કે, ત્હમે જ્યારે બહારગઢ ગયા હતા ત્યારે હું પણ ત્યાં ગઇ હતી ! હું પણ હથિઆર લઇને યુદ્ધક્ષેત્રમાં જઇશ. ત્હમે મરતાં હું મરીશ. ત્હમે જખ્મી થશો તો હું સેવા કરીશ ત્હમે દલિયાના સર્વસ્વ છો !"

બહારગઢની વાતથી શાહજાદાના હૃદયમાં એક નવી ચિંતા જાગી ઉઠી ! કેટલોક વખત વિચાર કરીને ત્હેમણે કહ્યું: "દલિયા ! મ્હારી ઉપર ઉપકાર તું કરી શકીશ ?"

"શું ?"

"ફરી એકવાર તે દુર્ગમાં તું જઇશ ?"

"શા માટે, ફરીથી પકડાઇ જવા માટે ?"

"ના, એટલા માટે નહિ. એક જણને મ્હારો એક કાગળ આપી આવવાનો છે."

"કોને? નજફઅલીખાં બહાદુરને?"

"ના. જૂલિયાને"

"જૂલિયા કોણ?"

"નજફઅલીની કન્યા"

"ઠીક, હું સમજી"

જૂલિયાનું નામ સાંભળતાંજ દલિયાનુ હૃદય ચમકી ઉઠયું, "જૂલિયા, સુંદરી-શ્રેષ્ઠા, શાહજાદાની જીવનદાત્રિ!" એ બધું આભાસથી તે સમજી ગઈ. કેટલોક વિચાર કરવા લાગી. કુમાર ત્હેને ચિંતામગ્ન જોઇને બોલ્યાઃ "શું વિચાર કરે છે, દલિયા?"

"કંઇજ નહિ, પરંતુ કયારે જવું પડશે?"

"કાલ સ્હવારે. આજની રાત તું મ્હારી જોડેના તંબુમા રહે."

"ખાસ કાંઇ જરૂર?

"કંઇજ નહિ ત્હેણે મ્હારો જીવ બચાવ્યો છે, તેને સ્હેજ કૃતજ્ઞતા બતાવવી છે એટલુંજ"

"એતો સ્વાર મોકલેથી પણ બની શકત!"

"ના, તેમાં વિપદ છે. શત્રુપુરીમાં પત્ર પકડાઇ જાય તો તેથી ઘણા અનર્થ થાય છે. તું જાય તો, સરાસર મહેલમાં જઇને, જૂલિયાના હાથમાંજ તે પત્ર મૂકી શકે!"

"ઠીક તેમ કરીશ. ત્હમારે માટે હું બધું કરી શકીશ."

દલિયાનું કાચા સોના સમુ રૂપ જાણે વર્ષાના નદી તરંગની માફક ઉછળી પડે છે. તેના સુંદર મુખપર દીવાનો પ્રકાશ પડતાં વિશેષ સુંદર દેખાય છે. તેનો ભમરા જેવો કાળો ચોટલો ઓઢણાપર થઇને વાસા પર ઝૂલે છે. તેની ચંચળ કૃષ્ણ તારકામય સ્થિર કટાક્ષપૂર્ણ, કાજળ આંજેલી આંખો, પ્રતિ પળે કંઇ કંઇ પ્રેમની વાતો પ્રકાશ કરે છે. તેના ચક્ષુ જાણે કહે છે કે, ત્હમે મ્હારા સર્વસ્વ છો; ત્હમારે માટે શુ ન બની શકે?"

ધીરે વહેતો મૃદુ પવન અત્યારે અવસર સમજ્યો. ઘણી છૂપી રીતે, પહેરેગીરથી વીંટાયલી મોગલ છાવણીના એક નિર્જન ખંડમાં, તે દાખલ થયો અને દલિયાના સુંદર કેશ અને મણિ જડિત ઓઢણી સાથે રમત રમવા લાગ્યો. ઘરમાં, સોનાની સાંકળે બાંધેલો એક હીરામણ પોપટ સ્હેજ પ્હોડયો હતો, તે પણ અવસર જોઇને ટહૂકી ઉઠયો. દલિયાએ નાગકેસર, ચંપો અને ચંપેલી લઇને માળા ગુંથી હતી. પવને સિદ્ધ હસ્તે ત્હેની ગંધ સુદ્ધાં ચોરી લીધી અને ઘરની ચારે તરફ ત્હેને ઉરાડી મુકી. શાહજાદા મહંમદે ફરી દલિયાના સુન્દર, અતિ સુન્દર મુખ સ્હામુ જોયું. પ્રાણની અંદર એક ઉલ્લાસ તરંગ વહ્યો

શાહજાદાએ ઉદ્ભ્રાન્ત ચિત્તે કહ્યુ: "દલિયા ! તુ અતિ સુન્દર છે, ત્હારૂં ચિત્ત ઘણું સરલ છે. મ્હારા પિતાએ ત્હને કેદી કરીને મ્હારી સેવા માટે નિયુક્ત કરી, પરંતુ, ત્હેં મ્હને શત્રુતા ભુલીને જીવન સમર્પણ કર્યું ! દલિયા ! ત્હારૂં તે ચિરપ્રિય પેલું વિરહ સંગીત એકવાર ગા તો ! આ નિર્જન માં જાણે કાંઇજ ગમતુ નથી."

દલિયાને પણ તે વખતે ગીત ગાવાની ઇચ્છા થતી હતી. દલિયાએ દિવાલ ઉપરથી એક બીન ઉતારીને ત્હેની સાથે સૂર મેળવી ગાવા માંડયું:-

"ઇશ્કમેં તેરેકો હય ગમ સર પર-
લીયા જો હો સો હો.
અયેશ્ ઓ નિશાને જિન્દગી છોડા દિયા
જો હો સો હો—(પિયારે !)
જો હો-સો હો."

સુન્દરી દલિયાના મિષ્ટ કંઠમાંથી નિકળતા સૂર તરંગ, તે ખંડમાં જીવન્ત મૂર્તિ રૂપે ઘૂમવા લાગ્યા. તે વખતની ત્હેની બેસવાની ઢબ ઉપરથી લાગતું કે જાણે, શ્વેત વસ્ત્ર વિભૂષિતા, હાસ્યમુખી, કલકંઠા, ભૈરવી રાગિણી સશરીરે મૂર્તિમતી થઇને શાહજાદા મહંમદની શય્યા પાસે વીણા લઇને તાન છેડે છે. "ક્યા મિઠ્ઠિ બાત ! ક્યા મિઠ્ઠી ભાવ ! ક્યા મિઠ્ઠી સૂર ! ક્યા મિઠ્ઠિ દલિયા !" મહંમદના કાનમાં થઇને તે મિઠ્ઠા સૂર-તરંગ હૃદયમાં પ્રવેશ પામ્યા

છે. હૃદયની એકાંત ગુહામાં સયત્ને રક્ષિત, એક પ્રેમમયી મૂર્તિની ચારેતરફ વિજળી ચમકાવીને, તે સૂર જાણે આકુલ કંઠે રોઇને કહે છેઃ—

"ઇશ્કમેં તેરે, કો હે ગમ, સર્ પર લિયા જો હો સો હો."

દલિયાએ કંઇ વિચારીને સહસા સૂરને થોભાવ્યો. શાહજાદાએ કહ્યુંઃ "દલિયા! થંભી કેમ પિયારી? સ્વર્ગમાંથી ફરી પાછો નીચે કેમ ઉતાર્યો?"

દલિયાએ ઉત્તર ન આપ્યો. ધીરે ધીરે ઉઠીને જે જગાએ બીન હતું તે જગાએ તે પાછું મુકી દીધું. તે સૂર તરંગમયી જીવિત વીણા મૃતની માફક સ્વસ્થાને જડ બની રહી. ક્યાં તે તાર ને સૂર, ક્યાં તે તાર ને સ્વરતરંગ, ક્યાં તે મૂર્ચ્છના, ગમક, ગિટ્કારી મિશ્રિત સૂરમય પ્રતિધ્વનિ! હાથના ગુણે, દલિયાના કોમળકંઠની વિજળિક શક્તિથી તે અચેતન વીણા જીવન પામી હતી અને તેજ ફરી હ્‌મેના હાથના ગુણને લીધે મરણ પામી!

સહસા બહાર પહેરેગીરનો કોલાહલ સંભળાયો. દ્વિતીય પ્રહરનો પહેરો બદલાતો હતો, હ્‌મેને માટે ફરી ટકોરખાનાનો નાદ શરૂ થયો. મહંમદે દલિયાનુ મુખ ચુબીને કહ્યુઃ "પિયારિ! કાલ સ્હવારે જવાનું છે. આ કાગળ સંભાળીને મુકો અને મહેરબાની કરી એક પિયાલા મિઠ્ઠા શરબત્ આ પ્યાસાના મુખમાં નાંખી દો."

સુવર્ણ પાત્રમાંથી, સુવાસિત અમૃત બિન્દુ ઢાળીને, સુન્દરી દલિયાએ સ્વર્ગની પરીની માફક, તે પાનપાત્ર પ્રિયતમના મુખ આગળ ધર્યું. તેણે એક શ્વાસે તે પાત્ર પુરૂં કર્યું. શાહજાદાને લાગ્યું કેઃ "દલિયાના હસ્ત સ્પર્શથી તે અમૃત બિન્દુ હતું તેથી પણ અધિક મિષ્ટ બન્યું છે." દલિયા ધીરે ધીરે ચાલી ગઇ.

"કોણ જાણે છે કે આ દલિયા-પિશાચી છે કે સ્વર્ગની પરી?"

## ૫

દલિયાએ હૃદયમાં એક અણજાણી નિરાશાની છાયા, એક ધીરી જાગતી વ્યથા લઇને શય્યામાં અંગ ઢાળ્યુ ખરૂં, પણ ઉંઘ ન આવી. કોઇ જાણે હ્‌મેના સુંદર નેત્રોમાંથી નિદ્રા કાંડી લઇ ગયું છે. તે વખતે ઘણી રાત ગઇ હતી. મધ્ય રાત્રે દલિયાના હૃદયમાં શયતાનની પાપી છાયા પડી. હ્‌મેણે ધીરે ધીરે

શય્યામાંથી ઉઠીને, દીવો સળગાવી, ઘણીજ ચુપકીથી, શય્યા નીચેથી એક પત્ર બહાર કાઢયો, અને તે વાંચવાનો યત્ન કર્યો. તેજ એ જૂલિયાના નામનો પત્ર ! પત્ર ખોલવા જતા દલિયાનો હાથ કંપવા લાગ્યો. પ્રાણ જાણે ભયથી થરથરી ઉઠયો. છાતીની અન્દર ધબક્ ધબક્ થવા લાગ્યું. "પત્ર ખોલવાથી જાણે બધું ધૂળ મળશે ! આટલા દિવસની આશા પડી ભાગશે, મૃત્યુ આવશે અને આ જીવન વિષની જ્વાળામાં સળગવું પડશે." એમ ત્હેને લાગ્યું ! પણ શા માટે આટલો બધો સન્દેહ ! છિટ્ ! વિશ્વાસ શું લોપ કરવો ? તેમ કરવાથી તો જહન્નમમાં જવું પડે ! પારકાના નામનો પત્ર ખોલવાનો ત્હેને શું અધિકાર છે ? તે એક સામાન્ય દુઃખિની બન્દિની માત્ર, રાજા રજવાડાના પત્રોના રહસ્યભેદમાં ત્હેને શુ અધિકાર ?"

જ્યાં આગળ 'સુ' અને 'કુ' વચ્ચે સંગ્રામ જાગે છે, ત્યાં ઘણેભાગે 'કુ' પ્રવૃત્તિજ હમ્મેશા જયશ્રી મેળવે છે. દલિયાની પણ કુ–પ્રવૃત્તિજ પ્રબળ થઇ. દલિયાએ પત્ર ખોલીને વાંચ્યો. તેમાં લખ્યુ હતું "સુંદરી જૂલિયા ! ત્હમે કેટલાં સુંદર છો ? તમે એકવાર સ્વર્ગની દુતીરૂપે દેખા દીધી હતી ત્યારથી, તે સુંદર ચિત્રથી આ અભાગીના પ્રાણ પૂર્ણ થયા છે. હૃદયમાં, વન્યાના પ્રવાહની માફક ત્હમારા રૂપતરંગ ઉછળે છે ! શા માટે ત્હમે આવું અનિન્દ્યરૂપ લઇને જન્મ્યા છો ? શા સારૂં ત્હમે આવીને મ્હારી આંખ આગળ ઉભાં ? ત્હમે પોતાનું જીવન વિપન્ન કરીને શા કાજે મ્હને મુક્તિ આપી ? કારાગારમાંથી છોડી મુકીને શા સારૂ ફરી ત્હમારા હૃદય કારાગારમાં મ્હને કેદ કર્યો ? ત્હમારે માટે હું રાજ્ય, સુખ, ઐશ્વર્ય, કર્તવ્ય સર્વ છોડવા તૈયાર થયો છું. કહો જૂલિયા ! ત્હમે મ્હારાં થશો કે નહિ ?"

"થોડાજ વખતમાં કિલ્લાપર ચ્હડાઇને માટે સેનાપતિ રૂપે મ્હારે બહાદરગઢ આવવું થશે, અને થોડાજ વખતમાં શત્રુ વેશે હુ ત્હમારી આગળ હાજર થઈશ. ત્હમે જો આ પત્ર મળતાંજ કિલ્લો છોડીને બીજી જગાએ જાવ તો તેથી ત્હમને વિપદની સંભાવના ઓછી છે. નહિ તો પિતા ઔરંગજેબના ક્રોધ–મુખમાંથી બચવાનો આરો નથી."

"ઉત્તરમાં લખી મોકલજો કે, ફરીને તમારો મેળાપ ક્યાં થઇ શકશે !"

દલિયા પત્ર વાંચીને સ્તમ્ભિત થઇ ગઇ. સમજી કે; પોતાનુ ધૂળ મળવામાં હવે કાંઇ બાકી નથી. જે પત્રથી પોતાની આશા, ભરોસો, સુખ, સ્વચ્છંદ બધું ચાલ્યા જવાનુ તેજ પત્રની દુતી રૂપે, પોતે પત્ર પહોંચાડવા જાય છે. હાથે કરીને વજ્ર બેડી પોતેજ પોતાના પગમાં નાંખે છે. સ્વેચ્છાથી તીવ્ર હલાહલ પોતેજ પોતાના મુખમાં રેડે છે.

સરલા દલિયા પ્રેમની પ્રતિહિંસામાં શયતાની બની. હેનુ હૃદય દાવાનલથી સળગી ઉઠયુ. તે જ્વાલા તે સહી શકી નહિ. આખરે પાપીષ્ઠાએ એક મતલબ નક્કી કરી.

મનમાં ને મનમાં તે બોલીઃ "હુ જેને આટ આટલું ચાહું છું, હેનો બદલો ક્યાં છે શાહજાદા! દુઃખિની ગણીને, નિરાશ્રિના ગણીને હમે મ્હને હડસેલી મુકી? આશા આપીને માથે ચ્હડાવી અને ફરી આખરે પદદલિત કરી? રમણીનું હૃદય હમે જાણુતા નથી. રમણી પ્રેમની પ્રતિહિંસામાં રાક્ષસી થાય છે. હમે નક્કી માનજો કે આ પત્ર જૂલિયાને કદિ નહિ પહોચે. દલિયા પોતાના સર્વનાશનો રસ્તો પોતાને હાથે કદિ ખુલ્લો નહિ કરે. રમણી થઇને કોણ એવું કરી શકયુ છે? કોણે કયે વખતે આવું કામ કર્યુ છે?

તે ગંભીર રાત્રે પાપિષ્ઠા દલિયા ધીમે પગલે અવાજ કર્યા વિના બહાર આવી અને શાહજાદાના ખડમાં દાખલ થઈ. જોયું તો, શાહજાદો સુખશય્યામાં સુઇને સુષુપ્તિના ખોળામાં સુખસ્વપ્ન જુવે છે. અહા! કેવું તે સુંદર રૂપ? નિદ્રિત હોઠ પરતુ તે મધુર હાસ્ય! સફેદ શય્યાપર તે રૂપ–તરંગનો કેવો ઉજવલ જ્યોતિ! દલિયાએ જે સંકલ્પથી ઘરમાં પ્રવેશ કર્યો હતો તે, તે મુખ જોતાં શિથિલ થઇ ગયો. હેની આંખમાં આસુ આવ્યાં. તે બોલીઃ "સ્વામિન્! હૃદયેશ્વર! દલિયાના સર્વસ્વ! આટલા સુન્દર હમે! જો કદિ કોઇના પણ થાવ તો આ દલિયાનાજ થજો. કદિ કોઇને પણ ચરણે સ્થાન આપો તો તો, આ દલિયાજ ત્યા આશ્રય પામશે! આ ક્ષુદ્ર હૃદયને ભાંગી નાંખીને, પદદલિત કરીને, હમે બીજા કોઇના પણ થઇ શકશો નહિં. આટલા દિવસથી શાંત રીતે પુષ્ટ થયેલો, આટલા યત્નથી સચેલો પ્રેમ,

અસલ રમણી પ્રવૃત્તિ, એ બધું દલિયા સહજમાં વિસર્જન કરી શકશે નહિ. ત્હેના સુખના માર્ગમાં જે કંટક થશે—ત્હેનું પણ શ્રેય નથી. ઈષ્ટસિદ્ધિ નહિ થાય તો દલિયા મરશે; પરન્તુ જીવિત રહીને ત્હમને પરના થવા નહિ દે!"

મહંમદના નિદ્રિત દેહને સ્પર્શ કરતાં દલિયા થથરી ઉઠી. આંગળી માંથી ઘણી સાવચેતીથી વીંટી કહાડી લઇને ચોરની માફક તે પોતાના ખંડમાં પાછી આવી. ત્યાર પછી ત્હેણે શું કર્યું, તે જાણવાની અત્યારે જરૂર નથી—આગળ ઉપર તે જણાશે.

૬

બહારગઢના કિલ્લામાં ગડબડ થઇ ગઇ છે. નજફઅલીએ પ્રભાતમાં ઉઠીને જ્યારે જાણ્યું કે, પોતાનો કેદી નાસી ગયો છે. ત્યારે તે ક્રોધથી રાતોચોળ થઇ ગયો. તેના ક્રોધનો ભોગ થઈ પડયો કારાગારના હતભાગ્ય પહેરેદાર! પણ ત્હેનો કોઇ પત્તો મેળવી શકયું નહિ. સદર દરવાજા પર જે પહેરેગીર હતો, તે તો ક્યારનોએ નાસી ગયો હતો. નજફઅલી મનમાં સમજ્યો કે, ભારે ભૂલથાપ ખાધી છે, અને શાહજાદો મહંમદ અલ્પવયસ્ક છતાં પણ, ત્હેના ઉપર ચાલાકી ચલાવી ગયો છે.

પ્રભાતનો ઉજ્વલ રશ્મિ ધીમે ધીમે તીવ્રતેજ થતો જતો હતો. અત્યારે મધ્યાન્હનો વિકાસ થયો હતો. એક ફુલવાળીએ બહારગઢના કિલ્લાના દરવાજા આગળ દેખા દીધી. દરવાજા પર જે સંત્રી હતો તે એકદમ ગરમ થઇને બોલ્યોઃ "કૂઓન હય?"

"હું એક ગરીબ ફૂલવાળી!"

"કેમ, ત્હારે શું કામ છે? અંહિ કોઇ ત્હારાં ફુલ ખરીદ કરવાનું નથી!"

"જી, કિલ્લેદારની કન્યાએ ફુલ મંગાવ્યાં હતાં. રોજ મ્હારી મા આપી જાય છે. પણ, આજ ત્હેને ઠીક નથી, તેથી મ્હને મોકલી છે."

પહેરેગીર જાણતો હતો કે, એક ડોસી રોજ અન્દરમહેલમાં ફુલ વેચવા જતી હતી. તેથી ત્હેને આ વાત ખરી લાગી. ત્હેણે કહ્યુંઃ "ઠીક જા. પણ, ત્હને જે મળે તેમાંથી ચોથો ભાગ મ્હને આપજે."

"ચોથો શામાટે ? અડધોઅડધ ભાગ ત્હમને આપીશ. ત્હમારો પહેરો ક્યાં સુધી છે ?"

" સ્હાંજ સુધી."

"ઠીક ત્યારે તો, ઘણું સારૂં. પણ આ તાપમાં તો હું પાછી જઇ શકીશ નહિ; એટલે આજ તો ખાવું પીવું પણ અહિંજ થશે. બીબીસાહેબા એમ સહજમાં મ્હને પાછી નહિ જવા દે."

ફુલવાળી અન્દર મહેલમાં અગાઉ કદી પણ ગઇ નહતી, તોપણ આજ ઓળખી ઓળખીને તે અન્દર ગઇ. મ્હો આગળ એક વૃદ્ધ બાંદી કંઇ કામ કરતી હતી. ફુલવાળીએ ત્હેને પૂછ્યું: "અરે ! જૂલિયાબીબી ક્યાં છે ?"

ડોસીએ જોયું કે, રૂપ ઘણું સુન્દર છે. આવા ઘણા ચ્હેરા અન્દર-મહેલમાં આવે છે. ત્હેણે પુછ્યું: "ત્હમે ફુલ વેચવા અન્દર જાવ છો ?"

" હા, મા. "

વૃદ્ધા તે સંબોધન ગળી ગઈ. ત્હેણે જરા વધુ તસ્દી લઇને જૂલિયા-વાળો ખંડ બતાવી દીધો.

તે ફુલવાળી મ્હો દાબીને હસતી હસતી ગૃહદ્વારની પાસે આવી ઉભી રહી. જોયું કે, ઘરમાં એક અલોક સામાન્યા રૂપસી એક સોફામાં, અર્ધ પાસુ ફેરવી રૂપ તરંગવાળી સુંદર દેહ રાખીને વિશ્રામ કરે છે. અત્યારે સખત ગ્રીષ્મ હતો. બે જણી ઉભી ઉભી તેને પંખો કરે છે. એક જણ શરબત ગાળે છે. તોપણ તાપ જાણે જવા ઇચ્છતો નથી. તે ગૃહની માલિક સુન્દરી, એક ચિત્તે, હાથમાં પુસ્તક લઇને ત્હેનાં પાના ઉલટાવે છે, અથવા કદી કદી મૃદુ સ્વરે ગાય છે;

" મરતા હું તેરે ઇશ્ક મેં સરૂસાર્ ખબર લે,
ટુક મેરિ દિલજાર કિ ખબર લે.
અય બાદ તુરી જા કે, જરા શઓખસે કહતા,
મરતા હયે કોઇ પસે દીદાર ખબર લે. "

કવિતા વાંચીને આવૃત્તિ કરે છે અને તે આવૃત્તિ પુરી થતાં ત્હેના હોઠપર એક મધુર હાસ્ય ફુટી ઉઠે છે. એવામાં ફુલવાળી અગ્રેસર થઇને

બોલી: "સલામ પહુંચે, બીબી સાહેબ ! !"

સુન્દરી જૂલિયાએ મ્હોં ઉચું કરીને જોયુ કે, જેણે સલામ કીધી તે એક સુન્દર ફુલવાળી છે. ગરીબના ઘરમાં આટલી સુન્દર કન્યા હોતી નથી. માણસ પણ કોઇ નવીન છે. અગાઉ કદિ પણ તે આવેલ નથી. જૂલિયાએ હાસ્ય કરીને પ્રશ્ન કર્યો "કોણ છો ત્હમે?"

ફુલવાળી જરા મ્હોં દાબી હસીને બોલી. "હું ફુલ વેચનારી છું."

"અહિ ત્હને શું પ્રયોજન છે?"

"હુ ફુલ વેચવાને આવી છુ."

"મ્હારે અત્યારે ફુલ લેવાનો વખત નથી."

"જી, ભલે આપ ન ખરીદશો પણ, આ હુ ત્હમારેજ માટે તૈયાર કરીને લાવી છુ. એટલે તે હુ આપનેજ આપીને ચાલી જઇશ."

પાપિષ્ઠા દલિયા જરા આગળ ચાલીને તે ખડમાં જઇને ઉભી. જોયું કે, રૂપ જોવા જેવું છે. આટલી સુન્દર ના હોય તો પછી શાહજાદા ચાહે પણ શાના? આટલી માધુરી, આટલું સૌંદર્ય, આટલા રૂપના તરંગ, આટલાં સુન્દર ચક્ષુ, આટલી સુન્દર ભમરો, આટલી સુન્દર કાળી વેણી, ત્હેના ઉપર આ ઉજવળ કાન્તિમય તડિત્ જડિત્ રૂપતરંગ અને તેના ઉપર નીલ–ઓઢણાનો બહાર; જાણે કાળાં વાદળામાં વિજળી ઘેરાણી! પાપિષ્ઠ દલિયા બોલી: "હું પુરૂષ શા માટે ન થઇ? તેમ હોત તો આ રૂપનો મર્મ હુ સમજી શકત. પગે પડીને પૂજા કરત, મલિન મુખ જોતા પ્રેમ કરત અને વિના દ્રવ્યે વિક્રીત થઇને રહેત. હાય! રમણી થઇને રમણીના રૂપનું મૂલ્ય હું શુ સમજી શકું?"

સુન્દરી જૂલિયા કોમલ કંઠે બોલી: "ફુલવાળી! રીસાતી ના. ત્હારાં ફુલ હું લઇશ. ત્હારો ધંધો કેટલા વખતથી છે?"

દલિયાએ સહાસ્ય ઉત્તર આપ્યો: "જે દિવસથી હું પ્રેમનો મર્મ સમજી છું, પોતાના હૃદયને મ્હેં પરનું કર્યું છે. જાણી જોઇને પગમાં જંજીર પહેરી છે, દીવો લઇને કુવામાં પડી છું, તે દિવસથી મ્હારૂં મન મ્હેં પારકાના હાથમાં સોંપ્યું છે."

જૂલિયાએ, ફુલવાળીનો આ અદ્દભુત ઉત્તર સાંભળીને સ્હેજ સ્મિત કર્યું. ઘણી ફુલવાળીઓ બહારગઢમા આવી ગઇ હતી પરંતુ આના જેવી એક પણ ન્હોતી આવી. હજીપણ વધારે કૌતુક જોવાની ખાતર જૂલિયા બોલી: "તું જેને ચાહે છે તે શુ ત્હને મળી શકતો નથી?"

"ન મળી શકે શા માટે?

"ત્યારે તે ત્હને છોડી શા સારૂ દે છે?"

"તે તો તે જાણે."

ફુલવાળી ઉભી હતી. કોઇએ ત્હેને બેસવાનુ ન કહ્યુ. તે પોતાની મેળેજ સેતરંજી પર બેસી ગઈ. ફુલની માળાઓ જૂલિયા સન્મુખના એક સુવર્ણ પાત્રમાં રાખીને તે બોલી: "ગુસ્તાખી માફ કરજો બીબી સાહેબ! આ હાર હું આપનેજ પહેરાવીશ."

જૂલિયા સમ્મત થઇ. ફુલવાળી જૂલિયાને શણગારવા લાગી. વખત જોઇને કાનની પાસે તે બોલી: "હુ ફુલ વેચવા નથી આવી. મ્હને શાહ-જાદાએ મોકલી છે."

આ વાત બીજા કોઇએ સાભળી નહિ. સાભળી ફક્ત એક જૂલિયાએ. જૂલિયાએ બાંદીઓ વિગેરેને વિદાય કરી દીધી. તે સદા પ્રફુલ્લ, હાસ્યમય મુખ, સ્હેજ જાણે મલિન થયુ. ચદ્ર વાદળાને ઓથે આવી જતા જેમ મલિન થાય, સ્વચ્છ જળની નદીના હૃદય પર મેઘની છાયા પડતા તેમાં મલિનતા આવે અને ચિન્તા આવતાં સુન્દરીની સુન્દરતા જેમ ઝાંખી પડી જાય તેમ સુન્દરી જૂલિયાને પણ થયુ. તે બોલી: "શું ખબરો છે, ફુલવાળી?"

દલિયા પાપિષ્ઠાએ તે પત્ર બહાર કાઢયો. પત્રમાં જે લખ્યું હતુ તે વાંચીને જૂલિયા ઘણીજ શોકગ્રસ્ત થઈ. તે બોલી: "હવે ઉપાય?"

"ઉપાય આપના હાથમા."

"કેમ કરીને જવાશે? દુર્ગાધિપતિનો સખ્ત બન્દોબસ્ત છે. જેથી સહજમાં અંદર આવવું કે બહાર જવું તે ઘણું મુસ્કેલ છે. જવાનું થતાં પણ છૂપે વેશે જવું પડશે અને તે પણ ઘણી સાવધાની સાથે."

"ત્હેનો ઉપાય હુ કરીશ. મ્હારો આ પેશવાજ અંગરખુ અને ઓઢણી, જો આપને તિરસ્કાર ન લાગે તો, આપ પ્હેરી શકશો."

"ત્યાર પછી ત્હારો ઉપાય ?"

"તે હું પોતે વિચારીશ. એવો કોઇ આ દુર્ગમાં નથી કે જે દલિયાને બંધનમાં રાખી શકે"

"જો પકડાઇ ગઇ તો ?"

"તો હું મરીશ."

"મ્હારે માટે તું શા માટે મરીશ ?"

"મ્હારે કોઇ નથી. આશા નથી, ભરોસો નથી, જીવને સુખ નથી. આ જીવનનું કાંઇ મુલ્ય નથી. આપના કલ્યાણને માટે જો હું મરી શકું તો મ્હારૂં મહાભાગ્ય !" આટલું અસત્ય બોલતાં દલિયાની જીભ અટકી નહિ.

જૂલિયાએ કહ્યું: "ત્યારે તું હવે જમી પરવારી લે. સન્ધ્યા થતા જે કરવાનું હશે તે કરી લેવાશે"

ફુલવાળીએ કબુલ કર્યું.

નિત્ય વ્હેતા જલ-વ્હેણની માફક, ગાડાના ફરતા ચાકની માફક, સમય જેમ નિત્ય ચાલ્યો જાય છે તેમ આજે પણ થયું. સન્ધ્યા થતા આકાશમાં અન્ધકાર આવ્યો. તારા ફૂટી નીકળ્યા. ગગનને ખોળે ઉડતા પંખીગણ માર્ગ ભુલીને ઉડાઉડી કરવા લાગ્યાં. પપૈયો કાતર કંઠે બોલવા લાગ્યો. અસ્તગામી, સૂર્યના ઝાખા પ્રકાશથી રંગિત વાદળા ક્રમશઃ કાળાં થઇ ગયા. ચંદ્રના પ્રકાશે બહારગઢના કિલ્લાને ઉજ્વલિત કરી દીધો.

જૂલિયાએ દલિયાને બોલાવી કહ્યું: "ફુલવાળી ! બધો બન્દોબસ્ત મ્હેં કર્યો છે. વેશ બદલવાની કંઇ જરૂર નથી. પૈસા આપીને પહેરાવાળાનાં મ્હો મ્હેં બંધ કર્યા છે. ત્હેમને મ્હે કહ્યું છે કે, 'નજદિકમાં સિદ્ધ-પીરની જે દરગાહ છે ત્યા કાલ શુભ દીવસે મંગલાર્થ રેવડી આપવા જવું છે.' આજ તો હવે જવાનુ નથી, એટલે હમણાં તો તું પાછી જા."

દલિયાએ કહ્યું: "ઠીક, પણ, તેમને આવવાનો સમય બપોરનો છે. કાલ જરા રાતના બહાર નીકળીએ તો ઘણું સારૂં. નદી તીરના ઘાટ પર હું રાહ જોઉ ?"

જૂલિયાએ કહ્યું: "ઠીક ત્યારે તેમ કરજે. પણ તું કાલે આવજે ખરી !"

૭.

તંબૂમાં એકલો બેસીને ઔરંગઝેબ કોઇની રાહ જુએ છે. દિલ્લીના એક ખાનગી પત્રપરથી, બહારગઢના કિલ્લાપર હલ્લો કરવાનો વિચાર પડતો મુકવો પડયો છે. એવામાં પહેરેગીરે આવીને ખબર આપી: "બખતિયાર-ખાં આવ્યા છે."

ઔરંગઝેબ ઉઠીને ઉભા થયા. ત્હેમણે કહ્યું: "ગુલામ ત્હેમને આવવાનું કહે!"

એક લાબા પહોળા શરીરવાળી મુર્તિએ, સૈનિકે, તે ઘરમા પ્રવેશ કર્યો. કુર્નિસ કરી ત્હેણે કહ્યું: "સમ્રાટ ઘણું જીવો."

'સમ્રાટ' સંબોધનથી ઔરંગઝેબના ઓષ્ઠાધર સ્હેજ હસ્યા. ત્હેણે કહ્યું: "આપ કઇ આગળથીજ ભવિષ્ય વાણી કરતા લાગો છો. આપની સદિચ્છાને હું ધન્યવાદ આપુ છું."

બખતિયારે કહ્યુ: "દીવ્ય ચક્ષે હુ જોઇ શકુ છું કે દિલ્લીનું સિંહાસન આપનુંજ છે. સુલતાનદારા વિધર્મી છે. લોક ત્હેને ચહાતા નથી. શાહશુજા પણ વિલાસી છે. રાજદંડ ગ્રહણ કરવાની ત્હેનામાં શક્તિ નથી. સુન્દરીઓના વિલોલ કટાક્ષ આગળ તે મરી જાય છે. તખ્તેતાઉસપર બેસવાને તે યોગ્ય નથી. અત્યારે સેવકને આપે કાંઇ સંભાર્યો છે?"

ઔરંગઝેબ કેટલોક વખત વિચાર કરીને બોલ્યો: "બખતિયાર સાહેબ! ત્હમારા પત્રમાં ઉલ્લેખ કરેલ પ્રસ્તાવનો મ્હેં સારી રીતે વિચાર કરી જોયો છે. કાલના દિલ્લીના પત્રપરથી જે જાણ્યું છે, તે ઉપરથી વિશેષ વખત ગાળવો તે બને તેમ નથી. અત્યારે બહારગઢને સર કરવાને માટે સૈન્યનો નાશ કરવો એ મ્હને ઠીક નથી લાગતું. ત્હમે કિલ્લાનું તાળુ ઉઘાડી નાખજો અને મ્હારૂં સૈન્ય વિના રકતપાતે કિલ્લો દખલ કરશે. દુર્ગ જીતાયા પછી, તમેજ નવા દુર્ગાધિપતિ થશો."

બખતિયારખાં નીચું મ્હોં રાખી બોલ્યો: "હુ પણ તે માટે તૈયાર છું. પણ, એક વાત..."

"હા, તે હું સમજ્યો છું. સુન્દરી જૂલિયા! નજફાલીની કન્યા!

ઔરંગઝેબ, કિલ્લો ચાહે છે, કિલ્લાના માલેકને ચાહે છે, પણ ત્હેની કન્યાને તે નથી ચ્હાતો. ત્હમેજ તે સુન્દરી લેજો."

"ત્યાર પછી બીજી પણ એક માગણી—"

"હા. તે પણ હું સમજ્યો. ત્હમારી આ મદદને માટે દ્રવ્યનું ઇનામ. નજફાલીના ખજાનામાં જે છે, તેમાંનું અડધો અડધ હું ત્હમને આપીશ. અત્યારે તો મ્હને પણ દ્રવ્યની ઘણી જરૂર છે. લશ્કર વધારવું પડે છે, નહિ તો બધું ત્હમનેજ આપત. પરન્તુ, જીવતા નજફાલી અથવા ત્હેના છિન્ન મસ્તકની મ્હને ખાસ વિશેષ જરૂર છે. એ પાપિષ્ઠને લીધેજ મ્હારે આટલો વિલંબ થાય છે, અને તે અપમાન મ્હને ઘણું લાગે છે!"

બખ્તિયારખાએ કહ્યું "આજ ઘણો સારો લાગ છે. કિલ્લાની અન્દર ફક્ત સો એક માણસ જેટલુંજ સૈન્ય છે. બાકીનું બધું છાવણીમાં છે આજ જો છેલ્લી રાતે, સૈન્ય સાથે આપ બહારગઢ આવી શકો તો ઘણું ઠીક થઇ પડશે. છાવણીમાંનું સૈન્ય, આપના કાર્યને અડચણ નહિ કરે, અને જો કોઇ કદિ કરશે તો તે કિલ્લાની અન્દરનું લશ્કર છે. પરન્તુ ત્હેમની તરવાર, બર્છિ વિગેરે બધાં હથિઆર, શસ્ત્રાગારમાં આજ સ્હવારે, સાફ કરવાને માટે આપવામાં આવ્યાં છે. માણસો બધા હથિઆર વિનાનાં છે. એટલે કામ ઘણું સહેલાઇથી સિદ્ધ થઇ શકશે.

ઔરંગઝેબનું મુખમંડલ પ્રફુલ્લિત થયું. તે બોલ્યોઃ "બખ્તિયાર સાહેબ! અત્યારથીજ હું આપને "નવાબ"નો ખેતાબ આપી સન્માન આપું છું. આપનો બન્દોબસ્ત ઘણો ઉત્તમ છે. ઔરંગઝેબ કોઇનો ઉપકાર કદી ભૂલતો નથી. તોપણ, માણસ શયતાન હોય છે. ખાનસાહેબ! બીજા કોઇ કદાચ એ ન માનતા હોય પણ, ઔરંગઝેબ તો પૂરેપૂરી રીતે તે માને છે. આજ આપ સ્વાર્થના લોભથી મ્હને મદદ કરો છો, પરન્તુ મનની ગતિને ફરતાં કેટલી વાર?"

"આજ નહિ તો બે દીવસ પછી, જે આ વિશાળ હિન્દુસ્થાનનો એક છત્રી સમ્રાટ થશે, ત્હેની સાથે મન ઉંચું થતાં, આ નજફાલીનો ક્ષુદ્ર સેનાપતિ કેટલો બધો વખત ટકી શકશે? જવાબ! હું દુર્ગ ઇચ્છતો નથી,

ઐશ્વર્ય ઇચ્છતો નથી, નવાબનો ખેતાબ ઇચ્છતો નથી, સૂબેદારી ઇચ્છતો નથી. પણ, જેને માટે હું માલિકનુ આ સર્વ નાશ કરવા બેઠો છું, ત્હેનેજ હું ઇચ્છું છું."

"જનાબ ! આપનું લક્ષ્ય દિલ્લીનું સિંહાસન છે, મ્હારૂં લક્ષ્ય જૂલિયા છે ! હું સૌન્દર્યને માટે દિવાનો બન્યો નથી. એ માફ કરજો જહાંપનાહ ! હું જૂલિયાનો ગર્વ ઉતારવા માગુ છુ. નજફાલીનો ગર્વ પૂરો કરવા માંગું છું. એક સામાન્ય સ્થિતિમાંથી હું આ બહારગઢનો સેનાપતિ થવા પામ્યો છતાં, બધા મ્હને જોઇને થથરે છે. પરતુ, એકલી જૂલિયાજ મ્હારી પ્રત્યે તીરસ્કાર કરે છે. નજફાલી મ્હો આગળ નથી હોતો તોપણ તે મનમાં ને મનમાં મ્હને ગણુકારતી નથી. આ રાજ્ય, આ દુર્ગ અને દ્રવ્ય એ મ્હારો ઉદ્દેશ નથી, જહાપનાહ્! હું એ સિંહણીનેજ વશ કરવા માગુ છુ. ત્હેને હું મ્હારી બન્દી-દાસી-બનાવવા માગુ છુ."

ઔરંગઝેબ મનમા ને મનમા સ્હેજ હસ્યો. પ્રકાશ્ય રીતે બોલ્યો: "તેમજ થશે, ખાન સાહેબ ! ઔરંગઝેબ જોકે દુર્ગ ઇચ્છે છે, છતાં નજફાલીના છિન્ન મસ્તકની ત્હેને ખાસ જરૂર છે."

બખતિયાર બોલ્યો "ત્યારે આજ રાત્રિ પછી, આપ સો એક માણસને લઇ આવશો તો, જરૂર કાર્ય સિદ્ધ થશે મ્હારા સૈન્યને હું યુક્તિથી દૂર રાખીશ. અણધાર્યા હુમલાથી, સ્હેજસ્હાજ ગડબડ જેવું થશે અને એ ગડબડમાં મ્હારૂં સૈન્ય આપની સેનાને સહાય કરશે. કોઇ જાણુશે પણ નહિ કે, શાથી અને શું થયું !"

ઔરંગઝેબ ફરી ગભીર મુખે બોલ્યો: "વિચાર તો આપનો ઠીક છે. પરંતુ—"

બખતિયાર શુષ્ક મુખે બોલ્યો: "પરંતુ કેમ, જહાંપનાહ ?"

"કદિ ત્હમારી તરફથી કાંઇ વિશ્વાસઘાતકતા જેવું જોવામાં આવે તો !"

"તો હું કુરાનને સ્પર્શ કરી સોગંદ લઉં છું. આપની સાથે વિશ્વાસઘાતકતા કરીને હું ક્યાં નાસી જવાનો હતો ?"

ઔરંગઝેબ આંગળી પરની હીરાની વીંટી તરફ દૃષ્ટિ ફેરવીને બોલ્યો:

"એ બધું ખરૂ, પણ જે એકવાર એવું કરી શકયો છે, તે ફરીને વળી તેવું નહિ કરે ત્હેનું શું પ્રમાણ?"

"જનાબ ! સ્વાર્થ સિદ્ધિને માટે, કોણ જગતમાં એવાં કામ નથી કરતું? જૂલિયાએ મ્હને ગાંડો બનાવ્યો છે. બેઅદબી જેવું લાગે તો માફ કરજો જૂલિયાને માટે હું નરકની પ્રજા પણ થઇ શકુ છું ! જૂલિયાને પામીશ એમ ધારીનેજ હું આટલે દૂર અગ્રેસર થયો છું "

ઔરંગજેબે મનમાં ને મનમા વિચાર કર્યો: "મ્હારી સચેત આંખ આગળ બખ્તિયારથી કાંઇ પણ થઇ શકશે નહિ, અને કદિને તે એવું કરશે તો મ્હારી સેના ત્હેનું છિન્ન મસ્તક તરતજ મ્હારી આગળ હાજર કરશે."

બખતિયાર કુરનિસ કરીને વિદાય થયો. ત્હેના આ ભયંકર પાપ–કાર્યનો સાક્ષી રહ્યો, ફક્ત તે વિરાટ બ્રહ્માન્ડનો અનન્ત શક્તિમાન અધિશ્વર ! બીજો, આકાશના અસંખ્ય ઉજ્વલ તારાઓ અને ત્રીજો એક જણ. ત્હેણે છૂપાઇને આ બધી વાત સાંભળી હતી. તે બીજુ કોઇજ નહિ, પણ તે પેલી પાપિષ્ઠા દલિયા હતી. પરન્તુ અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે તે અનિચ્છાએ અને અણધારી, આ ભયંકર મત્રણાની ગુપ્ત શ્રોતા રૂપે હાજર હતી.

૮.

બ્હાર અશ્વ બાધેલો હતો. બખતિયાર ચિન્તાપૂર્ણ મુખે બ્હાર આવીને તે અશ્વ ઉપર સવાર થયો. તે જે કરીને આવ્યો હતો તે હવે પાછું ફરે તેમ નહતું મનમાં ત્હેણે વિચાર કર્યો કે, વિશ્વાસઘાતકતા એ મહા પાપ છે! પણ કોણ તે નથી કરતું? સ્વાર્થને માટે કોણ વિશ્વાસનો ભોગ નથી આપતુ! અને તેમાં આ તો ઔરંગજેબ જાતે છૂપી રીતે દિલ્હીના સિંહાસનને માટે નિકળ્યો છે. સમ્રાટની મના છતાં પણ તે રાજધાની તરફ સૈન્ય લઇ જાય છે. ત્યારે દિલ્હીના સમ્રાટની વખતે જે પાપ નથી તે, આ ગરીબ બખતિયારની વખતે શા માટે પાપ હોઇ શકે? જ્યારે નજફાલી મરશે ત્યારે આ બહારગઢ મ્હારી મુખત્યારીમાં આવશે અને જૂલિયા જ્યારે મ્હારી પાસે

બેસીને-મ્હારૂં દાસીપણું કરશે અને મ્હારા અનુગ્રહથી વેચાશે-ત્યારે અર્થ બળે, અસિબળે અથવા ગમે તે કોઇ ઉપાયે લોકનાં મ્હો હું બંધ કરીશ."

બખતિયારે ફરી વિચાર કર્યો: "રાજ્યસિંહાસન, ચિરકાળ કોઇ એક જણને ત્યાં બંધાયલા રહેતા નથી. નજફાલી આ દુનિયામાં એકદમ સુબેદાર થઇને જન્મ્યો નહતો. જે ઉપાયે ત્હેણે આ બહારગઢ કબ્જે કર્યો હતો, તે સાંભળતાં પણ કંપારી છૂટે. પાપનુ પ્રાયશ્ચિત બધુ આ જન્મમાંજ છે. એણે પાપ કર્યું છે અને દયામય ખુદાએ મ્હને એના પાપના પ્રાયશ્ચિતને માટે નિમિત્ત કરીને મોકલ્યો છે. તે સિવાય બીજી એક વાત. હું કદી ત્હેને મદદ કરૂં, વિશ્વાસઘાતક ના થઉં તો પણ ત્હેનુ કેટલુ બળ? દિલ્લીના બાદશાહના અગણ્ય સૈન્ય સામે તે કેટલો વખત ટકી શકે? વચમા હુ પણ મરૂં અને તે પણ મરે!"

"જૂલિયા! જૂલિયા! તું અહંકારી છે, પણ અતિ સુન્દર છે તું મ્હારો તિરસ્કાર કરે છે પણ હુ ત્હને ચાહુ છુ. તું પાછુ ફરીને જોતી નથી, પરન્તુ હું હૃદયમાં ત્હારી મૂર્તિ આંકીને નિર્જનમા રાત દિવસ ત્હને જોયા કરૂં છુ. મ્હે પ્રતિજ્ઞા કરી છે કે, ત્હને ચાહીને ત્હારા તિરસ્કારને હુ પ્રેમમાં ફેરવી નાંખીશ. ત્હારે માટે આજ વિશ્વાસઘાતક થયો છુ. ત્હારે માટે સેનાપતિ થઇને જે કોઇએ કર્યું નથી, તે મ્હે કર્યું છે હવે પાછા ફરવાનો ઉપાય નથી.'

સ્હામે બે રસ્તા હતા. એક બહારગઢ તરફ જવાનો હતો. બીજો દિલ્લી તરફ. બખ્તિયારનો અશ્વ તે જગાએ એકાએક સ્થિર થઇને ઉભો રહ્યો. થોડેજ દૂર નજીકના અન્ધકારમા એક શ્વેતવર્ણનો કોઇ પદાર્થ જોઇને તે બ્હીન્યો હતો. રસ્તાના સંગમ આગળ પિપળાનું એક વિશાળ ઝાડ હતું. ત્હેની નીચે શ્વેત વસ્ત્રો પ્હેરેલી એક આકૃતિ ઉભી હતી. કેળવાયલો અશ્વ આ આકૃતિ જોતાંજ સંદેહથી સ્થિર થઇને ઉભો હતો. વખત સમજીને બખ્તિયાર ઉતાવળો ઉતાવળો ઘોડા પરથી નીચે ઉતર્યો. તે પડછાયાવાળી આકૃતિ સ્હેજ સરકીને પાછી ખસી. ફરીને તે અન્ધકારમા તે પાછી દેખાઇ નહિ. એ કોણ? કોઇ પ્રેતમૂર્તિ તો નહિ હોય? બીજો કોઇ

હોત તો ભય પામત પણ બખ્તિયારનું હૃદય ઘણું સાહસથી ભરેલું હતું. સજ્જડ મુઠ્ઠીમાં તરવાર પકડીને બખ્તિયાર મ્હોટેથી બોલ્યો: "તુ જે હો તે તુ જ્યાં છે ત્યાં, સ્થિર ઉભો રહે જો હાલ્યો તો મોત આવ્યું સમજજે. આ તીક્ષ્ણ ધારની તરવાર વડે ત્હારા પ્રાણ જશે."

તે આકૃતિ હાલી નહિ, સ્થિર થઇને ઉભી રહી. એ વિરાટ અન્ધકાર ભેદીને, મધ્ય રાત્રિની નિસ્તબ્ધતા ભંગ કરીને, એક ગભીર હાસ્યધ્વનિ નિકળ્યો. બખ્તિયાર આગળ વધીને બોલ્યો. "કોણ છે તુ?"

"મુસાફર!"

"મુસાફર! આટલી રાત્રે અહિ એકલો કેમ ઉભો છે?"

"બહારગઢના ભવિષ્યના કીલ્લેદાર, બખતિયારખાંને મળવું હતું એટલા માટે."

"ભવિષ્યના કીલ્લેદાર!" બખતિયાર ચમકી ઉઠયો "કોણ હશે આ? ભીતરની છાની વાત આણે શી રીતે જાણી?" બખતિયાર બોલ્યો: "ત્હારા કંઠસ્વર, ત્હારી આકૃતિ પ્રકૃતિ વગેરે ઉપરથી જણાય છે કે, તું કોઇ સ્ત્રી છે, તુ કોઇ યુવતી છે એમ હુ માનુ છુ. તું આટલી રાત્રે અહિ એકલી શા માટે?"

"જનાબ! હું બહારગઢથી પાછી આવતી હતી. અશ્વનાં પગલા સાંભળીને હુ આ ઝાડને ઓથે ઉભી રહી."

"બહારગઢ શા માટે ગઇ હતી? ત્હેં કેમ કરીને જાણ્યુ કે, હું બખતિયારશાહ છુ?"

"આપે રસાલો કેટલો અને સૈન્ય કેટલુ રાખ્યુ છે તે જોવાને માટે હુ બહારગઢ ગઇ હતી. આપ બખતિયારશાહ છો તે પણ હુ જાણુ છું. તે દિવસે રાત્રે ઔરંગજેબની સાથે મંત્રણા કરવા આપ મોગલ છાવણીમા..."

"બખતિયાર ત્વરાપૂર્વક એકાએક પોતાની તીક્ષ્ણ તરવાર તે રમણીના ખભા ઉપર મુકીને બોલ્યો: "શયતાની! ત્હારૂં ખૂન કરીશ. મ્હને જણાય છે કે, તું અમારી બધી ગુપ્ત વાત જાણે છે. તુ કોણ છે તે હું જાણતો નથી છતા હુ ત્હને જીવતી રહેવા દઇશ નહિ. તુ મરીશ તો આ વાત જગતમાં બીજું કોઇ પણ જાણવા પામશે નહિ."

રમણી અન્ધકારમાં હસી પડી ! મૃત્યુ મ્હો સ્હામે હતું છતાં પણ તે હસતી હતી ! બખતિયારે તરવાર ઉઠાવી લીધી. તે બોલ્યો: "ત્હારી મતલબ હું સમજી શકતો નથી. મોત ત્હારી સ્હામું છે છતાં પણ તું બ્હીતી નથી ? તું કોઇ અદ્દભુત સ્ત્રી જણાય છે ! "

"મ્હને ત્હમે મારશો શા માટે બખતિયાર સાહેબ ? મ્હેં આપનું શું બગાડયું છે ? એક દિવસમાં આટલું બધું પાપ એક સાથે ના કરતા ! માલિકનું સત્યાનાશ અને રમણીની હત્યા ! એ બધું એકજ દિવસે ન કરવુ જોઇએ ! "

બખતિયાર આ શબ્દો સાભળીને ઘણો ગુંચવણમાં પડયો. આ બધી શી વાત ! આ અદ્દભુત રમણી કોણ ? આવા ગભરાટમાં તે અગાઉ કદી પડયો નહતો.

ચંચળ મને ત્હેણે પ્રશ્ન કર્યો: "યુવતી ! ત્હારૂં નામ શું ? "

"આ બદીનું નામ દલિયા."

"દલિયા આહા ઘણું સુન્દર નામ ! કદી પણ અગાઉ સાંભળ્યુ નહતું. પણ, આટલી રાત્રે તુ કયા જશે ? "

"મોગલ છાવણીમાં."

બખ્તિયાર કાંઇ વિચારમા પડયો. બોલ્યો: "ના એ રસ્તો તો બંધ છે. મ્હારી સાથે તું ચાલ."

"કેમ ? "

બખ્તિયારે આ 'કેમ' નો જવાબ આપ્યો, ઘડીકમાં ક્રોધે ભરાયલા વાઘ્રની માફક, કોમલાંગી દલિયાને પોતાના ઘોડાની પીઠ ઉપર ઉપાડી લીધી, અને બ્હારગઢનો રસ્તો પકડયો. દલિયાએ તેમા જરા પણ વાંધો લીધો નહિ. કેમકે, તે દુષ્ટા પણ બહારગઢજ પાછી જવા માગતી હતી.

દીવાના પ્રકાશથી ઉજ્વલ, સુસજ્જિત એક ખડમાં, બખતિયાર બેઠો છે. સ્હામે ઉભી છે પેલી નિડર સુન્દરી દલિયા ! બખતિયાર બોલ્યો; "દલિયા ! તું આટલી બધી સુન્દર ! હાય, કાલે ત્હને જોઇ હત તો, કદાચ જુલિયાને હું ભુલી શકત ! નરક તરફ મ્હારે નીચે ઉતરવું ન પડત ! "

દલિયાએ ઉત્તર ન આપ્યો. ત્હેના રાતા ઓઠ ઉપરની એક મલિન હાસ્ય રેખાએજ ત્હેનો ઉત્તર વાળ્યો. તે દુષ્ટા નિડર હૃદયે બોલી: " બખ-તિયાર સાહેબ ! એ વાત હવે જવા દો મ્હારા જેવી એક અદના ગુલામડી આપની આકાક્ષાને યોગ્ય નથી. મગદુર શી હતી આપની કે, આપ આમ સહેલાઇથી મ્હને અહિ લઇ આવો ! મ્હેં વાધો લીધો હોત તો આપ કદી મ્હને અહિ લાવી શકત નહિ. પણ, મ્હારે આપની આગળ એક ખાસ જરૂરી કામ હતું તેથીજ હું મરજીપૂર્વક અહિં આવી છું."

બખતિયાર ઘણો વિસ્મય પામ્યો. તેણે જોયું કે. દીવાનો ઉજ્વલ પ્રકાશ પડતા, તે સુન્દરી દલિયા હતી તેનાથી પણ વિશેષ સુન્દર દેખાય છે. તે કળના પૂતળા માફક સ્તબ્ધ થઇ ગયો. કહ્યું: " દલિયા ! મ્હારી માર્ફત ત્હારૂં શું કામ બની શકશે ? "

દલિયાએ કહ્યું: "સેનાપતિ ! બધી વાત ચોખ્ખે ચોખ્ખી રીતે સ્પષ્ટ ન કહું ત્યાં સુધી આપ સમજી શકશો નહિ. હુ ઘણી કમનશીબ છું. એક વખતે, મ્હારા પિતા આગળ અતુલ ઐશ્વર્ય હતું. મ્હારા પિતાના પ્રાણ લઇને ઔરંગજેબે ત્હેમનું બધુ પડાવી લીધુ. મ્હને કેદ કરી. જે જુલિયાને આપ ચાહો છો, તે જુલિયાના પિતા નજફાલિ કરતાં પણ અમારી સ્થિતિ તે વેળા ઘણી સારી હતી."

" હું બંદિની થઇ છતા પણ મ્હારૂં બધુ કષ્ટ ભૂલી ગઇ, એક જણનુ મુખ જોઇને મ્હારા અન્તરની જવાલા ગઇ. તે કોણ ? તે શાહજાદા મહંમદ ! ઔરંગજેબનો પુત્ર ! ઔરગજેબે મ્હને ત્હેની તાબેદારીમાં મુકી. હું, શાહ-જાદાન રૂપ વહ્નિમાં પાગલ પતંગીઆની માફક ઝિંપલાવી પડી ! "

" મ્હે મનમાં ધાર્યુ હતું કે; "શાહજાદા જેવી રીતે મ્હારા ઉપર મમતા રાખે છે, તે ઉપરથી એક દિવસ હું ત્હેની હૃદયેશ્વરી થઇને દિલ્હીના રંગ-મહોલમાં સ્થાન પામીશ. એજ ઉચ્ચ આશા હૃદયમાં પોષીને મ્હેં આટલા દિવસ કહાડયા છે. પરન્તુ જૂલિયાએ મ્હારૂં તે સુખસ્વપ્ન ભાગી નાંખ્યું છે."

" શાહજાદાને નજફાલિએ કેદ કર્યો હતો એ વાત આપને માલૂમ છે. ત્હેની સુન્દરી કન્યા જૂલિયાએ ત્હેને મુક્ત કર્યો હતો. જૂલિયાનું રૂપ

જોઇને શાહજાદા મ્હને ભુલવાનો યત્ન કરે છે. ગમે તે, બની શકે તે ઉપાયે જૂલિયાને મ્હારે ત્હેની નજરથી આઘે ખસેડવી છે. આપ જુલિયાના રૂપમા મુગ્ધ છો તો આપ ત્હેને બીજાની થવા ન દેશો. એટલાજ માટે હુ આપની સહાયતા ઇચ્છુ છુ."

"સેનાપતિ! આજીવન આપે હાથમા તરવાર સાથેજ વ્યતીત કર્યું છે. એટલે આપ રમણી–પ્રેમની ગભીરતા કેવી રીતે સમજી શકશો? જેને હુ ચાહું છું, જેને માટે મ્હેં આટલુ કષ્ટ સ્વીકાર્યુ છે, જેનું સુન્દર રૂપ હૃદયની ઉંડી ગુહા-માં છૂપાઇને મ્હેં રાત દિવસ જોયુ છે અને જેના ચરણુમાં મ્હે મ્હારૂં સર્વ-સ્વ વેચ્યુ છે, ત્હેને હુ આ પ્રાણુ રહેતા બીજાનો કદી થવા દઇશ નહિ."

"જૂલિયાને આપ ઇચ્છો છો. હું ઇચ્છુ છુ શાહજાદા મહમદને! આ બાબતમા આપણુ બન્નેનો સ્વાર્થ એકજ રીતનો છે. મહંમદને જૂલિ-યાની આખથી દૂર ન કરી શકાય ત્યા સુધી તે આપની થશે નહિ. અને જૂલિયા આપની ન થાય તો હું શાહજાદાને ન મેળવી શકું! હવે આપ મ્હારા મનની વાત સમજયા ને?"

બખતિયાર હવે બધુ બરોબર સમજી શકયો, ઉત્સુક હૃદયે સરલતાથી તે બોલ્યો: "દલિયા! હુ ત્હને મદદ કરીશ. પણુ એક વાત; હુ ત્હમારી છાવણીમાં ગયો હતો તે, ત્હે કેવી રીતે જાણ્યુ?"

"મ્હે અનાયાસે ત્હારી વાત સાંભળી હતી, હુ જે વેળાએ મહંમદને લઇને જૂલિયાની પાસે જવા તેમના તબુમાં ગઇ હતી. ત્યારે જૂલિયાનું નામ સાંભળતાં હું સ્હેજ ત્યા અટકી અને બધી વાત મ્હેં સાંભળી. આપ છાવણી મુકીને ચાલ્યા જાવ તે પ્હેલાં મહમદને લઇને હું બહાર નીકળી આવી."

"ઠીક, એ બધું તો હું સમજયો. પણુ શાહજાદો અત્યારે કયાં છે?"

"નદી કિનારે મસજીદના ખડેરમાં. જૂલિયાની પાસે!"

"તું હવે શુ કરવા માગે છે?"

"એવી રીતનો બન્દોબસ્ત કરો કે, જેથી જૂલિયા કીલ્લામાં પાછી જઇ ન શકે. શાહજાદો મહંમદ પણુ અત્યારે આપની હદની અન્દર છે,

ત્હેમને પણ બન્દી કરો. મ્હારી આ નમ્ર વિનતિનો સ્વીકાર કરો. ત્હેમાં આપણ બન્નેને લાભ છે."

"મ્હારે તે બધું કબુલ છે, પણ ત્હારા કહેવા ઉપર વિશ્વાસ શો? તું આગળ ઉપર આ બધી વાત જાહેર નહિ કરે ત્હેનુ શુ પ્રમાણ? સ્ત્રીની જાત, ઘણીજ અવિશ્વાસી હોય છે."

"મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ રાખો, નીચ વંશમાં આ દલિયાનો જન્મ નથી થયો. હૈયાની જવાળામાં હુ આજ સપડાઇ ગઇ છું. અત્યારે સ્વાર્થ એજ મ્હારૂં લક્ષ્ય છે. આપના અનિષ્ટમાં મ્હને શો લાભ છે? આપ મ્હને સહાયતા કરો છો, તેથી હુ આપની આગળ કૃતજ્ઞ છું."

"દલિયા, તુ અહિં થોભી જા, હું પાછો ન આવું ત્યાં સુધી તું અહિંથી ખસી શકીશ નહિ. જ્યા સુધી હું ન આવું ત્યા સુધી તું મ્હારી કેદી છે."

"હુ તે કબૂલ રાખું છું."

બખતિયારખાંએ એક પેહેરેગીરને બોલાવ્યો. ત્હેને કહ્યું: "આ બીબીનું બેગમની માફક સન્માન કરજો. પણ, હું ન આવું ત્યાં સુધી એને છોડશો નહિ. નહિ તો, તમારો જીવ ગુમાવશો."

બખતિયાર તે અંધારી રાત્રિમાં, ઘોડો દોડાવતો ફરીને રાજમાર્ગ ઉપર થઇને ચાલવા લાગ્યો. જૂલિયાના દર્શનની આકાંક્ષાજ ત્હેના હૃદયમાં અત્યારે પ્રબળ હતી. પરન્તુ, ત્હેને તે માટે વધારે શ્રમ લેવો પડયો નહિ.

૯.

"જૂલિયા! જુલિયા! પ્રિયતમે! પ્રાણાધિકે!"

"કેમ હૃદયેશ્વર! કેમ પ્રિયતમ!"

"ફરીને ક્યારે હું ત્હને જોવા પામીશ? મ્હારા પિતા સાથે ત્હમારે શત્રુતા ઉત્પન્ન થઇ છે અને થોડાજ વખતમાં કીલ્લો તાબે થશે. ઔરંગઝેબની સ્હામે ત્હારા પિતા ટકી શકશે નહિ. કદી તે અમારા હાથમાં બન્દી થયા તો?"

"શાહજાદા! એ શંકાનો ત્યાગ કરો. ત્હમારો પત્ર મળતાંજ મ્હેં

ત્હેમને કોઇ પણ ન્હાને સાવધાન કરી દીધા છે. અને આજની રાત પૂરી થતામાં તો તે કીલ્લાની બહાર પણ નિકળી ગયા હશે."

"પણ જૂલીયા! તેમ થશે તો પણ તુ મ્હારી નહિ થઇ શકે કેમકે, ત્હારા પિતા બહારગઢને કદી જવા દે તો, કીલ્લો તો અમારે કબ્જે આવશે, પણ તું તો ત્હેમની સાથે હોઇશને? હું તો ત્હમારો શત્રુ! એટલે મ્હારી સાથે ત્હારાં દર્શન થવાં પણ દુર્લભ! જૂલિયા! શા સારૂ મ્હને ત્હેં ત્હારી મોહિનીમા આમ ભાન ભૂલાવ્યો?"

જૂલિયા બધું સમજી શકી. ચિરવિરહની મલિન છાયા, ત્હેના નેત્ર–માર્ગમાં ફુટી નિકળી. જૂલિયા આશા પૂર્ણ સ્વરે બોલી: "શાહજાદા! કદી દયામયની ઇચ્છા હશે તો, આપણું મળવું અસંભવ નથી!"

તે વેળાએ રાત્રિનો બીજો પ્હોર પૂરો થયો હતો. મહંમદ છાવણીમાં પાછા ફરવાને માટે વ્યાકુળ થઇ ઉઠયો. પ્રિયતમાનો સહવાસ પણ, તે વેળાએ ત્હેને દુઃખદ જણાયો. શાહજાદો રૂદ્ધકંઠે બોલ્યો; "જૂલિયા, પ્રિયતમે! આજ વિદાય આપ. કદી જીવતો રહેવા પામીશ તો ફરી મળીશ. વખત ઘણો થયો છે અને હુ છૂપી રીતે છાવણીમાથી ચાલ્યો આવ્યો છુ."

જૂલિયા પણ છાની રીતે કીલ્લામાંથી નિકળી આવી હતી. ત્હેનું હૃદય પણ ધીમે ધીમે શક્તિહીન થતું જતું હતું. પાછા ફરવા માટે તે પણ વ્યાકુળ થઇ.

તે નિર્જન રાત્રે, તરંગવાળી ન્હાની નદીના તીરે, અસંખ્ય ઉજ્વલ તારાઓને સાક્ષી રાખીને, પ્રકૃતિને સાક્ષી રાખીને, અરસપરસ અશ્રુ વિનિમય કરીને, તે પ્રેમિક દંપતિ દુઃખી હૃદયે, પોતપોતાના સ્થાન તરફ પાછાં ફર્યાં. કોણ જાણે છે કે, ફરીને તેઓ ક્યારે મળશે?

જૂલિયા મધ્ય રાત્રે, હિમ્મતથી હૈયું દૃઢ રાખીને, બહારગઢ તરફ આગળ વધી. કદી પણ તે ઘરની બહાર નિકળી ન હતી. આજ પ્રેમાકાંક્ષા, મેળાપની આશા, અને હૃદયની પ્રબળ પ્રવૃત્તિએ, ત્હેને આટલે દૂર આણી હતી. જેટલો વખત તે પ્રિયતમની પાસે હતી, તેટલો વખત ચિન્તા ત્હેનો ત્યાગ કરી ગઇ હતી. પણ, અત્યારે ચિન્તા ફરીને પાછી આવીને હાજર થઇ.

સ્હામેજ કીલ્લાનો અતિ ઉચ્ચ દરવાજો હતો. જૂલિયાએ વિચાર્યું: "હેનું દુઃખ પૂરૂ થયુ છે." આશાના આનન્દથી હેનું હૈયું ફુલી ઉઠયું. પણ કીલ્લાના દરવાજા નજીક પહોંચતા હેણે જોયું તો, દરવાજો અન્દરથી બન્ધ હતો.

જૂલિયાને તે મ્હોટા પ્રમાદ જેવું લાગ્યુ. હેનું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું. તે સુન્દર મુખ ઉપર કલાન્તિનું ચિહ્ન લઇ, અતિ ક્ષીણ સ્વરે જૂલિયાએ સાદ કર્યો; "કોણ છે અન્દર, દરવાજા ઉઘાડો?"

તે અધકારમાં એક જણે જાણે કોઇ જગાએથી ઉત્તરનો પ્રતિધ્વનિ કર્યો, બોલ્યો: "દરવાજો ઉઘાડવાનો હુકમ નથી. આટલી રાત્રે આ કીલ્લામાં ત્હમારે શુ કામ છે?"

જૂલિયા આ જવાબથી થથરી ઉઠી. નજર આગળ કોઇ જણાતું નથી ને આ ઉત્તર કોણ આપે છે. તે કોણ? જુલિયાએ વિસ્મય સાથે જોયું કે, એક લાંબા શરીરનો માણસ અન્ધકારમા શરીર ઢાંકીને, ધીરે ધીરે સ્હામો આવે છે. જુલિયા ભયથી કપી ઉઠી. તે આકૃતિ નજીક આવીને "કોણ છો ત્હમે? કીલ્લાના દરવાજાનું આટલી રાત્રે તમને શુ પ્રયોજન છે?"

"હુ કીલ્લાના માલેકની પુત્રી છુ કીલ્લામા દાખલ થવા માગું છુ. દરવાજા બન્ધ કોણે કર્યા છે?"

અન્ધકારમાં વીંટાયલો દીર્ઘકાય પુરૂષ, કઠોરતાથી બોલ્યો: "નજફાલિખાની કન્યા આટલી રાત્રે દુર્ગની બ્હાર ગઇ હતી! શા માટે?"

જૂલિયાએ રૂષ્ટચિત્તે જવાબ આપ્યો: "હેનું કારણ જાણવાનું ત્હમને કંઇ પ્રયોજન નથી. કહેવું ન કહેવું તે દુર્ગાધિપતિની કન્યાની ઇચ્છાને અધીન છે. હેના પિતાના દુર્ગદ્વાર હેને માટે હમ્મેશ ખુલ્લા છે!"

"એ ખરૂ પણ તે બધા દિવસો હવે ગયા છે. સુન્દરી! નજફાલિના હુકમથી, દરેકને માટે આજ દ્વાર બન્ધ થયાં છે. હુ પોતે સેનાપતિ છું છતાં મ્હને પણ અન્દર પ્રવેશનો અત્યારે અધિકાર નથી."

જૂલિયાએ હવે તે અન્ધારામાં લપેટાએલા પુરૂષને ઓળખ્યો. તિરસ્કારપૂર્વક તે બોલી: "કોણ બખતિયારખાં? ત્હમેજ જાણી જોઇને આજ

મ્હારૂં નિકંદન કહાડવા બેઠા છોકે?"

"કોણે કહ્યું જૂલિયા! કે મ્હેં આ બધુ કર્યુ છે? ત્હમારા પિતાનો હુકમ હતો. હું તો તેમનો એક માત્ર આજ્ઞાનુવર્તી સેવક છું, પરન્તુ, ત્હમે આટલી રાત્રે, એકલા કયાં ગયાં હતાં?"

"હું ગમે ત્યાં ગઇ હોઉં બખતિયાર! તે સાંભળવાનો ત્હમને શું અધિકાર છે?"

"અધિકાર છે તેથીજ, ના હોત તો ના કહેત. ત્હમે નહિ કહો તો એ હું એ બધુ જાણું છું. આટલી રાત્રે, પઠાણ સરદાર નજફાલિની કન્યા, અભિસારિકા વેશે દુર્ગની બહાર ગઇ હતી એ વાત લોકો જાણશે તો તેઓ શું કહેશે?"

જૂલિયાના મુખમંડલે અન્ધકારમા ભયંકર ક્રોધ ધારણ કર્યો જૂલિયા કઠોર સ્વરે બોલી "બખતિયાર! સભાળીને વાત કરજો. જે બોલ્યા છો તે જો ફરીને બોલશો તો ત્હમારા મ્હો ઉપર લાત પડશે."

બખતિયાર હસીને બોલ્યો: "ત્હારા જેવી સુન્દરીના પગની લાત ખમવાને આ સેનાપતિ બખતિયારખાં હમેશ તૈયાર છે. ત્હારા સુન્દર, સુકોમલ, ગુલાબી ગાલ ઉપર આ નિર્જન રાત્રે ચુમીની એક રેખા આંકવાને પણ તે જરાયે સંકોચાશે નહિ."

જુલિયા આ અપમાનના ક્રોધથી ધ્રુજવા લાગી. તે વખતે તે શક્તિહીન, આશ્રયહીન હતી. તે બોલી: "કાયર પુરૂષ! તું, આ અગણ્ય સૈન્યનો સેનાપતિ કે! ત્હારૂં આ તિરસ્કારજનક શરીર મ્હારા પિતાના અન્નથી શું નથી પોષાયું? તું ત્હારા માલિકની કન્યાનું આવી રીતે અપમાન કરવા સાહસી થયો છે? કાલ સ્હવારે નજફાલિ આ વાત સાંભળશે તો, ત્હારૂં માથું ધડથી જુદું થઇ, ધૂળમાં રોળાતું થશે!"

બખતિયાર હો હો કરતો હસી પડયો. આ હસવું બેદરકારીનું હતુ, બદલાતું હતુ. ત્હેના હૃદયમાં તિરસ્કારનો દાવાનળ સળગતો હતો. નીચ પ્રતિહિંસાથી ત્હેનું હૃદય વ્યાકુળ થયું હતું તે બોલ્યો: "જુલિયા! નજફાલિનું માથું હુંજ કાલે ધ્હેડથી જુદું થયેલું જોઇશ, કાલ સ્હવારમાં તું પણ

જોઈ શકશે કે, બખતિયારખાં બહારગઢનો સુબેદાર થયો છે, અને જુલિયા ત્હેનીજ થઇ છે, રે ! ત્હેની કૃપાની ભિખારિણી થઇ છે."

જુલિયા આ સાંભળીને ઘણી આશ્ચર્ય પામી. આવું અનિષ્ટ બનવાની વાત સાંભળીને ત્હેનુ મન આકુળ થયું. તે બોલી "આ બધુ શું કહો છો બખતિયાર ?"

બખતિયારે કહ્યુઃ "જે બનવાનુ છે તેજ કહું છું. જુલિયા, તુ જાણે છે કે, આ અસંખ્ય સૈન્ય અત્યારે મ્હારા તાબામાં છે. ત્હારા પિતા તો ફક્ત એક નામનાજ સુબેદાર છે. મ્હેં મ્હારૂં સમસ્ત સૈન્ય ઔરંગજેબની સહાયતામાં મુકયું છે. આજ રાત પૂરી થતાં પ્રભાતના પ્રકાશની સાથે સાથે તું જોઇશ કે, નજફાલિ મોગલ સેનાના હાથમાં બન્દી થયો છે અને દુર્ગ મ્હારે કબ્જે છે."

"વિશ્વાસઘાતક ! નરાધમ ! પ્રભુદ્રોહી ! નરકમાં પણ ત્હને સ્થાન નહિ મળે !"

"નરક ક્યાં છે સુન્દરી ? મિથ્યા ભય શા માટે બતાવે છે ? જ્યાં જુલિયા છે ત્યાંજ સ્વર્ગ છે. જ્યારે આરાધનાથી તુ મ્હારી ન થઇ ત્યારે આજ બળપૂર્વક હુ ત્હને મ્હારી બનાવીશ. પગે પડીને મ્હેં જ્યારે ત્હને વિનવ્યું હતું ત્યારે ત્હેં મ્હારા તરફ નજર સરખી પણ ન્હોતી કરી ! હવે તું જોજે કે, ત્હારેજ મ્હને પગે પડીને વિનવવુ પડે છે કે નહિ ?"

"છિટ્ છિટ્ પિશાચ ! આ પ્રભુ દ્રોહિતા, આ વિશ્વાસઘાતકતા ત્હેં શા માટે કરી ? શા માટે જાણી બુઝીને તું જહન્નમના ખાડામાં ઉતર્યો ?"

"ત્હારેજ માટે જુલિયા."

"મ્હારે માટે !"

"હા. ત્હારેજ માટે તું જો સહેલાઇથી મ્હારી થઇ હોત તો આ કલંકિત કામમાં મ્હારે હાથ નાખવો ન પડત, નજફાલિએ જો ત્હને, મ્હારા માગ્યા પ્રમાણે, મ્હારી સાથે મેળવી આપી હોત તો, તું આજ જોત કે, આ બખતિયાર અહિંઆ ઉભે ઉભે, ત્હારા મ્હો સ્હામું જોઇને, અગણ્ય સૈન્ય લઇને, હૃદયનું લોહી અર્પીને, માલિકનું કામ કેવી રીતે બજાવી લાવે છે !

ઓરંગજેબનું કપાયલુ માથું હુજ મ્હારા માલિકના કદમમાં રજુ કરત ! ત્હારા રૂપથી મ્હારૂં હૃદય છલાછલ ભરાઇ ગયુ છે, અને હવે મ્હને લાગે છે કે, જો તુ ન મળે તો મ્હારે મૃત્યુ એજ બહેતર છે."

"બખતિયાર, તું સેનાપતિ નથી ! તુ વીર નથી ! આટલી નીચતા ત્હારા હૃદયમાં? કાપુરૂષ ! હજી પણ એ કામ કરતા પાછો ફર. એ સંકલ્પનો ત્યાગ કર. મ્હને દુર્ગમા પાછી જવા દે. સૈન્ય લઇને મ્હારા પિતાને મદદ કર. ત્હેં જે કર્યું છે તે કોઇને પણ હુ જણાવીશ નહિ. ફક્ત જાણશે માત્ર એક તું અને આ જે મહાશક્તિમાન છે તે. ત્હારા એ સત્કાર્યને માટે તું કહીશ તો હું ત્હને એક સાચા ભાઇની માફક ચાહીશ."

આ તિરસ્કારથી, તે પાપી જરા પણ પલળ્યો નહિ. તે વખતે તે ઘણે દૂર ચાલ્યો ગયો હતો. દૃઢ પ્રતિજ્ઞા સહિત બખતિયાર બોલ્યો: "જૂલિયા ! ત્હારા સહસ્ર આગ્રહ, ત્હારા સુન્દર ચક્ષુમાંથી વ્હેતી અશ્રુધારા અને ત્હારા જેવી શ્રેષ્ઠ સુન્દરીનું કરૂણાજનક કલ્પાત એ કશાથી પણ આ બખતિયારના મનનો સંકલ્પ તું પાછો ફેરવી શકીશ નહિ."

જૂલિયા ધીમે ધીમે તે જગાએ બેસી ગઇ. ઘુંટણીએ પડીને અશ્રુ-પૂર્ણ નેત્રે એકવાર આકાશ તરફ નજર કરી. જોયું તો, તેજ અતિ વિશાળ કાળા આકાશમાં અસંખ્ય તારાઓ, હમ્મેશ ચમકતા હતા તેવી રીતે આજે પણ પ્રકાશે છે. વાદળા પાસે થઇને વાદળાં દોડી જાય છે. થર ઉપર થર બાંધીને અન્ધકાર જામે છે. પ્હેલા જે દિવસ હતા તે આજે પણ છે. તેની તેજ પૃથ્વી, એની એજ સ્નેહમયી પ્રકૃતિ, તેને તે સમુન્નત વિશાળ દુર્ગ, એનું એ નંદન વન સમાન બહારગઢ: એ બધુ પ્હેલાં જેમ હતુ તેમ આજે પણ છે. ફકત પોતાનુ બધુ સત્યાનાશ વળ્યુ છે. જે દુર્ગમાં પેસતી વખતે અસંખ્ય સવારો, કેટલાએ સીપાઇઓ ત્હેની સાથે જતા હતા, જે જગાએ પિતાની સાથે પ્રવેશ કરતી વેળાએ સૈનિકો હથિઆર નમાવીને માન આ-પતા, તેજ દુર્ગદ્વાર આજ ત્હેને માટે બન્ધ છે. આજ તે અનાથિનીની માફક પ્રવેશને માટે એક પાપિષ્ટની પાસે દયા માગે છે.

જૂલિયા અશ્રુપૂર્ણ નેત્રે ઉપરના અનન્ત વિશાળ નીલ આકાશ તરફ

જોઇને બોલી: " દયામય, અનન્ત શક્તિમાન ખુદા ! આજ ત્હમે મ્હારી આ સ્થિતિ કરી પ્રભુ ? "

તે સુન્દર ગાલ ઉપર ધીમેથી વહેતા અતિ સુન્દર, કરૂણાજનક અશ્રુ બિન્દુ જોઇને પણ પાષાણહૃદય બખ્તિયારનુ હૃદય ગળ્યું નહિ. તે હૃદયમાં પ્રેમ નથી-તે કઠોર પ્રાણમા મમતા નથી-તે પાષાણહૃદયમાં હેત નથી. તેમાં હતો ફક્ત-નીચ સ્વાર્થ, રૂપ તૃષ્ણા અને પશુ જેવી પ્રવૃત્તિ! તેજ તે વેળાએ ધૂ ધૂ કરીને સળગતી હતી. પાપિષ્ઠ બખ્તિયાર, કહેતાં લજ્જા થાય છે કે જૂલિયાની આ કરૂણ દશાથી હૃદયમાં આનન્દ પામ્યો !

બખ્તિયાર જે વાકય બોલ્યો હતો, તે દરેક શબ્દો સંપૂર્ણ રીતે સત્ય હતા, તે બધુ જૂલિયા સમજી હતી. તેજ રાત્રે જો દુર્ગમાં દાખલ ન થવાય તો, ત્હેના પિતાને માથે જે બધી વિપદ હતી તેમને પણ જગત્ માં ઉભા રહેવાનુ સ્થાન ન હતું, તે પણ તે સમજી હતી. બખ્તિયારના મ્હો સામુ જોઇને નિરાશ હૃદયે તે બોલી: " બખ્તિયાર ! મ્હે ત્હારૂ શુ બગાડયું છે કે, ત્હે મ્હારે માટે ઉભા રહેવાનુ સ્થાન પણ ન રાખ્યું ? "

બખ્તિયારના હૃદયમાં હજી પણ કરૂણાની છાયા ન હતી. તે સ્વચ્છદે બોલ્યો " કેમ જૂલિયા ! ત્હારે ઉભા રહેવાનુ સ્થાન નથી શા માટે ? એમ કેમ બોલે છે ? આ હૃદયમાં ત્હારા સિવાય બીજુ કોઇ ઉભું રહેનાર નથી. "

જૂલિયાનું મુખમંડલ તિરસ્કારથી રાતું થયું. અભાગિની ધીરે ધીરે તે જગાએ બેસી ગઇ. દારૂણ ચિન્તાથી, થાક અને કંટાળાથી, ત્હેનુ શરીર ઘણું દુર્બળ થઇ ગયું હતુ. નિરાશાની ઉત્તેજનાથી દેહ શક્તિહીન થયો હતો. ત્હેને મૂર્ચ્છા આવવા જેવું થયું.

બખ્તિયાર બોલ્યો: " જૂલિયા ! સ્હામેજ મ્હારો વિશાળ મેહેલ છે. મ્હારા શૂન્યગૃહમાં ચાલ. ત્હારા સુન્દર ચરણવડે મ્હારા ગૃહમાં ખુદાઈ નૂર શોભી ઉઠશે. મ્હારી જીવનની આકાંક્ષા પૂર્ણ થશે. સંકલ્પ મ્હારી ઇચ્છાનેજ અધીન છે. તું માને તો હજી પણ હું મ્હારો પ્હેલાંનો સંકલ્પ પાછો ફેરવી શકું. "

જૂલિયા અભિમાનથી ફુલાવા લાગી. ક્રોધને લીધે ત્હેને વાક્યસ્ફુર્તિ પણ ન્હોતી થતી. તે બોલી: "જીવન રહેશે ત્યાં સુધી ત્હારા જેવા પાપિષ્ટને ત્યાં પગ નહિ મુકું, દુર્ગમાં પ્રવેશ નહિ કરી શકું, પિતાની સ્નેહમય સોડમાં સ્થાન નહિ પામુ અને છેવટે શાહજાદાને પામી શકું તો પણ હુ ત્હારે બારણે ચ્હડીશ નહિ. નજફાલિની કન્યા કદી નીચ થઇ શકશે નહિ. રસ્તે રસ્તે ભીખ માગીને ખાઇશ, પણ ત્હારે ત્યાં હું કદી આવીશ નહિ. કંઇ નહિ તો પછી છેવટે મરવાની સ્વાધીનતા તો છે."

બખ્તયાર કઠોર હસીને બોલ્યો: "રસ્તે રસ્તે રખડવાની ત્હારી સ્વાધીનતા ત્હેં ગુમાવી છે જૂલિયા! એ વખત હવે નથી. વૃથા વાક્ય બોલવાથી બહુમૂલ્ય વખત નકામો જાય છે. તુ મ્હારે ઘેર ચાલ."

"કદાપિ નહિ, આ જીવનમાં જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી તે કદી નહિ બને. પાપિષ્ઠ દૂર થા!"

તે પાપિષ્ઠ દૂર ન ખસ્યો. થાકને લીધે જૂલિયા મૂર્ચ્છા ખાઇને પડી. જૂલિયાનો તે સુદર સુખચંદ્ર, નિશ્ચલ દેહ છાતી ઉપર રાખીને, કાપુરૂષ બખતિયાર પોતાને ઘેર પહોંચ્યો—જૂલિયાને ઉંચકી લઇ ગયો!

ત્યાર પછી બખતિયારે તેજ રાત્રે, કેટલાક સિપાઇઓ મોકલીને, શાહજાદા મહંમદને પણ રસ્તા વચ્ચેથી પકડી મંગાવ્યો. અત્યારે શાહજાદો અને જૂલિયા બન્ને બખતિયારખાંનાં કેદી છે!

૧૦.

જેના પહેરા નીચે, સેનાપતિ બખતિયારશાહે દલિયાને કેદી રૂપે મુકી હતી, ત્હેનું નામ ઇસ્ફાનઅલ્લી હતું. ઇસ્ફાનઅલ્લીએ આશ્ચર્ય સાથે જોયું કે, સેનાપતિએ જે બીબીને કેદી બનાવી ત્હેના પહેરા નીચે મુકી હતી ત્હેના જેવી સુન્દર રમણી ત્હેણે કદી નજરે જોઇ નહતી.

ચતુરા દલિયાએ પણ જોયું કે, તે પહેરેગીર ત્હેની તરફ તૃષ્ણાતુર દૃષ્ટિથી જોયા કરે છે, તે તરતજ ત્હેના મનનો વિચાર સમજી ગઇ. બખતિયારે કાંઇ સારા ઉદ્દેશથી ત્હેને બન્દિની કરી ન્હોતી તે પણ, તે સ્હમજી હતી, અને તેથીજ ત્હેને લાગ્યું કે, પલાયનજ આ બાબતમાં ઉત્તમ છે; અને પલાયનમાં જો

કદી કોઇ સહાય થાય તેમ હોય તો તે આ અજ્ઞાન પહેરાવાળો હતો. આમ સમજીને ત્હેણે તેજ ગત્રે દુર્ગ તરફ પાછા વળવાનો નિશ્ચય કર્યો.

તેણે સુરમો આંજેલી ચચળ આખ વડે એક સહજ કટાક્ષ ફેંકીને મ્હોં ઉપરનું કપડુ પૂરેપૂરૂં ખસેડી નાંખીને, પહેરેગીરને તેણે હાથના ઇસારાથી બોલાવ્યો, તે પાસે આવ્યો એટલે ત્હેણે પૂછ્યુ: ' પહેરેગીર સાહેબ ! આપનું નામ શું ? "

" આ ગુલામનુ નામ ઇસ્ફાનઅલ્લી. "

" ઇસ્ફાનઅલ્લી ! કેટલુ સરસ નામ ! સ્ત્રીલોકનુ હૃદય ઘણુંજ ચચળ હોય છે. ઇસ્ફાન સાહેબ ! હુ એક જણને ચહાતી હતી. પણ ત્હેનુ નામ ઘણું ખરાબ હતુ. ત્હમે અહિ કેટલા વખતથી છો મિયા સાહેબ ? '

ઇસ્ફાનઅલ્લીને બીચારાને, બરોબર આ વેળાએ સ્ત્રી મરી ગઇ હતી. દેશથી ખબર આવી હતી, પણ આ યુદ્ધ થવાનો સભવ હોવાને લીધે દેશમાં જવાની રજા મળી નહતી. તે ઉત્સુકતાપૂર્વક બોલ્યો. " અહિ હુ લગભગ એક વરસથી છુ. "

" પગાર શુ મળે છે ? "

" ઘણોજ જૂજ. દસ દિનાર ! "

ફરી એકવાર પાછું નેત્રકટાક્ષ ફેંકાયુ ! દલિયા, તે પાપિષ્ઠા દલિયા, સ્મિત વદને બોલી: " ઇસ્ફાન ! આટલો બધો સુન્દર ત્હમારો ચહેરો ! ખુદાએ ત્હમને બાદશાહ બનાવીને કેમ પેદા ન કર્યા ? હાય ! નસીબ ! "

ઇસ્ફાન લાબો નિસાસો મુકીને બોલ્યો: " ત્હેની મરજી. હુ અતિ ક્ષુદ્ર, એ બધું કેવી રીતે સમજી શકું બીબી ? "

" ઇસ્ફાન ! ખરૂં કહો, જીવનમાં ત્હમે કોઇની પણ ઉપર પ્યાર કરેલો ખરો કે ? "

ઇસ્ફાનને પોતાની મરી ગયલી સ્ત્રીનું ભરેલું સુન્દર ગોળ મ્હોં, એકવાર યાદ આવ્યું. તે મુખ અને આ સુન્દર મુખ ! તે ઉતરેલે મુખે બોલ્યો: "ના."

" કદી કોઇ ત્હમને ચહાય તો, ઇસ્ફાન સાહેબ ? "

" તો ત્હેને પ્રાણ સમર્પણ કરૂં. "

"ત્હમને વિશ્વાસ આવશે? મ્હે ત્હમને પ્હેલા જોયા ત્યારથીજ હું ત્હમને વ્હાતી થઇ છું. હું રંગમહેલમાં રહું છું, બાદશાહનો પગાર ખાઉં છું. મ્હારે ઘણા પૈસા એકઠા થયા છે. ત્હમે ચાકરી મુકીને મ્હારી સાથે ચાલો, હુ ત્હમને સોનાના પૈસા આપીશ, સોના જેવું હેત આપીશ, ને હું ત્હમારી થઇને રહીશ."

ઇસ્ફાનઅલ્લીનું ક્ષુદ્ર મસ્તક ભમી ગયુ. આવી વિહ્વલ અવસ્થામાં વળી ફરી એકવારકુ તેવુજ તીવ્ર કુટાક્ષ ફેંકાયુ! હીનબુદ્ધિ ઇસ્ફાન બોલ્યોઃ "ત્હમારા કહેવા ઉપર વિશ્વાસ શો? ત્હમે શાહજાદાને યોગ્ય છો. આ ગરીબને તમે ચાહો એ માની શકાય તેવુ નથી."

તે દિવસે મેળાપ કરાવવા દૂતીનુ કામ કર્યુ હતું. ઇનામ તરીકે જૂલિયાએ ત્હેને કેટલીક અશરફી આપી હતી, તે તેની પાસેજ હતી. દલિયા તે ઇસ્ફાનના હાથમાં મુકીને બોલી "આ થેલી ઉઘાડીને જુઓ તો મિયાં સાહેબ કે, ત્હેમા શુ છે? એ બધુ ત્હમારેજ માટે છે."

ઇસ્ફાને જોયુ કે, અનેક ચક ચકતી સોના મ્હોરથી, તે થેલીનો દેહ ભરેલો છે. તેને ખાત્રી થઇ. આહ્લાદ ચિત્તે, સહજ સ્મિત કરતો તે બોલ્યોઃ "મ્હારે શુ કરવાનુ છે બીબી સાહેબ?"

દલિયા ગભીર મુખે બોલીઃ "મ્હારી સાથે ચાલો. ફરી ત્હમારે અહિં પાછુ આવવું નહિ પડે. શાહજાદા મહમદશાહ મ્હારા ઉપર ઘણી મહેરબાની રાખે છે. તેમના તાબામાં હું ત્હમને હવાલદારી અપાવીશ અને આપણે બન્ને સુખમા દિવસ પૂરા કરીશુ."

ઇસ્ફાન બોલ્યોઃ "સેનાપતિએ આજે સખ્ત હુકમ આપ્યો છે કે, કોઇ પણ સ્ત્રીલોકને આજ કિલ્લાની બહાર જવા ન દેવી; તેટલા માટે ત્હમારે આ સ્ત્રીવેશ બદલવો પડશે અને પુરૂષનો પોષાક પહેરવો પડશે. ત્હમારે તે કબૂલ છે?"

"પુરૂષનો પહેરવેશ કયા મળશે?"

પહેરેગીર ઇસ્ફાનઅલ્લી પોતાના થાણામા જઇને, એક જોડ સિપાઇનાં કપડા લઇ આવ્યો. દલિયા તે પ્હેરીને સિપાઇના વેશમાં કીલ્લાની

બહાર નિકળી ગઇ. કોઇ પણ પહેરાવાળાને કીલ્લા બહાર જવાની મના નહતી. ઇસ્ફાન ત્હેની આગળ આવીને નક્કી કરેલી જગાએ ત્હેની રાહ જોતો હતો. પણ દલિયાએ તે રસ્તે ન જતાં મોગલ છાવણીનો રસ્તો લીધો. દુર્બુદ્ધિ ઇસ્ફાન સહજ વારમાં છેતરાઇ ગયો !

## ૧૧

રાતનો છેલ્લો પ્હોર હતો. હજી પણ આકાશમાં તારા સળગતા હતા. વાદળાં દોડતાં હતાં. ચન્દ્ર ડૂબતો હતો. મલિન ચન્દ્રના ઝાંખા કિરણમાં, વાદળાંઓ સ્નાન કરીને હજી પણ સહજ પ્રફુલ્લ બનીને હસતાં હતાં. અને પ્રકૃતિ હાસ્ય મુખે, સ્થિરભાવે, તે ઝાંખા ચન્દ્રના પ્રકાશમાં કાળા વાદળાંની રમત જોતી હતી.

દલિયા બહારગઢના દરવાજાથી અડધોકેક કોસ પ્હોંચી ન પ્હોંચી તેટલામાં ત્હેણે જોયું કે, એક સૈનિક યોદ્ધા એક નવી નાંખેલી છાવણીના દરવાજા આગળ ઉભો છે. ત્હેને જોતાંજ દલિયા થરથરી ઉઠી.

સૈનિક પુરૂષ પણ કમરમાંથી તરવાર ખેંચીને આગળ ધસી આવ્યો. કઠોર અવાજે તે બોલ્યો: " તું કોઇ પઠાણ સૈનિક જેવો જણાય છે ! કોણ છે તું ? "

દલિયા જવાબ આપવાની હતી કે ? તે પુરૂષને તે ઓળખી શકી હતી. બ્હીકથી તે થરથર ધ્રુજતી હતી. તો પણ હજી ત્હેના હૃદયમાં અત્યન્ત સાહસ હતું. ત્હેણે ખોટું બોલવાનુ શરૂ કર્યું.

તે બોલી: " હુ પઠાણ છું. બખતિયાર સાહેબે મ્હને મોકલ્યો છે. કોઇ ખાસ સન્દેશો પહોચાડવા માટે. "

તે વીર પુરૂષની આંખ ફરી ગઇ. અન્ધકાર હતો એટલે કોઇ તે જોઇ શક્યું નહિ. તે બોલ્યો: " બખતિયાર ! બખતિયાર કોણ ? "

" નજરાલિનો સેનાપતિ ! "

" કો'ની આગળ ત્હને મોકલ્યો છે ? "

" ઔરંગજેબ બાદશાહની આગળ. "

ત્હેના તે શંકાગ્રસ્ત મ્હો ઉપર સ્હેજ હસવું આવ્યું. સ્વર પરિવર્તન

કરીને તે બોલ્યો: "પઠાણુ! ત્હારી સાથે ઔરંગઝેબનો મેળાપ થશે નહિ. તે અત્યારે ઘણા કામમાં છે. મ્હને તું ત્હેમની બધી વાત કહી શકશે. હું ત્હેમનો વિશ્વાસપાત્ર હજુરી છું."

પાપિષ્ઠ દલિયા બધુ સમજતી હતી. તે આકૃતિ ત્હેણે ઘણા વખતથી ઓળખી હતી. ત્હેણે જોયું કે, ખોટું બોલવાથી ફક્ત ગુંચવાડોજ ઉત્પન્ન થાય છે. ત્હેને ચુપ કરીને ઉભો રહેલો જોઇને તે વીર પુરૂષ દૃઢ સ્વરે બોલ્યો: "ત્હારે જે કહેવાનું હોય તે તું મ્હનેજ કહે."

"બખતિયારે આપને હમણાંજ સૈન્ય લઇને જવાનું કહ્યું છે."

"તુ કોણ છે? ત્હારા કહેવાની ખાત્રી શી? બખતિયારની નિશાની ક્યાં છે?"

ગુપ્ત વેશી દલિયા હવે મ્હોટા સંકટમાં પડી. સળગી ગઇ તે નિશાની! તે છાનીમાની કાંઇ વિચાર કરવા લાગી.

તે યોદ્ધા તરતજ ત્હેને જોર પૂર્વક ગળામાંથી પકડીને બોલ્યો: "પાપિષ્ઠ કોણ છે તું?"

"મ્હને છોડી દો. હું સ્ત્રી જાત છુ."

"સ્ત્રી! આટલી રાત્રે સિપાઇના વેશમા!" તે વીર પુરૂષે તિરસ્કારની સાથે ત્હેને મુકી દીધી.

દલિયા કાંઇજ બોલી નહિ. ચુપ કરીને ઉભી રહી, તે વીર પુરૂષે એક સિસોટી વગાડી, ચારે બાજુથી પાંચ સાત મ્હોટા પડછંદ સિપાઇઓએ, ભાલા, તરવાર સાથે આવીને દલિયાને ઘેરી લીધી.

અન્ધકારમાં ઢંકાયલી આકૃતિ ગંભીર સ્વરે બોલી: "આ સ્ત્રીને કેદી કરીને લઇ જાવ. બે પહેરાવાળીના કબજામાં ત્હેને સોંપી દો. એનાં કપડાંની અન્દર જો કોઇ કાગળ પત્તર છૂપાવેલો હોય તો તે લાવીને મ્હારી આગળ રજૂ કરો."

પાપિષ્ઠા દલિયાને હવે લાગ્યું કે, મોત નજીક છે. સ્વયં ઔરંગઝેબ ઉભા રહીને આ હુકમ ફરમાવે છે. તે થરથરતી થરથરતી બોલી "જહાંપનાહ! જુલમ કરવાની કાંઇ જરૂર નથી. હું આપનીજ બન્દી દલિયા છું.

અન્ધારામાં આપ મ્હને ઓળખી શકતા નથી."

ઘડીકેકમાં દલિયાએ સિપાઇનાં કપડાં કહાડી નાંખ્યાં. ઔરંગજેબ તે આકૃતિ ઓળખી શકયો. તે બોલ્યોઃ "દલિયા! આટલી રાત્રે તું બહારગઢ શા માટે ગઇ હતી?"

દલિયાએ ઉત્તર ન આપ્યો. ઉત્તરનો ત્હેણે રસ્તો રાખ્યો નહતો. ખરી વાત કહેતાંજ ત્હેનું મોત નક્કી હતુ. ઔરંગજેબ પણ વખત ગુમાવવા તૈયાર નહતો. તે બૂમ પાડીને બોલી ઉઠયોઃ "શયતાની! બધી વાત ખુલ્લે ખુલ્લી રીતે કહે, નહિ તો કાલ સ્હવારે ત્હને જીવતી કબરમાં દટાવીશ."

દલિયાએ ધ્રુજતે હાથે, એક કાગળ બહાર કહાડયો. તેજ કાગળ શાહજાદા મહંમદે પોતાને હાથે લખીને જૂલિયાને મોકલ્યો હતો. તેમાં જૂલિયાના પિતાને નાશી જવાની ચેતવણી આપેલી હતી. દલિયાએ તે કાગળ જૂલિયાને આપ્યો નહોતો. ત્હેણે જે આપ્યો હતો તે બનાવટી હતો. તર્કટ કરીને, પોતાની ઇચ્છા પ્રમાણે વાત ઘડી કહાડીને, એક નવો કાગળ ત્હેણે તૈયાર કર્યો હતો, અને તે પ્રમાણે યુક્તિથી, જૂલિયા અને મહમદનો ત્હેણે મેળાપ કરાવ્યો હતો, મેળાપનો ઉદ્દેશ બન્નેનુ ધુળધાણી કરવાનો હતો. એટલે તે કાર્ય કોઇ બીજા ઉપાયે કરવું એવી ત્હેની ઇચ્છા હતી. પણ ભવિષ્ય ત્હેને ફેરવીને જૂદેજ પંથે લઇ ગયુ હતું.

ઔરંગજેબે જોયું કે, પોતાનોજ પુત્ર-શત્રુને સાવધાન કરી મુકે છે. જે નજફાલિએ પોતાનું અપમાન કર્યુ હતું, ત્હેનોજ પ્રાણ બચાવવાનો ત્હેણે યત્ન કર્યો છે. ઔરંગજેબે વિચાર્યું પોતાનોજ પુત્ર કર્તવ્યહીન, આત્મશૂન્ય થયો છે. બાદશાહનો પુત્ર આવી રીતનો થાય એ ઘોર કલંકજ ગણાય!

ત્યાર પછી ત્હેણે જોયું કે, જે અપરાધને માટે સામાન્ય લોકને પ્રાણદન્ડની શિક્ષા થતી, જે અપરાધને માટે બખતિયાર દુષિત અને પોતાની આંખમાં તિરસ્કાર જનક હતો, તેજ અપરાધથી પોતાનો પુત્ર પણ અપરાધી છે! ઔરંગજેબ ક્રોધથી સળગી ઉઠયો.

જે ત્હેના મૃત્યુ પછી આ વિશાળ હિન્દુસ્તાનનો સમ્રાટ થઈ શકે તે, એક સામાન્ય સુન્દરીના મોહમય કટાક્ષથી પોતાને ભુલી જાય, તેવું તેનું એ

કર્તવ્યહીન આચરણ, સંપૂર્ણ રાજનીતિ વિરૂદ્ધ હતું! આટલુ ક્ષુદ્ર અન્તઃકરણ! શાહજાદા નામને એ યોગ્ય ન કહેવાય! રાજકુટુંબમાં રાજપુત્ર થઇને હેનું જન્મવુંજ વૃથા! પરંતુ એ ચિન્તાનો અત્યારે સમય નથી. રાત પૂરી થઇ હતી. તે છૂપી રીતે સેના લઇને બહારગઢની સીમા સુધી આવ્યો હતો. જે છાવણી મુકીને તે આવ્યો હતો, તેમાના ઘણાક તો જાણુતા પણુ ન હતા કે, તે છાનો માનો ચાલ્યો આવ્યો છે. ઔરંગઝેબ સમજ્યો કે મહંમદ નિશ્ચય અત્યારે છાવણીમાં પાછો ફર્યો હશે અને તે છાવણીમાંજ હશે. પુત્રને પણુ તે ક્ષમા આપવાને ઇચ્છતો નહતો. દુર્ગ જીતાયા પછી, હેણે કરેલા અપરાધ માટે, હેનો ન્યાય કરવામા આવશે.

ઔરંગઝેબે પહેરેગીરોને કહ્યુંઃ "આ શયતાનીને હમે અહિં કેદ કરી રાખો અને સાચવજો કે તે નાસી જવા ન પામે."

તરતજ હુકમનો અમલ થયો હતભાગિની દલિયા પોતાની બુદ્ધિના દોષને લીધે, પ્રેમની પ્રતિહીંસામા કેદી થઇ.

કહેવાની જરૂર નથી કે તેજ રાત્રે, બખતિયારની સહાયતાથી, ઔરંગઝેબે ઘણી સહેલાઇથી દુર્ગ કબ્જે કર્યો. વિના રક્તપાતે, કોઇ પણુ વિઘ્ન નડયા સિવાય, દુર્ગ તેમના અધિકારમાં આવ્યો. બીજે દીવસે સ્હવારે લોકોએ ઘણા વિસ્મય સાથે જોયુ કેઃ બહારગઢના ઉંચા મિનારા ઉપર મોગલોનો લાલ વાવટો ફરકે છે.

ઔરંગઝેબને સમાચાર મળ્યા કે, નજફાલિ આગળથીજ દુર્ગ ત્યાગ કરીને પલાયન કરી ગયો છે. જૂલિયાની પણુ શોધ કરી, પણુ હેનોયે પત્તો ન મળ્યો!

થોડા વખત અગાઉની એક વાત. તે દીવસે રાત્રે જ્યારે શાહજાદા મહંમદે એક પત્ર લખીને, બહારગઢમાં જૂલિયાને પ્હોચાડવા માટે દલિયાને આપ્યો હતો, ત્યારે દલિયાએ છૂપી રીતે તે વાંચ્યો હતો. કાગળ વાંચ્યા પછી હેના અન્તઃકરણુની જ્વાળા વધી પડી હતી, અને હેણે ધાર્યું હતું કેઃ જૂલિયાજ હેના સુખનો કાટો છે. જૂલિયાનેજ સૌ પ્હેલી ધૂળમાં મેળવવી જોઇએ. જે વખતે શાહજાદા નિદ્રામાં હતા તે વખતે હેણે હેમના

થમાંથા વીંટી કહાડી લઇને એક બનાવટી કાગળ તૈયાર કર્યો હતો. અને ત પતી ગયા પછી, ચોરની માફક, તે વીંટી પ્હેલાં જ્યાં જેવી રીતે હતી ા તેવી રીતે પાછી મુકી આવી હતી.

શાહજાદાએ જૂલિયાને જે કાગળ લખ્યો હતો તે કાગળ શા સારૂ શે છૂપાવી રાખ્યો હતો તે, તે વેળાએ પોતે સમજી નહતી. પોતે જે નાવટી કાગળ તૈયાર કર્યો હતો તે પણ, જૂલિયાને આપવાનો ત્હેનો જીવ લ્યો નહિ. હવે શું કરવું તે પણ નક્કી કરી શકી નહિ.

જૂલિયાએ ઉત્તર લખીને જે કાગળ શાહજાદાને આપવા ત્હેને આપ્યો ા તે પણ ત્હેણે ઉઘાડીને વાંચ્યો હતો. તે કાગળમાં જૂલિયાએ શાહ-દાને મેળાપને માટે પુછાવ્યું હતું. તે દીવસે, ઘોર રાત્રે, દલિયા છાવણીમાં તે જતી હતી તે વખતે, ઔરંગજેબ અને બખતિયારની વચ્ચે ચાલતી ત મસલત, અચાનક રીતે ત્હેના સાંભળવામાં આવી હતી. આટલા વખત પછી યારે, ત્હેને જોઈતો માર્ગ જડી આવ્યો હતો. ત્હેનું અન્ધત્વ દૂર થયુ હતું.

તે પાપિષ્ઠા દલિયા, મનમાં ને મનમા એક દુરાકાંક્ષાથી ઉત્તેજીત . મનમાં ત્હેણે વિચાર કર્યો કે: 'બખતિયારને બહારગઢ પાછા ફરવાને ૭ ઘણી વાર છે.' તરતજ ઉતાવળી ઘોડે સ્વાર થઇ અને શાહજાદાની ે બહારગઢની બાજુએ વ્હેતી નદીના તીર ઉપરની સંકેત કરેલી જગાએ ગળથી આવીને ઉભી રહી. દુર્ગમાંથી જૂલિયાને સાથે લઇને, નદીના ર ઉપર બન્ને જણને મેળવી આપ્યાં. શાહજાદાએ એક મસજીદના ખ-માં ત્હેમને રાહ જોવાનુ કહ્યું હતું તે પ્રમાણે ત્હેણે ન કર્યું. ત્યાર પછી બન્યું તે વાંચકોને ખબર છે. પ્રેમાલાપમાં લીન થયેલા અને હૃદય-મન નાવી બેઠેલા તે પ્રણયી યુગલને પણ તે કાગળ સંબંધીની કોઇ વાત તે ાએ યાદ ન આવી. તેઓ પ્રેમાલાપમાં ઉન્મત્ત હતાં તેથીજ, એક માત્ર ખતિયાર સિવાય દલિયાની આ વિશ્વાસઘાતકતાની વાત બીજું કોઇ ણી શકયું નહિ.

ઔરંગજેબની કેદી થયા પછી તે હીનમતિ પ્રતિહિંસા પરાયણા દલિયા, નાની ભૂલ સમજી. ત્હેને સ્હમજાયું કે, સ્ત્રી પ્રવૃત્તિની ચપલતાને વશ

થઇને, પ્રાણની જ્વાળાથી જે કાર્ય ત્હેણે કર્યું હતું તે હવે પાછુ ફરે તેમ નહતું. મહમંદને માથે વિપદ આવી પડે તે માટે હવે ત્હેને આ શંકાની વ્યાકુલતા થવા લાગી. પાપિષ્ઠા અત્યારે પણ મહંમદને પ્રાણપણે ચહાતી હતી.

૧૨.

અન્ધકાર ! ભયંકર અન્ધકાર ! પ્રકાશ આ જગત્માં ફરીને જાણે પાછો આવશે નહિ. કવિની કલમ ત્હેની ભયકરતા ચિતરવા અસમર્થ હતી. આ અન્ધકાર પશુઓનેજ પ્રિય હતો. મનુષ્ય તે સહી શકે નહિ.

ચારે તરફ દુર્ભેદ્ય વૃક્ષ લતાને વિંટળાયેલું ભયંકર વન હતું. બાજુમાં ગગન સ્પર્શી એક પહાડ હતો. તે વનની ડાબે જમણે ઘણે દૂર સુધી અસંખ્ય મહા વિશાળ ઝાડોની નીચે, કદી પણ માણસના પદ ચિન્હ પડયાં નહતાં. માણસ ત્યા જતું નહિ.

ધીર સમીરમાં વનલતા ડોલતી હતી પણ તે ઘણી ધીરેથી. અન્ધકારમાં, વનફુલ પ્રફુલ્લિત થઈ સૌગધ વિખેરતાં હતાં પણ તે છાની રીતે. વિરાટ્ પાષાણનુ હૃદય ભેદીને ગિરિ નદી કલકલ સંગીત ગાતી ધીરે ધીરે પત્થર ઉપર ઢળી પડતી હતી પણ તે ઘણી મૃદુતાથી.

આજ રાત્રે પ્રકૃતિનુ જાણે મૃત્યુ થયુ હતુ ! સૌન્દર્ય લોપ થાય એટલેજ મૃત્યુ ! અન્ધકારે, પ્રકૃતિનું સૌન્દર્ય લઈ લીધું હતું. આકાશમાં ચન્દ્ર નહતો ! પૃથ્વીની છાતી પર જ્યોત્સ્ના નહતી ! ઝાડ ઉપર કોકિલનો કુહૂનાદ ન હતો ! પ્રકૃતિનું તે મનોહર લીલું સૌન્દર્ય ન હતુ ! સૌન્દર્ય તો ઉપભોગની વસ્તુ ! જે પછીથી જોયું નહિ, જોઇને ભુલ્યો નહિ, ભુલીને ભમ્યો નહિ, ભમીને મર્યો નહિ, ત્હેનુ મુલ્ય અતિ અલ્પ. તે મૃતકનીજ બરાબર. તેથીજ કહ્યું હતું કે "પ્રકૃતિ મરી ગઇ હતી !"

તો પણ તે ભયંકર અન્ધકારના નિર્જન રાજ્યમાં માણસનું અસ્તિત્વ હતું. તે અન્ધકાર રાજ્યની એકની એક વ્યાકુળ પ્રજા હતી એક હતભાગ્ય યુવા પુરૂષ ! તે, તે વિરાટ પહાડની અન્ધકારથી ઘેરાયલી એક નિર્જન ગુફામાં બેસીને, પોતાના ભવિષ્યનો વિચાર કરતો હતો.

પ્રકાશમાં તે જન્મ્યો હતો, પ્રકાશમાં તે મ્હોટો થયો હતો, એટલે

આટલો અન્ધકાર તે સહી શી રીતે શકે? તે વિચારતો હતોઃ મૃત્યુ પછીની નિસ્તબ્ધતા, આના કરતા પણ વધારે ભયકર નહિ હોય?

અકળાઇને તે ચીસ પાડી ઉઠયોઃ "અન્ધકાર હવે સહન થતો નથી. અત્યારે કોઇ અહિ નથી? એક સ્હેજ પ્રકાશ લાવી આપો! પ્રકાશ ન લાવી આપી શકો તો મૃત્યુને બોલાવી લાવો!"

આ દુખી વેદનાનો ઉત્તર મળ્યો. કોણે આપ્યો, તે તે યુવકને ખબર પડી નહિ. ત્હેને ઘણું આશ્ચર્ય થયુ. ત્હેણે સાભળ્યું કે "કોઇ જાણે બોલે છે" કોણ હતભાગી જીવ મ્હારી માફક, જીવન લઇને દુઃખી થઇ રહ્યો છે.

આવા ભયાનક સ્થાનમા પ્રેત સિવાય બીજું કોઇ રહી શકે નહિ. પણ પ્રેતનો કંઠસ્વર તો આવો ઝંકારમય ન હોઇ શકે, એ તો કોઇ અપ્સરાનીજ સગીત ધ્વનિ! આહા! ફરીને એ પાછી કેમ નથી બોલતી? એ વીણા ફરીને પાછી એકવાર કેમ નથી વાગતી?

યુવક વિસ્મય પામી બોલ્યોઃ "કોણ છો ત્હમે? ત્હમે કોઇ પિશાચી છો? સ્વર્ગની પરી છો? માનવી છો કે શયતાની છો? આ મૃત્યુના મુખમાં તમે શા માટે?"

ઉત્તર આપ્યોઃ "હું પણ ત્હમારી માફક ઇશ્વરનો રચેલો જીવ છું. ત્હમે અહિ શા માટે આવ્યા છો?"

યુવક હવે ચ્હીડાયો. પ્રશ્નનો ઉત્તર શુ આવી રીતે અપાય? તે બોલ્યોઃ "હું અહિં મરવાને આવ્યો છુ. ત્હમે શા માટે આવ્યા છો?"

ઉત્તર આપ્યોઃ "મ્હારે પણ તેવીજ ગોઠવણ છે, પણ ત્હમે મરશો શા માટે?"

યુવક બોલ્યોઃ "અહિ આ અન્ધકારમા વિના આહારે જીવવું એ અસંભવ છે. આજ બે દિવસ થયા અનાજ પાણી કઇ મળ્યું નથી."

"હું ત્હમને ખાવાનુ અને પાણી આપીશ. ત્હમને મળતું નથી તે મ્હને મળે છે. ત્હમે પણ કોઇ મ્હારાજ જેવા દુર્ભાગી જણાવ છો. પણ ત્હમે મરવા શા માટે ઇચ્છો છો?"

"જ્યાં સુધી આશા હોય છે ત્યાં સુધી માણસને જીવવાનું ગમે છે.

મ્હારે બધું ગયુ છે. ત્હમારા કંઠસ્વર ઉપરથી જણાય છે કે ત્હમે સ્ત્રી છો. પણ ત્હમે અહિ ક્યાંથી?"

તે નિર્જન ગુહામાથી અદૃશ્ય રમણી મૂર્તિ બોલીઃ "તે બહુ લાંબી વાત છે. બીજી કોઇ વેળાએ વિસ્તારીને કહીશ. કદાચ હું જ્યારે તમને જોવા પામીશ ત્યારે."

યુવક કરૂણુ કંઠે બોલ્યો "અનુમાન ઉપરથી જણાય છે કે, આ ગુહાની બીજી બાજુએ કોઇ બીજી એક ગુહા છે અને તે બન્નેની વચ્ચેનો પથ્થર ઘણું કરીને સ્હેજ વચ્ચેથી ભાગેલો છે. તેથીજ આપણે એક બીજાની વાત સમજી શકીએ છીએ. પણ અહિંથી મુક્ત થવાનો કાંઇ ઉપાય જણાતો નથી."

"છે—" તે અદૃશ્ય રમણી મૂર્તિ બોલી 'ઇશ્વર પર આધાર રાખો. ઉપાય જડશે. આ વચ્ચેનો પથ્થર ત્હમે ભાગી શકશો ? સ્વર ઉપરથી જણાય છે કે ત્હમે કોઇ જુવાન પુરૂષ છો!"

"હા ત્હમારૂ અનુમાન સત્ય છે, પણ ફક્ત હથીઆર નથી."

"હુ હથીઆરનો ઉપાય બતાવુ છુ. ત્હમારા પગ નીચે અનેક ન્હાના ન્હાના પથ્થરના કકડા પડયા હશે. મ્હારે પણ અહિં છે. બે કટકા અણી-વાળા પથ્થર લઇને આવો, એક બાજુએથી આપણે કામ શરૂ કરીએ!"

જુવાન અતિ ઉત્સાહથી કરૂણુ સ્વરે બોલ્યો "હું અત્યારેજ તૈયાર છુ. પણુ હુ જાણતો નથી કે ત્હમે સુન્દરી છો કે કોઇ કુલટા! પણ ત્હમારા સ્વરમાં હુ વીણાનો ઝંકાર સાંભળું છુ. એક દીવસ ત્હમારા આ કંઠસ્વર જેવી એક જણની વાત સાભળવાને માટે હું હમ્મેશ વ્યાકુલ થતો. પરન્તુ હાય! તે આજ ક્યાં હશે?"

તે પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. યુવકે નિરાશ હૃદયે, પાષાણ શય્યામાં અંગ ઢાળ્યુ.

આખમાં નિદ્રા ન હતી. તે સ્થિર રહી શકયો નહિ. એક મ્હોટો અણીદાર પથ્થર લઇને કામ શરૂ કર્યું. આખી રાતની મહેનત નકામી ગઇ

નહિ. એક મ્હોટા જંગી પથ્થર એની મેળેજ સરી પડયો. પ્રકૃતિ સાથેના સંગ્રામમાં એક ક્ષુદ્રશક્તિના માણુસેજ જય મેળવ્યો.

યુવકને તે અન્ધકારમાં લાગ્યુ કે, જે માણુસ ગુહાની બીજી બાજુએ હતું તે અત્યારે ત્હેની ગુહામાં આવ્યું છે. હતભાગ્ય યુવક ઉત્સાહથી ચીસ પાડી ઉઠયોઃ "ધન્ય ખુદા! આજ ત્હેં બે જીવ બચાવવાનો ઉપાય બતાવ્યો."

અન્ધકારમાંથી યુવતી કોયલ કંઠ ઝંકાર દેતી બોલીઃ "આપ મહા પુરૂષ છો. આ અભાગિનીને માટે આપે ઘણો શ્રમ વેઠયો છે."

અત્યારે પાષાણનું પડ તુટેલું હતું. જે પ્હેલાં અસ્પષ્ટ હતું તે હવે સ્પષ્ટ સંભળાતું હતું. તે નિર્જન ગુહાના અન્ધકારમાં, પુરૂષ અને સ્ત્રી જોડાજોડ ઉભા હતા. સ્ત્રીનો કંઠ સ્વર પુરૂષ ઓળખી શકયો. જે એકવાર કર્ણ દ્વારવામાં વીણા ધ્વનિનો પ્રવેશ પામ્યો હતો તે શું હવે ભુલાઇ જાય! રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દને લઇને તો સૌન્દર્ય છે!

યુવક આકુલ ચિત્તે બોલ્યોઃ "ત્હમારો કંઠ સ્વર પરિચિત છે. આખા જીવનમાં જે હું કદી ભુલીશ નહિ તે આ બે દીવસમાં હું કેમ કરીને ભુલુ? ત્હમે શુ તેજ છો?"

યુવતી અન્ધકારમાં ફરી વીણા જેવા મિષ્ટ કણ્ઠે બોલી. "હા, તેજ હુ છું. અભાગિની જૂલિયા મરી નથી! મરી હોત તો ત્હમને આટલી જવાળા સ્હેવી ન પડત. આજ આ નિર્જન ગુહામાં ત્હમે અને હું બન્ને કેદી છીએ તે વાત કોઇ જાણતું નથી. માત્ર જાણે છે એકલો તે પાપિષ્ઠ બખતિયાર." આ વાતથી તેઓ આશા મુકી શકયાં નહિ. અન્ધકારમાં બન્ને જણ એક બીજા સાથે દૃઢ આલિંગનથી બન્ધાયાં. થોડી વાર પછી, જુલિયા રૂંધાયલા કંઠે બોલીઃ "હવે ઉપાય શો શાહજાદા?"

"ઉપાય જગદીશ્વર! અહિંથી પલાયન કરવું જોઇશે જુલિયા! વિલંબ ચાલશે નહિ. સૂર્યોદય પ્હેલાંજ નિકળી જવું જોઇએ."

"પણ નાસીશુ કેવી રીતે પ્રાણાધિક? સ્હામેનું લોહદ્વાર ભાંગવાનો ઉપાય શો? મરવાનો મ્હને કંટાળો નથી. ત્હમને છાતીએ રાખીને મરી શકાય તો મ્હારે સ્વર્ગનું સુખ! ત્હમારો વિરહ એજ મ્હારે મન મૃત્યુ છે! પણુ—"

" જો ! મ્હેં ઉપાય નક્કી કર્યો છે. જે માણુસ ત્હને ખાવાનું આપવા આવે છે તે કાલે પણુ નક્કી આવશે. "

" હા. સભવ તો પૂરેપૂરો છે. "

"ત્હેને આ પથ્થરના ઘાથી વધ કરીને આપણો રસ્તો સાફ કરીશું."

જૂલિયા કંપી ઉઠી. પણુ પોતાના જીવનથી વધુ પ્રિય બીજું શું હોય? તે ઉપરાન્ત વળી, જીવનને જે અધિક પ્રિય ત્હેની રક્ષાને માટે જગત્‌માં ન કરવા જેવું શું હોઇ શકે?

કહેવાની જરૂર નથી કે, બીજે દિવસે સ્હવારે તે કમનસીબ પહેરાવાળાનો વધ કરીને, બન્ને જણુ ફરીને પાછાં ખુલ્લા પ્રકાશમાં પૃથ્વીના પટ ઉપર આવીને ઉભાં રહ્યાં.

મહમદે જૂલિયાને સમજાવ્યું: " છાવણી તરફ પાછાં ફરવું એ બાબતનો આપણે વિચાર કરવાનો છે. પણુ તે પ્હેલાં કેટલાક દિવસ સરાઇખાનામાં રહીને મોગલ સૈન્યના આપણે સમાચાર મેળવવા જોઇએ. ત્યાર પછી વખતનો વિચાર કરીને કામ લેવાશે. જૂલિયા, મહમદના અનુરોધથી પુરૂષનો વેશ પહેરીને, પોતાના પ્રાણાધિકની સાથે ચાલી.

શાહજાદાને ખબર મળ્યા કે " બહારગઢ દખલ થયો છે. નજફાલિ પલાયન કરી ગયો છ. મોગલ સૈન્ય ફત્તેહપૂર સિક્રિને રસ્તે ગયું છે અને બખતિયાર પણુ તે સેનામાં છે. ફરીથી મહાસંગ્રામ ઉત્પન્ન થવાનો સંભવ છે અને દિલ્લીથી સુલતાન દારાએ, નજફાલિની સહાયતા સેના પણુ મોકલી છે."

શાહજાદાને લાગ્યું: " પિતાની છાવણીમાં અત્યારે જાહેર રીતે પાછા ફરવું, તે અનેક જુદા જુદાં કારણોને લઇને બની શકે તેવું નથી. જૂલિયાના મ્હોથી, બખતિયારની બધી હકીકત ત્હેણે સાંભળી હતી. તે સમજ્યો હતો કે, બખતિયાર જ ફક્ત આ બધા અનર્થનું મૂળ છે.

એટલા બધા સ્નેહવાળા, એટલા બધા આદરવાળા, છતાં પિતાના ખોળામાં ત્હેને સ્થાન નથી. ઔરંગઝેબની પ્રકૃતિ તે જાણતો હતો. આપત્તિ કાળે-પિતાની વિપદના સમયમાં, તે ત્હેમનો પરિત્યાગ કરી ગયો હતો. તેજ

ત્હેમનો ભરોસો હતો, તેજ ત્હેમનો આધાર હતો. બીજા જે ન કરે તે ત્હેણે આજ પોતાના થઇને કર્યું હતું. અત્યારે તે પિતાની આંખમાં તિરસ્કાર યોગ્ય, રાજ્ય દ્રોહી, અને કર્તવ્યહીન બન્યો હતો !

તે મ્હોટી ગુચવણમા પડયો. ગુચના વળ ઉકેલવા માંડયા. મનમાં ને મનમાં ધાર્યું: "અજ્ઞાનતા પૂર્વક કરેલા આ મહા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. બે પ્રકારે આ પ્રાયશ્ચિત્ત થઇ શકે તેમ છે. એક તો, મોગલ સેનામાં છૂપાવેશે દાખલ થઇને પિતાને મદદ કરવી અને બીજુ, મૃત્યુ. પ્હેલામાં ન ફાવ્યા તો બીજું દુષ્પ્રાપ્ય નથી." મનમાં ને મનમાં સંકલ્પ નક્કી કરી તે જુલિયા પાસે આવ્યો.

પતિપ્રેમ વિમુગ્ધા જૂલિયા, સ્વામીના મુખભાવ ઉપરથી બધુ સમજી શકી કે, વાત કંઇ સહજ નથી. ત્હેણે જોયુ કે તે ચિરપ્રફુલ્લ મુખ વિષાદની રેખાથી રંગાયલુ છે. અતિ દુશ્ચિન્તાની કાળી છાયા તેમાં પ્રકાશે છે !

મહંમદ કરૂણ સ્વરે બોલ્યો "જૂલિયા !"

જૂલિયા મહંમદને ગળે વળગીને બોલી: "પ્રિયતમ. ."

"હું ત્હને કોઇ અન્ય જગાએ રાખીને, કોઇ ખાસ અગત્યના કામે જવા માગું છુ. ત્હારી તેમા સંમતિ છે ? ત્હેની ઉપર મ્હારા ભવિષ્યનો બધો આધાર છે, દિલ્લીના સમ્રાટ પુત્રને સરાઇખાનાનુ અન્ન તદ્દન સ્વાદ વિનાનું લાગે છે."

જૂલિયા મહંમદના મનનો ભાવ સમજી શકી, તે બોલી: "જેમાં ત્હમારૂં હિત છે ત્હેમાં હુ વાંધો મુકીશ નહિ. પરંતુ આપ મ્હને ક્યાં રાખીને જશો ?"

"મ્હારો ઓળખીતો એક ફકીર છે તેને ત્યાં હું ત્હને મુકી જઇશ. જો પાછો આવી શકીશ—"

વધારે બોલાયું નહિ. આંખમાં પાણી આવ્યા. તે અશ્રુ, ભાષાપૂર્ણ, ભાવપૂર્ણ, સંકલ્પ પૂર્ણ હતાં

જૂલિયા બોલી: "હુ સમજી છુ પ્રાણાધિક ! પિતૃદ્રોહનું ત્હમે પ્રાયશ્ચિત્ત કરવા માગો છો. મોગલ સેનામાં કોઇ પણ ઉપાયે દાખલ થઇને ત્હમે

યુદ્ધ કરશો. પણ અપરાધ તો ત્હમારો ઇચ્છાકૃત નથી ! પ્રિયતમ ! ચાલો આપણે બન્ને જઇને બાદશાહને પગે પડીએ. જરૂર તે આપણને માફી આપશે."

"અસંભવ! એવી હીનતા હું ત્હેમનો પુત્ર ન હોત તો બતાવી શકત."

જૂલિયા બોલી: "યુદ્ધમાં કદી ત્હમને કાંઇ વિઘ્ન નડયું તો?"

"મૃત્યુની આશંકા કરે છે, જૂલિયા! સૈનિક કદી મૃત્યુથી બ્હીતો નથી. યુદ્ધમાં મરીશ તો બહેસ્તમાં જઇશ."

જૂલિયા આંસુભરી આંખે બોલી: "પ્રાણાધિક! કદી પણ ત્હમારી આગળ મ્હેં કાંઇ માગ્યું નથી. આજ કાંઇ ભિક્ષા માગવા ઇચ્છુ છું. તમને ચરણે પડીને વિનતિ કરૂ છું—"

"શેની ભિક્ષા જૂલિયા?"

"હુ ત્હમારી સાથે રહીશ. ત્હમે જીવશો તો હુ જીવીશ. ત્હમે મરશો તો હું મરીશ. જખ્મી થશો તો પ્રાણ ઉપર રાખીને ત્હમારી સેવા કરીશ. શત્રુનુ હથીઆર ત્હમારી છાતી ઉપર પડવાનો યત્ન થશે તો હું મ્હારી છાતી પાથરીશ. હૃદયેશ્વર! ત્હમને વિદાય કરીને જૂલિયા શું નિશ્ચિન્ત રહેશે? મ્હારે ત્હમે મ્હોટા, કે મૃત્યુનો ભય મ્હોટો? મ્હને સાથે લો. અબળાની આ કરૂણ પ્રાર્થના સ્વિકારો."

મહંમદે ઘણું સમજાવ્યું, પણ જૂલિયા કોઇ પણ રીતે સમત થઇ નહિ. છેવટે, તે રમણી–મૂર્તિએ, સુન્દર યુવકનો સૈનિક વેશ ધારણ કર્યો. લાંબી બરછી અને તીક્ષ્ણ તરવાર લઇને બન્ને જણે મોગલ છાવણીનો રસ્તો લીધો. તે મધ્ય રાત્રે, વન ગજાવી મુકતું કોઇએ જાણે સંગીત છેડયું!

"અય બાદ તૂહી જા કે જરા શઓકસે કહેના,
મરતા હયે કોઇ પસે દીવાર ખબર લે."

જેઓ જાગતા હતા તેઓ વિસ્મય ચિત્તે આ રાત્રિની સંગીત લહરી સાંભળીને નિદ્રિત થઇ ગયા.

ઔરંગઝેબને અત્યારે સૈન્યની ઘણીજ જરૂર હતી. વૃદ્ધ આસફખા, આ યુદ્ધનો સેનાપતિ હતો. એટલે ઘણી સહેલાઇથી, તે ગુપ્તવેશી દંપતિને મોગલસેનામાં પ્રવેશ મળી શક્યો.

## ૧૩.

અસ્તગામી સૂર્યની રતુમડી કિરણરેખા, આકાશના લલાટ દેશ પરથી ભૂંસી નાખીને, અન્ધકારે કાળા આકાશમા સિંહાસન સ્થાપ્યુ હતું જેવા રાજા હતા, તેવાજ પરિષદો પણ હતા કાળા, ખૂબ કાળા વાદળા અન્ધકારની પ્રજા રૂપે, પ્રલયની કાળી છાયા લઇને, હેના સિંહાસન આગળ નમેલાં હતાં આકાશમા ચંદ્ર નહતો, તેવાજ નક્ષત્રનો આનંદ જુએ કોણ? હેમના જ્યોતિનો બહાર કોણ જૂએ? તે વાદળા-પૂર્ણ નીલ આકાશની નીચે પ્રકૃતિની લીલી કંજર જેવી છાતી ઉપર થઇને, સન્ સન્ કરતો વાયુ નાસાનાસ કરતો હતો આગાર ન હોય તો સુન્દરતા-રૂપનું ગૌરવ કયા? તેથીજ જાણે વિજળી રાણી પ્રફુલ્લ મુખે નીલાકાશ નીચે, કાળા વાદળાની ઉપર પોતાના ઉજ્વળ જ્યોતિનું પ્રતિબિંબ પાડતી હતી. તે રૂપની ઝલકથી આકાશ સ્તંભિત હતું. પ્રકૃતિ સ્તંભિત હતી અને વાદળાં પણ જાણે સ્તંભિત હતાં.

નીચે મહાસ્મશાન હતું. સજીવ યુદ્ધક્ષેત્ર અત્યારે નિર્જીવ સ્મશાનના રૂપમાં બદલાઇ ગયુ હતું સવારે જ્યા જીવન હતું ત્યાં સન્ધ્યાકાળે મૃત્યુ આવ્યું હતું. ઉષાકાળે જ્યા પ્રકાશ હતો, પ્રદોષે તે જગાએ અન્ધકાર આવ્યો હતો. સૂર્યના વિકાસની સાથે સાથે, જ્યા તરવારનો ઝનઝનાટ, ઘોડેસ્વાર અને પાયદળના ભયંકર હોંકારા જાગી ઉઠયા હતા, ત્યાં સન્ધ્યા વખતે શબ્દનું અસ્તિત્વ લોપ થયુ હતું. ઉત્તેજના ગઇ હતી. અત્યારે ત્યાં જડભાવ આવ્યો હતો.

શબ ઉપર શબ, મૃત અશ્વ ઉપર મૃત અશ્વ પડયા હતા. પાયદળના ઉપર અશ્વારોહી, અશ્વારોહી ઉપર પાયદળ પડયા હતા! જીવતાં જેઓ શત્રુ હતા, તેઓ મરણ પછી મિત્ર થયા હતા! મોગલ, પઠાણની છાતી ઉપર, અને પઠાણ મોગલની છાતી ઉપર, શત્રુતા ભુલીને સુતા હતા! અત્યારે જાણે તેઓ આજીવન મિત્ર થયા હતા. કયા અત્યારે તે દંભ, અભિમાન અને આત્મવિગ્રહ? એવીજ રીતે—મૃત્યુ!

રૂધિરના પ્રવાહ વહે છે. તરવારના અફળાટ, યુદ્ધના અશ્વનું ઉન્મત્તતા

ભરેલું ચાંચલ્ય, ગર્વમાં પડતાં પગલાં અને સૈનિકનો ભયંકર કોલાહલ ત્યાં નથી. અત્યારે શક્તિહીન, ભાષાહીન, ચિરનિદ્રા લેતા લોકોથી ખગડાયલા મૃતદેહથી તે યુદ્ધક્ષેત્ર પરિપૂર્ણ છે. પ્રકૃતિ આ ભયંકર દૃશ્ય જોઈને થથરી ઉઠશે એમ ધારીને, અન્ધકારે ત્હેની ઉપર કાળા રંગનો એક પડદો નાખી દીધો હતો. પણ ધિક્ ! ત્હેના રૂપ વિકાસમાં! તે ભયંકર દૃશ્યનો પડદો જાણે તે ચંચલા દુષ્ટબુદ્ધિથી એક એકવાર ખસેડી નાખતી હતી !

બખતિયારપુરના વિશાળ મેદાનમાં ઔરંગઝેબની સાથે, નજફ્કાલિની ફરી એકવારફી શક્તિ પરીક્ષા થઈ હતી. દારાએ મોકલેલા સૈન્ય સાથે ભળીને નજફ્કાલિ અત્યારે દુર્મદ આશાથી ઉન્મત્ત થયો હતો. ત્હેનું પરિણામ આ મહાસ્મશાન હતું !

મધ્ય રાત્રે, સળગતી મસાલ સાથે, એક સ્ત્રી અને પુરૂષ આ શ્મશાનની ચારે બાજુ ફરતા હતાં. દરેક મૃતદેહ ઉપર ઉજ્જ્વળ પ્રકાશ ધરીને તે જોતાં હતા. જેને તે ખોળતા હતા તે ત્હેમને જડતું ન હતું. નિરાશા ત્હેમનુ કંઇ પણ કરી શકી નહિ. આશાના પ્રપંચથી તે વિસ્તીર્ણ મેદાનને બીજે છેડે પોતાને કામે લાગ્યાં.

તેઓ ચાલ્યા ગયા. વળી આવ્યું એક જણ. તે પણ સ્ત્રી હતી ! કેશ વિખરાયલા હતા. દૃષ્ટિ ઉદાસ હતી, હાથમા ઉજ્જ્વળ મસાલ હતી, સ્થિતિમાં તે ઉન્માદિની હતી, રૂપમાં અતુલનીય હતી. તે ઉન્માદિની સ્થિર થઇને એક જગાએ ઉભી રહી. બોલીઃ " જીવતાં હું ત્હમને પામી શકી નહિ. ત્હમે મૃત્યુ પામ્યા છો, સાંભળીને હું ત્હમને ખોળવા આવી છું "

ત્હેનો કોમળ કંઠસ્વર એક અર્દ્ધ મરેલા જમીન ઉપર પડેલા સૈનિકને કાને પહોંચ્યો. ક્ષીણકંઠે તે બોલ્યો " કોણ છો ત્હમે ? પ્રકાશ લઇને આ અન્ધકારમા શા સારૂ આવ્યાં છો ? મ્હારા ઉપર એક ઉપકાર કરશો ? મ્હને સ્હેજ પાણી આપો ! "

તે પ્રાર્થના ઘણી વ્યાકુળ, ઘણી કરૂણાપૂર્ણ હતી ! તે નિશા વિહારિણીએ ત્હેની પ્રાર્થના પૂર્ણ કરવા પ્રયત્ન કર્યો, પણ પાણી ક્યાં ?

તે રમણી બોલી " હતભાગ્ય ! સ્હેજ પાણીને માટે તું આ અવ-

સ્થામાં મરી શકતો નથી ? હજી પણ ત્હને તૃષ્ણા રહી છે ? પણ, પાણી ક્યાં મળશે ?"

તે જખ્મી સૈનિક ક્ષીણ કંઠે બોલ્યો: "કોઇને કોઇ ગમે તે સૈનિકની કમરે બાંધેલી ચામડાની કોથળીમાંથી પાણી મળી શકશે, જરા શોધ કરી જુઓ."

તે નિડર રમણી ભય પામી નહિ. જેને ભય હોય તે અહિં આવે શામાટે ? તે પાણીનુ પાત્ર ખોળવા ચાલી. મસાલને દૂર મુકીને, પાણી લાવી અને મુર્છિત સૈનિકના મ્હો આગળ ધયુ.

પાણી પાધાથી સૈનિકમાં જરા બળ આવ્યુ. તે બોલ્યો: "મ્હારી ઉપર ત્હમે ઘણો ઉપકાર કર્યો. તમે કોઇ સ્ત્રી લાગો છો પણ આટલી મોડી રાત્રે, આ ભયંકર સ્થળે ત્હમે શા માટે ?"

તે સ્ત્રીએ પ્હેલા તો ઉત્તર ન આપ્યો. પણ પછીથી સ્હેજ કંઇ વિચાર કરીને બોલી: "હું એક જણને ચહાતી હતી. મ્હેં સાંભળ્યું છે કે. તે આ યુદ્ધમાં મરાયો છે. ત્હેને ખોળી કહાડવા હું અહિ આવી છુ. જન્મને માટે, ફરી એકવાર ત્હેને હું જોઇ લઉં એટલા માટે હું આવી છુ."

તે ઘાયલ થયલો સૈનિક હવે કંઠસ્વર ઓળખી શક્યો. મૃત્યુ ત્હેને ઉશીકે હતું તોપણ ઇર્ષ્યાવી તે ઉત્તેજીત થયો. મનોભાવ છૂપાવીને બોલ્યો: "જો ! ત્હારી માફક મ્હારે પણ હૃદયમાં એક જવલન્ત આકાંક્ષા છે. હુ પણ એક જણને ચહાતો હતો, પણ ત્હેને પામ્યો નહિ. તે અહિંજ આવશે એમ આશા હતી. તે જેને ચહાતી હતી તે મર્યો છે. ત્હેનેજ તે ખોળવા આવશે. પણ, હજી તે આવી નહિ, પણ આવ્યા ત્હમે."

તે સ્ત્રી સ્હેજસાજ ચચળ થઇ ઉઠી. તે બોલી: "ત્હમે જેને ચાહો છો ત્હેનું નામ શું ?"

"તે ત્હમારે સાંભળવાની જરૂર નથી."

"મ્હને કહેવામાં ત્હમને હરકત છે ? ત્હમે તો હમણાં મરી જશો !"

"તે–જૂલિયા !"

રમણી થરથરીને ઉભી થઇ ગઇ. બોલી. "ત્યારે તમે કોણ ? બખ્તિયાર ?"

"હા. હું બખ્તિયાર, મ્હેં પણ ત્હને ઓળખી છે. તું દલિયા છે."

"પણ, બખ્તિયાર ત્હમે કહી શકો છો કે, મહંમદ આ યુદ્ધમાં આવ્યા હતા કે નહિ?

"આવ્યા હતા પણ, સાંભળ્યુ છે કે, તે ગુપ્ત વેશે."

"કો'ની તરફથી?"

"ત્હેના પિતાના પક્ષ તરફથી."

"ગુપ્ત વેશે શા માટે?"

"જણાઇ જાય નહિ તેટલા માટે. ઔરંગઝેબ ત્હેમને વિદ્રોહના અપરાધ માટે શિક્ષા આપે તેટલા માટે, યુદ્ધને સમયે કર્તવ્યહીનતા માટે, ઔરંગઝેબ જેવો માણસ પોતાના પુત્રને પણ માફી ન આપે."

"શાહજાદા, ત્યારે શુ યુદ્ધમાં મરાયા છે?"

"તે હુ કહી શકતો નથી, દલિયા! ત્હારા હાથમાંની મસાલ ત્હેં દૂર શા માટે મુકી?'

"ત્હમે મરવા બેઠા છો. મસાલનું ત્હમને શુ કામ છે?"

"રમણીના રૂપ મોહમા પડવાથી આજ મ્હારી આ દુર્ગતિ છે. મૃત્યુ મ્હારે માટે વાટ જુએ છે. આટલુ કર્યું પણ, પ્રાણની આકાંક્ષા મટી નહિ. દલિયા! તું સુન્દરી છે. એકવાર મસાલ હાથમાં લઇને મ્હારી સ્હામે ઉભી રહે તો! ત્હારૂં એ ભુવન મોહન સૌન્દર્ય જોતો જોતો હું સુખમાં મરણ પામું!"

"તું ઘણો પાપી છે. હજી પણ આટલી આકાંક્ષા ત્હારા હૃદયમાં છે? તું તો મરી શકીશ નહિ બખ્તિયાર!"

બખતિયાર ચૂપ રહ્યો. દલિયા પણ કંઇ પણ બોલી નહિ. કેટલાક વખત પછી બખ્તિયાર બોલ્યોઃ "દલિયા! તરસ ઘણી લાગી છે! સ્હેજ પાણી.–"

દલિયા ફરીથી પાણી લઇને વાંકી નમીને ત્હેના મ્હોમાં રેડવા ગઇ. મુર્છિતની છેવટની તૃષ્ણા, પાણી માટેની પ્રાર્થના, તે કાન તળે કહાડી શકી નહિ. ત્હેમાં પણ પૂણ્ય છે."

સત્યાનાશ! દલિયાના હાથમાંનુ પાત્ર દલિયાના હાથમાંજ રહી ગયું!

બખતિયારે ભુખ્યા વાઘની માફક અડધા બેઠા થઇને ત્હેની છાતીમાં તરવાર આખી ને આખી આરપાર ભોંકી દીધી! તે શ્મશાન ક્ષેત્રમાં, તે નરકના રાજ્યત્વમાં છિન્ન વેલ જેવી, દલિયા ભૂમિ ઉપર પડી ગઇ. ચીસ પાડીને તે બોલીઃ "નરાધમ! આજ કે ત્હારી કૃતજ્ઞતા! મ્હને ત્હેં શા માટે મારી? મ્હેં ત્હારૂં શું બગાડયુ હતું?"

બખ્તિયાર દિવાનાની માફક હાસ્ય કરીને બોલ્યોઃ "મ્હારૂં ત્હેં સત્યાનાશ વાળ્યું છે. રાક્ષસી! ત્હારી માગણીથીજ ભુલીને મ્હેં મ્હારૂં બધું ગુમાવ્યુ છે, મ્હેં ધાર્યું હતું કે, નહિ હોય તો ત્હને કે પછી ન હોય તો જૂલિયાને, મ્હારો પરલોકનો સાથી કરીને હસતો હસતો હું ચાલ્યો જઇશ. મહંમદ મુવા છે એવા સમાચાર બધે ચારેકોર ફરી વળ્યા છે. ત્હેના મૃત દેહની શોધમાં સુન્દરી જૂલિયા, નિશ્ચય આવશેજ. પરંતુ તે હજી આવી નહિ. આવી તું."

દલિયાની છાતીમાથી પુષ્કળ લોહી વહેતું હતુ. ત્હેનુ માથું ચક્કર ખાતું હતું. તે એક અપર રાજ્યમા જવાને માટે તૈયારી કરતી હતી. કોમલ વેલી, તીક્ષ્ણ કુહાડાનો ઘાત કેવી રીતે સહન કરે? તે ક્ષીણ સ્વરે બોલીઃ "બખતિયાર! ઉપર એક જણ ન્યાય કર્તા છે, જેની આગળ મ્હારા પાપ પુણ્યનો ન્યાય થશે. ચહાવું એ રમણીને માટે પાપ નથી. ચાહના બતાવવા માટે રમણીની ઉત્પત્તિ છે. હું હસતી હસતી મરી શકત, કદિ જો ત્હેમને દેખી શકી હોત તો. ત્હારૂં ચહાવુ કામગન્ધથી ભરેલું છે. તે સ્નેહ નથી, પણ રૂપ માટેનો ઉન્માદ છે. ત્હને નરકમાં પણ સ્થાન નહિ મળે."

બખ્તિયાર વધારે કાંઇ બોલ્યો નહિ. ભયંકર શ્મશાન ક્ષેત્રમાં જન્મને માટે તે શાંત થયો. અનન્ત તૃષ્ણા લઇને તે પરલોકમાં ચાલ્યો ગયો!

* * * * *

પુણ્યાત્મા મરે છે, તે વખતે સાભળ્યું છે કે, દેવદૂતો અથવા દેવદૂતિઓ ત્હેમને લવા આવે છે પાપિષ્ઠ મરે છે તો તેઓ આવતાં નથી. પણ આ ઠેકાણે ત્હેમનો નિયમનો પણ ભંગ થયો. બે જણા અતિ ઉજ્વળ રૂપ લઇને

તે શ્મશાનની સપાટી ઉપર, જ્યાં દલિયા હજી પણ જીવિત હતી ત્યાં આવીને ધીરે ધીરે ઉભા રહ્યા.

ત્હેમના હાથમાં ઉજ્વળ મસાલ હતી. અતિ સુન્દર રૂપ હતું. એક જણ પુરૂષ હતો, બીજી સ્ત્રી હતી. સ્ત્રી બોલી. " હવે વધારે પરિશ્રમ શા સારૂ ? આટલી બધી શોધ કરી તોપણ હજી કંઇ પત્તો મળ્યો નહિ. ચાલો, ત્યારે હવે પાછાં જઇએ."

પુરૂષ બોલ્યો: " ઠીક ત્યારે જૂલિયા ! ચાલો, ત્યારે પાછાં."

'જૂલિયા' શબ્દ, લોહીમા ખરડાયલી, જમીનપર આળોટતી, મૂર્ચ્છિત દલિયાના કાનમાં ગયો. ત્હેણે વિજળી જેવી ઉત્તેજનાથી જાણે ઉઠીને બેસવાનો પ્રયત્ન કર્યો, પણ ત્હેનાથી તેમ થઈ શક્યુ નહિ. ત્હેને હજી પણ પૂરેપૂરૂં ભાન હતું. ત્હેણે જોયું કે જેને માટે હૃદયના લોહીથી પોતે સમર ક્ષેત્ર ભીનુ કરે છે તે અનન્ત રૂપશેખર ભુવનમોહન રૂપરાશિ લઇને ત્હેની આખની સ્હામે આવીને ઉભા રહ્યા છે. તે મૂર્તિને તે ઓળખી શકી. ફરીને તે ઝાંખો દીવો સળગી ઉઠયો. ક્ષીણ સ્વરે તે બોલી: "ત્હમે આવ્યા ?"

આ ક્ષીણ સ્વર અન્ધકારમા થઇને તે પુરૂષના કાનમાં ગયો. ત્હેણે મસાલ લઇને આગળ આવીને જોયું તો દલિયા ! લોહીના ખાબોચીઆમાં તે બધી લાલ થઈ ગઇ હતી.

મસાલના પ્રકાશમા તે પુરૂષે બીજું પણ જોયુ કે, દલિયાના તે મૃત્યુ મલિન મુખ ઉપર હજી પણ હાસ્ય છે. તે ચીસ પાડીને બોલી ઉઠયો: " દલિયા ! દલિયા ! તું અહિ આ સ્થિતિમા કેવી રીતે ?"

" ત્હમને મળવું હતું તેટલા માટે પ્રિયતમ ! હમ્મેશને માટે હૃદયની આકાંક્ષા પૂર્ણ કરીને એકવાર હું ત્હમને 'મ્હારા' કહીને બોલાવી લઉં. મ્હેં સાંભળ્યુ હતું કે ત્હમે ગુપ્તવેશે આ યુદ્ધમાં આવ્યા છો. ત્હમે મ્હારીજ સલાહ-જાળથી પિતૃદ્રોહી થયા છો અને ત્હેના પ્રાયશ્ચિત્તને માટે ત્હમે આત્મ-વિસર્જન કર્યો છે. તેથીજ ત્હમારો મૃતદેહ જોવા હું [illegible] તી. પણ ભાગ્યબળે હું ત્હમને જીવતા જોઇ શકી સ્વામિન્ ! હું મહા પુણ્યવતી છું. હવે મ્હારે સ્વર્ગનુ દ્વાર ખુલ્લું છે !"

મહંમદની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. રૂંધાયલે કણ્ઠે તે બોલ્યો: "દલિયા ! તું મ્હને આટલું બધું ચ્હાતી હતી ? પ્હેલાં જો એ બધું જાણ્યું હત તો—"

"ના જાણ્યું તેજ ઠીક થયું છે સખા ! આકાંક્ષા મટી એટલેજ દુઃખ. ત્હમને જો મેળવી શકી હોત તો આકાંક્ષા મટત. તે વેળાએ જો હું મરી ગઇ હોત તો પરલોકમાં મ્હારે ચિન્તાનું કંઇ રહેત નહિ. હવે ત્હમારી ચિર સુન્દર મૂર્તિ હૃદયમાં લઇને હું ત્યાં જઇશ."

મહંમદ બોલ્યો: "દલિયા ! ચાલ, ત્હને ઘેર લઇ જઇએ. ઉપચારથી ત્હને બચાવવાનો યત્ન કરીએ."

દલિયા ક્ષીણ સ્વરે બોલી: "તે પ્રયત્ન નકામો જશે. મ્હને ત્હમે બચાવી શકશો નહિ. એક પાપીએ મ્હને સાંઘાતિક આઘાત કર્યો છે"

"કોણ હતો–એ દુષ્ટ ?"

"બખ્તિયાર."

"ક્યાં છે તે ?"

"ત્હમારી સ્હામે. જરા પ્રકાશ લઇને જુઓ. તે ઘણો વખત થયો નરકમાં ચાલ્યો ગયો છે. વિલંબ એનાથી વેઠાયો નહિ. ત્હેણે જૂલિયાનો વધ કરીને મરવાની પ્રતિજ્ઞા કરી હતી પણ—"

જૂલિયા મલિન મુખે બોલી: "પણ શું બ્હેન ? ત્યારે તો એમ જણાય છે કે, ત્હમે મરીને મ્હને ઉગારી દલિયા ! ત્હમે મ્હને આગળથી શા માટે ન કહ્યું ? આપણે બન્ને શાહજાદાને મેળવી સુખી થાત !"

દલિયા ક્ષીણ સ્વરે બોલી: "બ્હેન ! મ્હને માફ કરજો. ત્હમારા અને શાહજાદાના આટલા કષ્ટનું મૂળ કારણ હુંજ હતી. મ્હેંજ બખ્તિયારના પાપ કાર્યમા મદદ કરી હતી. પણ હાય ! એ વાતનો કદી આગળ વિચાર કર્યો હોત તો !

સુન્દરી શ્રેષ્ઠા જૂલિયા, તે મહાશ્મશાનમાં દલિયાનો સુન્દર દેહ પોતાના ખોળામાં લઇને બેઠી. એમજ જણાયું કે જાણે તે શ્મશાન ક્ષેત્રમાં સાક્ષાત દયા આવીને બેઠી છે ! જાણે દેવદૂતી આવીને મૂર્ચ્છાગતની સેવા કરે છે.

જાણે સ્વર્ગની પરી આવીને એક દુઃખી પ્રાણુને સાંત્વના આપે છે! તે સ્મશાનમાં આ દેખાવથી સ્વર્ગનો પ્રકાશ પ્રકટી નિકળ્યો.

દલિયા કરૂણાજનક સ્વરે બોલી: "શાહજાદા! એકવાર હમ્મેશને માટે મ્હારી સ્હામે ઉભા રહો. મૃત્યુના ચિર અન્ધકારમાં જઉં તે પ્હેલાં ત્હમારા હાથના પ્રકાશમાં ત્હમારૂં એ ભુવનમોહન રૂપ જોઇને હસતી હસતી હું મરણ પામું. હું પાપિષ્ઠા છુ. હું હતભાગિની છું, ત્હમારે યોગ્ય નથી, તેથીજ ત્હમને મેળવી શકી નહિ. હૃદયમાં અનન્ત આકાંક્ષાઓ સાથે લઇને પરલોકમાં જઉં છું. કદી રમણી થઇને ફરી જન્મ પામું તો ઇશ્વર કરેને હું ત્હમનેજ મેળવી શકું! તરસ ઘણી લાગી છે. પાણી—આ—પો—!"

એજ છેવટના શબ્દો હતા. વધારે બોલાયું નહિ. પૃથ્વી પાસેથી દલિયા હમેશને માટે વિદાયગીરી લઇને ચાલી ગઇ. જે જૂલિયાનું સત્યાનાશ વાળવાને ત્હેણે આટલો પ્રયત્ન કર્યો હતો, તેજ જૂલિયાના ખોળામાં તે મરણ પામી!

તે વખતે રાત્રિનો છેલ્લો પ્રહર હતો. શાહજાદા અને જૂલિયા દલિયાના મૃત દેહને કબ્રવાસ કરીને—દાટીને શોકાંકિત ચિત્તે ઘેર પાછાં આવ્યાં! કબ્ર ઉપર તે બન્ને જણના કોમળ નેત્રમાંથી નિકળેલા અશ્રુ બિન્દુ પડી, દલિયાને ચિર શાન્તિના ખોળામાં પહોંચાડી દીધી!

૧૪.

"બદબખ્ત, બેઅદબ! ઔરંગઝેબની સ્હામે ઉભો રહીને તું આ શબ્દો ઉચ્ચારે છે?"

"જહાંપનાહ! સાહસ કરીને કહેતો નથી. જીભ વશ રહેતી નથી. જે સાંભળ્યું છે તેજ હું કહું છું."

"મ્હારો પ્રાણાધિક પુત્ર ક્યાં છે?"

"આ લોકમાં નથી, જહાંપનાહ!"

"શયતાન! ત્હને એ ખબર કોણે આપ્યા?"

"સેનાપતિ આસફખાં—"

ઔરંગઝેબે તીવ્ર શોકને લીધે બે હાથ વચ્ચે પોતાનું મ્હોં ઢાંકી

દાબ્યું અને ઉત્તેજીત સ્વરે બોલ્યા: "કોઇ હાજર છે કે?"

એ કઠોર સ્વર સાભળતાજ એક ખોજો સ્હામે આવીને અવનત મસ્તકે ઉભો રહ્યો. ઔરંગજેબે પુછ્યું: "આસફખાં કયાં છે?"

આસફખાં મલિન મુખે ઘરમાં આવ્યો. ઔરંગજેબ બોલ્યો: "આ શયતાન જે કહે છે તે ખરૂં છે?"

"શું કહું જહાંપનાહ! મ્હને તે અવિશ્વાસ લાયક નથી લાગતું."

"ત્હમે તે કેવી રીતે જાણ્યું?"

"મ્હારાં ગુપ્ત મનુષ્યો શાહજાદાની શોધમાં ઘણે દુર સુધી ગયાં હતાં. ત્હેમને એક સુન્દરી તરફથી એ સમાચાર મળ્યા હતા."

"કોણ હતી તે સુન્દરી?"

"જૂલિયા, નજફાલિની કન્યા."

"ત્હમે કહેતા હતા કે શાહજાદો યુદ્ધક્ષેત્રમાં ગુપ્ત વેશે આવ્યા હતા, એ વાત શું ખરી હતી?"

"હા, જહાંપનાહ. તે સંપૂર્ણ રીતે ખરી હતી. સેનાપતિપણું કરતાં કરતાં આ વાળ પાકા થઈ ગયા છે, અને એ સુન્દર દેહને તો હું ન્હાનપણથીજ જોતો આવ્યો છું. તો પછી ભલેને એ ગમે તેટલા ગુપ્ત વેશમાં હોય તો પણ શું? તે દિવસે શાહજાદાએજ નજફાલિના ભાલાથી મ્હને બચાવ્યો હતો. ગુપ્ત વેશે મોગલ છાવણીમાં દાખલ થઇને ત્હેમણે આપણું માન જાળવ્યું હતું. યુદ્ધ પુરૂં થયા પછી ત્હેમની તપાસ કરી પણ ફરીને ત્હેમનો પત્તો ન મળ્યો."

ઔરંગજેબની આંખમાંથી દડદડ્ આંસુની ધારા વહેવા લાગી. પુત્રના શોકથી ત્હેને મૂર્ચ્છા આવી. ત્હેને લાગ્યું કે "નજફાલિને માટે, ત્હેની કન્યાને માટે, પોતાના પ્રિયતમ પુત્રનો પોતે ભોગ આપ્યો છે. હાય! કોને માટે ત્યારે હવે આ દિલ્લીનું સિંહાસન!" બધો ક્રોધ જઇને પડયો નજફાલિની ઉપર.

ઔરંગજેબે ભવાં ચ્હડાવી ફરી એકવાર ઉંચું જોયું. ગંભીર કંઠે કહ્યું: "પાપિષ્ઠ, નજફાલિ ક્યાં છે?"

"આપના બન્દીખાનામાં !"

"ત્હેને જીવતો દાટી કુતરાંનો ભક્ષ બનાવો. એને લીધેજ મ્હેં મ્હારૂં બધું ગુમાવ્યું છે."

આસફખાં નમ્ર સ્વરે બોલ્યો: "કેદી પ્રત્યે આવી કઠોર શિક્ષા ફરમાવવાથી આલમગીર બાદશાહના નામને કલંક લાગશે."

એકાએક બહાર કંઇ અદ્દ્ભુત ગડબડ સંભળાઇ. ઔરંગજેબે રાજ્યમાર્ગ તરફ નજર ફેરવીને જોયુ તો ત્યાં મ્હોટી ભીડ છે. ઉત્સુકતાથી ત્હેણે પુછ્યું કે "રસ્તામાં આ ભીડ શાની છે ?"

આસફખાંએ પણ બારીમાંથી બહાર ડોકું કર્યું, જે જોયુ તે ઉપરથી ત્હેને કાંઇ સમજાયું નહિ. ફત્તેહપુર સિક્રિના રાજમહેલ આગળ થઇને જે રાજમાર્ગ જતો હતો તેજ માર્ગ ઉપર આ લોક એકઠા થયાં હતાં. ઢીલ સહન ન થવાથી, ઔરંગજેબ પણ બારીએ આવ્યો.

ખરેખર રીતે રસ્તામાં મ્હોટી ભીડ હતી. જેઓ આવતા હતા તેઓ હારબંધ આવતા હતા. તે બધા આ નગરના લોકો હતા. તેઓની અન્દર સ્ત્રી હતી, પુરૂષ હતા, વૃદ્ધ હતા, યુવક હતા, યુવતીઓ હતી, અનેક યુવતીઓ ન્હાના બાળકને કેડે લઇ એ ટોળામા ભળી હતી. ટોળામાંનાં પુરૂષો બધા ઉઘાડે પગે હતા, માથાં પાઘડી વિનાના હતાં. જાણે કોઇના ઉંડા શોકથી એ બધા દિલગીર ન હોય !

આગળ લોક, પાછળ લોક, વચ્ચે એક અદ્દ્ભુત દેખાવ હતો. આવો બનાવ ઔરંગજેબે અગાઉ કદી જોયો નહતો. એક ઉંચો લશ્કરી ઘોડો, યુદ્ધના સાજથી સજેલો હતો, પરન્તુ ત્હેના ઉપર સવાર નહતો. તે ઉપર હતાં કોઇ વીર પુરૂષનાં કપડાં, મુગટ, ભાલો અને તરવાર ! સવાર વિનાનો પ્રભુભક્ત ઘોડો, એ બધું લઇને જાણે શોક દર્શાવતો હોય તેમ નીચે મ્હોડે ધીમે પગલે આવતો હતો !

તેથી પણ વિશેષ આશ્ચર્યની વાત એ હતી કે એક ઘુમટાવાળી સુન્દરી રમણી, ઘોડાની લગામ હાથમાં લઇને, ધીમે ધીમે આગળ ચાલતી હતી. ઔરંગજેબે જોયું કે તે ટોળુ પોતાના દરવાજા નજીક આવી પ્હોચ્યું.

બ્હારીએથી ઉત્તેજીત કઠે ઔરંગઝેબે હુકમ આપ્યોઃ "આ લોકોને મહેલમાં પેસવા ન દેશો. એ સુન્દરી સ્ત્રી અને અશ્વજ એકલાં મહેલની અન્દર આવે."

તેમજ થયું. ઔરંગઝેબ થરથરતે હૃદયે નીચે આવ્યો. સાથે આસફખાં પણ હતો પાસે આવીને ઔરંગઝેબે તે મુગટ, પોશાક, તરવાર, બાલો, બધું ઓળખ્યું. ત્હેની આંખમાંથી દડ઼ દડ઼ કરતી આંસુની ધારા વહેવા લાગી. આ બધું ત્હેના પ્રિયતમ પ્રાણાધિક પુત્ર શાહજાદા મહંમદનું હતું. વીર નહતો, ત્હેનો અશ્વ આવ્યો હતો! પ્રાણ નહતો, ત્હેનો દેહ આવ્યો હતો! આશા નહતી. નિરાશા આવી હતી! પૂર્ણતા નહતી, શૂન્યતા આવી હતી! ઔરંગઝેબ ચીસ પાડીને પાગલની પેઠે બોલી ઉઠયોઃ "હાય! જે માણસ આ બધું લાવ્યો તે શું મ્હારા પ્રિયતમ પુત્રને પાછો ન લાવી આપે?"

કોઇ જાણે અતિ કોમળ સ્વરે પાછળથી બોલ્યુઃ "જહાંપનાહ! હું પાછો લાવી આપીશ." ક્યાંથી ઉત્તર આવ્યો તે ઔરંગઝેબે ન જાણ્યું. તોપણ તે સમજ્યો કે "એ કોઇ પરીની આશ્વાસન વાણી છે."

એક સુન્દરીએ ઘુમટો ખસેડી, બાદશાહની આગળ આવી કુર્નિસ કરી. ત્હેની રૂપ જ્યોતિને લીધે, તે સ્થાનમા જાણે વિજળી રમવા લાગી! તે સુન્દર મુખ ઉપર અશ્રધારા હતી, હોઠ કંપતા હતા, મ્હોમાં કરૂણા ભીક્ષા હતી, ધીરેથી કાંપતા તે ઉઘડેલા હોઠમાંથી ફરી કોમળ પ્રતિધ્વનિ ઉત્પન્ન થયોઃ "જહાંપનાહ! આપ શાહજાદાને ક્ષમા કરો. હું ત્હેમને પાછા લાવી આપું." આટલું કહીને તે સુન્દરી બાદશાહને પગે પડી.

ઔરંગઝેબે મ્હોં ઉચું કર્યું. જોયું તો તે રમણી ખરેખર રૂપવતી હતી. સમજવામાં પણ વાર ન લાગી. મીષ્ટ સ્વરે તે બોલ્યાઃ "જૂલિયા તે તમેજ કે?"

"હા, જહાંપનાહ. આ દાસીની દાસી જૂલિયાજ છે."

"મ્હારો પુત્ર ક્યાં છે?"

"આ લોકોના ટોળામાં."

"ન મતે, તું ખોટું કહે છે. અસદ્ખાંના હાથ નીચેના એક સેના-તિએ મ્હારા પ્રાણાધિકને પોતાની નજરે યુદ્ધ ક્ષેત્રમાં આત્મ-વિસર્જન રતાં જોયો છે."

"સેનાપતિની ભૂલ છે. આપનો પુત્ર હમણાંજ આવીને આપને પગે ડશે. પરન્તુ ત્હેમનો અપરાધ ક્ષમા કરો." જૂલિયા અશ્રુ ભરેલે નેત્રે, ાદશાહનાં બન્ને ચરણ પકડી બેસી ગઇ.

ઔરંગજેબ આશ્વાસન પામ્યો. ત્હેનું મુખ પ્રફુલ્લ થયું. જૂલિયાને ાસે લઇને તે બોલ્યો: "બેટા! તું ઘણી બુદ્ધિમતી જણાય છે. હું સમ-યો છુ કે તું અશ્વ આમ ખાલી કેમ લાવી છે? પરન્તુ, દુષ્ટા-બાલિકા શું પાવી રીતે ક્ષમા ભીક્ષા માગવા આવે? મ્હારૂં હૃદય ચીરાઇ જતું હતું. હંમદ કરતાં મ્હને બીજું કોઇ પ્રિય નથી."

તે ટોળામાંથી એકાએક, એક જણે આવીને, ઔરંગઝેબના વસ્ત્રના ેક છેડાને ચુંબન કર્યું. ઔરંગજેબે ત્હેને ઓળખ્યો. કઠોર સ્નેહાલિંગન-ર્વક ત્હેને છાતી સરસા ચાપીને હૃદયની બધી જવાળા શમાવી દીધી. પિતા ્ત્ર, જૂલિયાના બુદ્ધિ કૌશલ્ય વડે ફરીને એકઠા થયા.

તે વેળાએ લોકોના ટોળામાં આનન્દનો કોલાહલ મચી રહ્યો, બધાએ શાહજાદાનો જય, ઔરંગઝેબનો જય" એવી બુમોથી ચારે દીશા ાજાવી મુકી.

દુઃખ ગયુ, સુખ આવ્યું. વિરહ ગયો, મેળાપ આવ્યો. વિચ્છેદ ગયો, ાનન્દ આવ્યો. અન્ધકાર ગયો, પ્રકાશ ફુટયો. વર્ષા ગઇ, શરતની માધુરી ાથે કળાઓ પ્રકાશી નિકળી.

* * * *

આગ્રા દખલ થયું છે પણ ઔરંગજેબે હજી પણ બાદશાહ તરીકે ાતાનો ઢંઢેરો ફેરવ્યો નથી. વૃદ્ધ બાદશાહ શાહજહાન હજી પણ સંપૂર્ણ દી થયો નહોતો. આગ્રાના રંગમહેલના એકાન્ત આવાસમાં, વૃદ્ધ બાદશાહ ોતાનું ભવિષ્ય ગણતો હતો. ખરી રીતે જોતાં તે ભવિષ્ય ઘણુંજ અન્ધ-ારમય હતું. કોઇની પણ સાથે તે વાત કરતો નહિ. એકલો પૌત્ર મહંમદજ

ફક્ત ત્હેને પ્રિય હતો. તેજ એકલો કોઇ કોઇ વાર તેની પાસે આવતો.

જૂલિયા, મોતી મિનારની એક નિર્જન અગાશીમાં, વીણા હાથમાં લઇને સૂર મેળવવાનો યત્ન કરતી હતી, પણ સૂર કોઇ પણ રીતે અધીનતા કબૂલ કરતો નહિ. જૂલિયાના મનમાં કઇ જાણે, દારૂણ દુશ્ચિન્તા જણાતી હતી. વીણા, ખોળામાંજ નજર નીચે પડેલી હતી, આંખમાં આંસુધારા હતી. મહંમદ ત્યાં આવી જૂલિયાની આંખમાં પાણી જોઇને ચમકી ઉઠયો. બોલ્યોઃ "જુલિયા ! આટલા સુખમાં પણ ત્હારી આંખમાં પાણી ! મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. હજી પણ દલિયાની વાત તું શા માટે સંભારે છે ?"

"આહા ! તે ઘણી અભાગિની ! ત્હેનું લોહીથી રંગાયલું મલિન મૃત્યુમુખ હું કોઇ પણ રીતે ભુલી શકતી નથી શાહજાદા ! મ્હે ત્હેનું સર્વસ્વ પડાવી લીધુ છે !"

શાહજાદાએ જુલિયાનાં કમળપત્ર સમાન નેત્રનાં અશ્રુ લોહીને એક ચુંબન કર્યું. તે બોલ્યાઃ "ચાલ, દાદાજી બોલાવે છે, આપણે બેજણ સજોડે ત્હેમને મળી આવીએ."

* * * *

ઉજળી દુધ જેવી સ્વચ્છ પથારીમાં બેસી, વૃદ્ધ બાદશાહ શાહજહાન કેટલાક રત્નના અલંકાર લઇને પરીક્ષા કરતા હતા. અને તે બધાને લઇ લઇ, હાથી દાંતની બનાવેલી, સોને મઢેલી એક પેટીમાં સંભાળપૂર્વક મુકતા હતા. મહંમદ આગળ આવીને બોલ્યોઃ "દાદા ! હું આવ્યો."

વૃદ્ધ સમ્રાટ શાહજહાનના ચિન્તાયુક્ત મ્હો ઉપર સ્હેજ હસવું આવ્યું. એટલા કષ્ટમાં પણ રસિકતાનો લોભ મુકી શકયા નહિ. હસતે હસતે બોલ્યાઃ "દાદુ ! તું નહિ એક પરી લુંટી લાવ્યો છે ! મ્હારા ઘરના બારણા આગળ એ કોણ ઉભું છે ?"

મહંમદ હસીને બોલ્યોઃ "એજ આપની તે પરી દાદા. એકદમ ત્હમારી પાસે ત્હેને ન લાવ્યો, કેમકે આપ કદી ભાન ખોઇ ન બેસો !"

શાહજનહાન હસીને બોલ્યોઃ "ત્હારે એ બ્હીવાનું નથી. ત્હારી બેગમ, શું મ્હારી તાજબેગમ કરતાં પણ વધારે સુન્દર છે ? હોય પણ

ખરી ! નહિ તો તું હેની પાછળ ભુખો શાનો પડે ! પણ હું એકવાર એનું મ્હો જોવા ઇચ્છું છું."

જૂલિયા આવીને વૃદ્ધ બાદશાહને પગે પડી. શાહજહાને આદરપૂર્વક હેને પોતાની શય્યામાં બેસાડી તેને માથે હાથ મૂકી આશિર્વાદ આપ્યો. પછી કહ્યું: "જુલિયા ! તું ચાહતાં શીખી છે કે ? મહંમદ ઘણો ખરાબ છે. મ્હારી પાસે તું કોઇ કોઇ વાર આવવાનુ ભુલતી નહિ હું હને ચાહતાં શીખવીશ."

જૂલિયાએ લજ્જાથી મ્હો નીચુ ઘાલ્યું. હેના ગાલે લાલ પ્રકાશ ધારણ કર્યો. બાદશાહે હાથી દાંતે મ્હડેલી તે પેટી, જૂલિયાના હાથમાં મેલીને કહ્યું: "જાની ! હવે હું વધારે વાર હિન્દુસ્થાનનો બાદશાહ નથી. મ્હારૂં સુખ-સૌભાગ્ય હમેશને માટે અસ્ત થયું છે. મહંમદ મ્હને હંમેશ પ્રિય છે. મ્હને ઘણો વ્હાલો છે. મ્હારી બાદશાહીના સ્મૃતિ-ચિન્હ તરીકે આટલું આ રાખી મુકજે !"

આટલું કહેતાં કહેતાં વૃદ્ધ શાહજહાનની આખમા આંસુ આવ્યાં. મહંમદ રડી પડયો. જૂલિયા પણ રડી. આગ્રાના રંગમહેલના તે "મોતિ મિનાર" મહેલમાં, વૃદ્ધ બાદશાહે, હર્ષ વિષાદની અશ્રુધારા વચ્ચે, જૂલિયાને મહમદના હાથમાં સોંપી.



# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ.

દાનવીર સજ્જનો, અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો.! ' અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે, તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખ્તી કરાવી ઓફીસમાં ચોંઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ,

નડીઆદ.

## સસ્તી વાર્તામાળાના ગ્રાહકોને ખાસ સસ્તો લાભ.

**૧. પંજાબની રાણી**—આ ઐતિહાસિક નવલ કથા લૉર્ડ ડેલહૌસીના વખતની છે. એક વખત આખા હિંદુસ્થાનને ધ્રુજાવનાર, પંજાબના શીખ રાજા રણજીતસિંહના રાજમાં કેવી રીતે ફાટફુટ થઇ, તથા બાળ રાજા ધુલિપસિંહની માતાના સમયમાં ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીએ પંજાબમાં કેવી રીતે પગ પેસારો કર્યો, તથા તે રાજ કેવી રીતે નષ્ટ થયું તે વગેરે વાંચતાં વખતે શૂર, વખતે દયા, વખતે પ્રેમ, અને વખતે આંસુની ધારાઓ ચાલી જાય છે. અવશ્ય વાંચો. પાકું પુંઠું, સોનેરી નામ, ચિકણા કાગળ, ( કિ. ૧–૮–૦ ) હાલ અડધી **કીંમત ૧૨ આના** પોષ્ટેજ ૦–૧–૬.

**૨. પતિવ્રતા બેગમ**—( લુત્ફુન્નિસા ) મુસલમાની ભાષામાં ઘણા નોવેલ પ્રગટ થયાં છે, પણ આ ઐતિહાસિક નવલ કથા તે સર્વ પુસ્તકમાં ઉત્તમ છે એમ કહેવાની અમે હિમ્મત કરીએ છીએ, અને તે દરેકે દરેક હિંદુ તથા મુસલમાન ભાઇઓએ વાંચવી જ જોઇએ. એમાં બંગાળના છેલ્લા મહાન નવાબ સિરાજુદૌલાની માનીતી બેગમનું રસથી ભરેલું વર્ણન સરળ ભાષામાં લખ્યું છે. પ્રેમની પ્રત્યક્ષ સાક્ષી આ પુસ્તક પૂરે છે. પ્રેમનો આબેહુબ અને અદ્ભુત ચિતાર વાંચવો હોય તો આ પુસ્તક વાંચો. ચિકણા કાગળ, સોનેરી, નામો પાકું પૂઠું, કિંમત ( રૂ. ૧–૮–૦) હાલ ૦–૧૨–૦ પોષ્ટેજ ૦–૧–૬.

**૩. દેવી અન્નપૂર્ણા**—અથવા **સાત્વિક જીવનનો મહામંત્ર**—આ સાંસારિક નવલકથા દરેક સ્ત્રી પુરૂષે કિંવા યુવાન નર નારીએ જરૂર વાંચવી જોઇએ. ગુજરાતી ભાષામાં ઘણાં નૉવેલો બહાર પડયાં છે પણ આ નવલકથા વાંચકના હૃદયને જીંદગીના સાર્થક તરફ લઇ જાય છે, અને જીવન્મુક્ત બનાવી દે છે. સંસારના ધર્મોમાં રહીનેજ માણસ અપૂર્વ સુખ મેળવે અને પરલોકમાં મોક્ષ ધામ મેળવે તોજ તેનું જીવન સાર્થક થયેલું ગણાય છે. આ નવલકથામાં તેજ શિક્ષા ભરી છે. જુવાન માણસો જો આ નવલકથા વાંચીને સંસારમાં પ્રવેશ કરશે તો તેઓ પોતાના સંસારને સોનાનો બનાવી મૂકશે. વિલાયતમાં આવાં નવલકથાનાં પુસ્તકોની લાખો કોપીઓ વેચાઇ જાય છે.

પૃષ્ઠ લગભગ ૨૭૫, ચીકણા કાગળ, પાકું સુંદર પુઠું, સોનેરી નામો સાથે કિંમત ( રૂા. ૧-૪-૦ ) હાલ ૦-૧૨-૦ પોષ્ટેજ ૦-૧-૬.

## ૪. માલવિકા અગ્નિમીત્ર—ધન્ય છે, આપણાં સંસ્કૃત કવિ કાળીદાસને !

આ મનોહર નવલકથા તેમના સંસ્કૃત ગ્રંથ ઉપરથી લખાઇ છે પ્રેમનું જો કોઇ પણ અદ્‌ભુત વર્ણન કરી શકયું હોય તો તે મહા કવિ કાલિદાસજી છે. તમારે તમારા તે પ્રાચીન પ્રેમી કવિની પ્રસાદી ચાખવી હોય અને પ્રેમનાં ગુપ્ત તત્વો જાણવાં હોય તો આ નવલકથા વાંચો. ચિકણા કાગળ પાકું પુઠું, સોનેરી નામ ( રૂા. ૧-૪-૦ ) હાલ ૦-૧૦-૦ પોષ્ટેજ ૦-૧-૬.

## ૫. રામેશ્વરની મહા યાત્રા—( છપાય છે. તાકીદે બહાર પડશે. ) સુંદર

૧૦-૧૨ છબીઓ સહિત. આ તીર્થયાત્રાનુ પુસ્તક ધર્માભિમાની હિંદુ માત્રે ખરીદવું જોઇએ. મદ્રાસ તરફના તમામ તીર્થમા જેઓ સ્નાન, દાન, ધર્મ કરવા જઇ શકતા નથી, તેમને ઘેર બેઠાં આ પુસ્તક એક ચિત્તે વાચવાથી અને માનસિક ધ્યાન કરવાથી તે તે તીર્થોમા જવા જેટલુ પુણ્ય મળે છે. એમાં મદ્રાસ ઇલાકાનાં તથા રામેશ્વરના દરેક તીર્થોનુ સંપૂર્ણ પૌરાણિક ઇતિહાસિક ઉપાખ્યાન સાથેનુ વર્ણન આપવામાં આવ્યુ છે દક્ષિણના ચમત્કારિક તીર્થોની ઉત્પત્તિ અજાયબીમા ગરક કરી નાખે છે અને હિંદુ ધર્મનું ઉંડુ રહસ્ય સમજાવી આપે છે. વળી આ પુસ્તકમાં તીર્થોની જાણવા જેવી ખાસ ઉત્પત્તિ આપવા ઉપરાંત તેને લગતી છબીઓ છે અને વળી દક્ષિણમાં વેપારવણજ કરનારા શ્રીમંતો માટે પણ માહિતી આપેલી છે. યાત્રાએ જનારાઓને ક્યાં કેવી સગવડ છે તથા ક્યાં કેવી મુશીબત છે તે પણ બતાવી આપ્યું છે. પાકા પુઠાનાં, સોનેરી નામ સાથેનાં પુસ્તકની **કિંમત ફકત રૂા ૧-૮-૦** સર્વેનું વી. પી. ખર્ચ જુદુ પડશે.

સર્વ પત્રવ્યવહાર, મનીઑર્ડર વગેરે નીચલે સરનામે મોકલવા જોઇએ.

* આ પુસ્તકો અમારા એજન્ટો પાસેથી પણ મળી શકશે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

**મેનેજર-ભારતજીવન અને સસ્તી વાર્તામાળા. મુંબઈ નં. ૧૩**

## બહાર પડેલાં નવાં પુસ્તકો.

**જયા અને જયન્ત.**—રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ. કૃત ત્રણ અંકી સંપૂર્ણ નવુંજ નાટક કિં૦ રૂ. સવા.

**રાઈનો પર્વત.**—"પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ; રાઇનો પર્વત કરે, પર્વતનો વળિ રાઇ." આ દોહરો આ નાટકના આદર્શ—સૂત્રરૂપે—છે ઑન. રા. બા. રમણભાઇ મહીપતરામ કૃત સાત અંકી સંપૂર્ણ નવું નાટક. પાકું સોનેરી પુઠું. કિં. રૂ. એક.

**ગુજરાતી શબ્દકોષ.**—(શબ્દ ૫૦,૦૦૦ કિંમત ૬–૦–૦ આ કોષમાં નર્મકોષમાના શબ્દો આપવા ઉપરાંત હજારો નવીન શબ્દોનો ઉમેરો કરવામા આવ્યો છે. શબ્દોની વ્યુત્પત્તિ અને આધાર માટે પ્રાચીન કાવ્યો તેમજ આધુનિક પ્રખ્યાત લેખકોના લખાણોમાથી અવતરણ પણ આપવામા આવ્યાં છે. કદ રૈયલ ૮ પેજી સ્મોલપૈકા ઝીણા ટાઇપમા પૃષ્ઠ ૧૦૦૦ ઉપર. પુઠું પાકું સોનેરી નામવાળું.

**જીવણલાલ અમરશી મહેતા. ઠે૦ પીરમશાહ રોડ—અમદાવાદ.**

---

## ઉર્વશી સુગંધી ફીટીન સોપારીનો ભુકો.

મદ્રાસની પ્રસિદ્ધિ પામેલી આ ફીટીન નામની ઉત્તમ સોપારીમાંથી આ ભુકો બનાવવામા આવે છે અને તેમાં અંબર, કસ્તુરી, ઇલાયચી, જાયફળ, જાવત્રી વિગેરે ઉત્તમ સુગંધી પદાર્થો, નાંખીને બનાવવામાં આવેલી છે અને તેમા મોટો ગુણ એજ સમાયલો છે કે તમે ગમે તેટલો ખાઓ પણ બીલકુલ કંઠને ઇજા કરતો નથી તેમ આ ભુકાનો પાનમાં ઉપયોગ કરવાથી કાથાની જરૂર રહેતી નથી તેમ બીજો ગુણ એ છે કે આ ભુકો લાંબા વખત સુધી બગડતો નથી માટે દરેક સદ્દગૃહસ્થે સારા કામમાં તેમાં વિશેષે કરીને લગ્ન પ્રસંગે આ મદ્રાસી સુગંધી ફીટીન સોપારીનો ભુકો વાપરવા અમો ખાસ ભલામણ કરીએ છીએ. કીંમત રતલ ૧ ના ડબા ૧ નો રૂ. ૧–૪–૦ પોષ્ટ અને વી. પી. ખર્ચ જુદું. દરેક સ્થળે એજંટો જોઇએ છે. કમીશન માટે પુછોઃ—

**આરોગ્યવર્ધક ઔષધાલય,**

**આર. વી. પંડિત ઍન્ડ કું.** નં. ૬, બંદર સ્ટ્રીટ—જ્યોર્જ ટાઉન—**મદ્રાસ,**

ૐ

## ઘરની હવા ચોખ્ખી રાખનાર ઉત્તમ ચીજ શું છે ?



### અંબર, કસ્તુરીની પ્રસિદ્ધી પામેલી મ્હેસુરની સુગંધી.

# ઉર્વશી અગરબત્તીઓ.



આ **ઉર્વશી** અગરબત્તીઓ દરેક સદ્ગૃહસ્થ ઘરમા રાખીને ખરાબ હવાને દૂર કરો અને આરોગ્ય મેળવો એજ અમારી ભલામણ છે.

| નંબર. | અગરબત્તીની જાત. | તોલા ૧ નો ભાવ. | તોલા ૨૪ના શેર ૧ નો ભાવ. |
|---|---|---|---|
| ૧ | ગુલાબી કસ્તુરીની | ૦–૮–૦ | ૧૦—૦–૦ |
| ૨ | ,, અંબરની | ૦–૬–૦ | ૮—૦–૦ |
| ૩ | ગુલાબી. | ૦–૪–૦ | ૫—૦–૦ |
| ૪ | અગરની | ૦–૨–૦ | ૨—૦–૦ |
| ૫ | જવાદની કાળી | ૦–૫–૦ | ૬—૪–૦ |
| ૬ | મતાબની ,, | ૦–૩–૦ | ૪—૦–૦ |
| ૭ | પુન્નાગની ,, | ૦–૩–૦ | ૩—૪–૦ |
| ૮ | અગરબત્તી,, | ૦–૨–૦ | ૧–૧૦–૦ |
| ૯ | અગરબત્તી હલકી કાળી | ૦–૧–૦ | ૧—૦–૦ |
| ૧૦ | ચંદનની પીળી નંગ ૧૦૦ ના | | ૦—૮–૦ |
| ૧૧ | અંબરની ઘણી ઝીણી કાળી નગ ૧૦૦ ના | | ૧—૮–૦ |

આ અગરબત્તીઓ બીજી કોઇ પણ અગરબત્તીને ટક્કર મારે તેવી ઉત્તમ છે. એમાં ઉંચી જાતના મસાલા વપરાય છે દરેક ગૃહસ્થે પોતાના દેવસ્થાનમાં અને ટેબલપર વાપરવા લાયક છે. દરેક **સ્થળે એજન્ટો જોઇએ છે.** કમીશન માટે પત્ર વ્યવહાર કરવો.

**આર. વી. પંડિત એન્ડ કું.**

**નં. ૬ બદર સ્ટ્રીટ-જ્યોર્જ ટાઉન-મદ્રાસ.**

ઘર માંહેની નઠારી હવા દૂર કરી ચોખ્ખી હવા મેળવવાનું
સાધન શું છે?

# ઉર્વશી સુગંધી ધૂપની ભુકી.

આ **સુગંધી ભુકી** ઘણાખરા સદ્‌ગૃહસ્થોમાં (ષટ્કર્મ) પૂજા કરતી વખતે વપરાય છે. એમાં મોટો ગુણ તો એજ સમાયલો છે કે જો દેવતાની અંદર ફક્ત એકજ ચપટી ભરીને નાંખી હોય તો ધુમાડો ઉત્પન્ન થઈ દુર્ગંધને દુર કરી આખા ઘરમાં દરેક જગ્યાએ સુગંધી આપે છે તેમ બીજો ગુણ એ છે જે સ્નાન કરી રહ્યા પછી માથાના વાળને ધુપના સુગંધી ધુમાડાનુ સેવન કરાવવાથી શરદી પણ દુર થાય છે અને માથાના વાળને સુગંધી આપે છે. માટે દરેક સદ્‌ગૃહસ્થને આ અમારી **ઉર્વશી સુગંધિ ધૂપની ભુકી** એકવાર મંગાવી વાપરી ખાત્રી કરવા ભલામણ કરવામા આવે છે.

**કીંમત મોટી ડબી ૧ ના રૂ. ૨) નાની ડબી ૧ નો રૂ. ૧).**

આયુર્વેદિક શાસ્ત્ર પ્રમાણે બનાવેલું-તદ્દન વિશુદ્ધ

# આરોગ્યવર્ધક જીવન.

આ જીવન શુદ્ધ વનસ્પતિમાંથી બનાવેલુ છે. ખાવામાં અત્યંત સ્વાદીષ્ટ અને મધુર છે. શરીરના તમામ રોગોને દૂર કરી અત્યંત કાન્તિ આપે છે. લોહીને સુધારી મગજશક્તિને તેજસ્વી બનાવે છે. ગરમીના તમામ રોગને દૂર કરી પૂર્ણ આરોગ્યતા આપે છે. બાળક જુવાન અને વૃદ્ધ તમામને ખાવા લાયક છે. જ્ઞાનતંતુઓને ખીલવી યાદ શક્તિને વધારે છે અને અખૂટ કૌવતને આપવા માટે અકસીર ઇલાજ છે કીંમત ડબી ૧ નો રૂ. ૧॥.

આરોગ્યવર્ધક ઔષધાલયમાં તમામ જાતનાં ચૂર્ણો, ગુટિકાઓ, અવલેહો, આસવ, અરિષ્ટ તથા શુદ્ધ સાચા મોતીનો શ્યામ તથા સફેદ સુરમો તેમજ તમામ જાતની ભસ્મો, તેલો, સુગંધી તપખીર તેમજ અનેક ઔષધી જથાબંધ અમારે ત્યાં મળે છે.

દરેક ઔષધનુ પેકીંગ ચાર્જ તથા વી. પી. પોસ્ટેજ જુદું.

આર. વી. પંડિત એન્ડ કું.

નં. ૬ બંદર સ્ટ્રીટ-જ્યોર્જ ટાઉન-મદ્રાસ.

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. મુંબાઈ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર્સ કાલબાદેવી રોડ—પ્રિન્સેસ સ્ટ્રીટ. (છુટક પુસ્તકો પણ મળી શકશે.)
૨. ,, શા. મેઘજી હીરજીની કું. બુકસેલર્સ—પાયધુની.
૩. ,, રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ. લોવર પરેલ.
૪. સુરત—શા. રંગીલદાસ કાસીદાસ જનરલ મરચંટ-બરાનપુરી ભાગોળ.
૫. ભરૂચ—રા. રા. ગણપતરામ દુર્ગાશમ દેસાઈ. વિમા કંપનીના એજન્ટ.
૬. વડોદરા—રા. મોહનલાલ મનસુખરામ બુકસેલર. (છુટક પણ મળશે.)
૭. નડીઆદ—રા. રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઈ.
૮. નાંદોદ—રા. રા. મોતીલાલ ધોળીદાસ બુકસેલર, જનરલ મર્ચંટ.
૯. ભાવનગર—રા. અબ્દુલહુસેન આદમજી બુકસેલર. (છુટક પણ મળશે.)
૧૦. કરાંચી—રા. રા. છગનલાલ ત્રિભુવન દવે. ઠે. બંદર રોડ—પિપલ્સ એંક બિલ્ડિંગ.
૧૧. અમદાવાદ—ડી. રૉય અને કુંપની. ગુજરાતના એજન્ટ. ઠે. ખાડીયા પોલીસ ચૉકી પાસે.
,, મેસર્સ અનુભાઇ ભૂરાભાઇ ઠાકોરની કું.
,, રા. રા. જે. એન. વકીલ અને કું. રીચીરોડ.
,, રા. રા. નંદલાલ ચુનિલાલ બોડીવાળા. સારંગપુર.
,, રા. રા. રણછોડલાલ મોતીલાલ બુકસેલર. રીચીરોડ (છુટક પુસ્તકો પણ મળશે.)
,, રા. રા. મફતલાલ રામનારાયણની કું. રંગના વેપારીઓ.
,, વકીલ એન્ડ કુંપની. રીચીરોડ.
,, અંબાલાલ શંકરલાલ. ઢીંકવાગેટ પાસે સરૈયા પોળ.
૧૨. બારડોલી—રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઈ. વ્યાસ ફળીઉં.
૧૩ ઠઠ્ઠા—(સિંધ)—રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.

# ગોદરેજની તીજોરીઓ.



**આ**ખા હિંદુસ્થાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારે **ગોદરેજની ૩૭૨** તીજોરી ખરીદી છે. એ ઓરડર **ગોદરેજને આપવા** પહેલાં જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાંખી સરકારે તપાસી હતી અને ગોદરેજ સિવાય બીજી તીજોરીમાં સઘળા કાગળો બળી ગયાં હતાં.

સરકારી ઓફીસોમાં ચોરોએ તીજોરીઓ તોડી ચોરી કરવા માંડયાથી હાલમાં **ગોદરેજની ૨૯૯** મજબુત તીજોરીઓ ખરીદવામાં આવી છે.

મુંબઈમાં થોડા વખત ઉપર મેસર્સ ઈવિટ લેધમની ઓફીસમાં આગ લાગી તેમાં જાણીતા વિલાતી મેકરની ચાર તીજોરીઓમાં સઘળું બળી જવાથી ગોદરેજની ૭ તીજોરી ખરીદવામાં આવી છે.

દરેક પ્રદર્શનમાં બીજાઓ સાથની હરીફાઈમા **ગોદરેજને** હંમેશાં પહેલાં ઈનામ-સોનાનાં ચાંદ મળ્યા છે.

જ્યારે બીજા કોઈ કારખાનામાં ૬૦ થી વધુ માણસ નથી ત્યારે **ગોદરેજને** ત્યા જાશુક ૫૦૦ માણુસ કામ કરે છે.

**કારખાનું:-ગેસ કંપની પાસે, પરેલ-મુંબઇ.**

શાખાઃ—રીચીરોડ, અમદાવાદ.

# ગ્રાહકોને સૂચના.

૧. "સસ્તી વાર્તામાળા" ના ગ્રાહકોને **કાચા** પૂઠાંનું વાર્ષિક લવાજમ રૂ. બે અને પાકા પૂઠાંનું રૂ. ત્રણ (પોસ્ટેજ સુદ્ધાં) વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ. હિંદુસ્તાનના ગ્રાહકોએ મનીઑર્ડર મોકલવો નહિ પણ વી. પી. થી પુસ્તકો મંગાવવાં.

૨. **આફ્રિકાના ગ્રાહકોએ** કાચા પૂઠાના રૂ. ૨-૧૦-૦ તથા પાકા પૂઠાંના રૂ. ૪-૦-૦ (પુસ્તકો રજીસ્ટર્ડ કરીને મોકલવાના ૦-૪-૦ વધુ લેવામાં આવે છે જેથી પુસ્તકો ગેરવલ્લે જાય નહિ.) અત્યાર અગાઉ થયેલાં ગ્રાહકોએ રજીસ્ટર્ડ ચાર્જની ૦-૪-૦ ની ટીકીટો મોકલવી. દરેક ગ્રાહકે પત્રમાં નામ, ગામ, ઠેકાણું, પોસ્ટ જીલ્લો વગેરે સ્પષ્ટ અક્ષરે લખવું.

૩. ચાલુ વર્ષમાં **વાર્તામાળાનું** પ્રથમ પુસ્તક **પ્રમાદધનની પ્રભુતા,** બીજું **રાજપૂત કથાકુંજ,** ત્રીજું ચક્રવર્તી **બાપારાવ** અને ચોથું **બાદશાહી કથાકુંજ** આપવામાં આવ્યું છે. અને પાંચમું **મહારાણા પ્રતાપસિંહ** થોડા વખતમાં પ્રકટ થશે **દ્વિતીય વર્ષનું પ્રથમ** પુસ્તક અશાડ શુદ પુર્ણિમાને દિવસજ બહાર પડશે. પુસ્તકો માટે ગ્રાહક બંધુઓએ પત્રો લખી ઉતાવળ નહિ કરવા વિનંતિ છે જવાબ માટે રિપ્લાઈ કાર્ડ અવસ્ય મોકલવો. નવા વર્ષનું પ્રથમ પુસ્તક અશાડ વદમાં વી. પી. થશે

૪. હવે પછીનાં પુસ્તકો વખતસર મળે એવી યોજના રાખી છે અગાઉ આ નવા કાર્યમાં જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ દરેક સગવડ થઈ શકશે. ઉત્તર માટે રિપ્લાઈ કાર્ડ અવસ્ય મોકલવો.

૫. **અમદાવાદ** અને **નડીઆદના** જે જે ગ્રાહકોએ એજન્ટ મારફતે લવાજમ ભર્યું હોય તેઓએ લવાજમ ભર્યું હોય ત્યારથી આઠ દિવસમાં મેનેજરની સહી સાથેની રસીદ મેળવવી.

૬. ઠેકાણું બદલાતાં તરતજ ગ્રાહકોએ અમને ખબર આપવી. પત્ર વ્યવહાર કરતી વખતે રિપ્લાઈ કાર્ડ અથવા **અર્ધા આનાની** ટીકીટ બીડવા ભૂલવું નહિ. સર્વે પત્ર વ્યવહાર મેનેજરને સરનામે ચલાવવો. **મેનેજર.**